# અરમાનૂસા.

ભાગ ૨ જો.

પ્રકાશક

મુનશી ફતેહખાન અહેમદનખા

"દિલકશ"

"ઇન્સાફ" ઓફીસ

ઇસ્લામપુરા મુંબઇ નાં. ૪

૧૩૪૩ હિજરી ૧૯૨૫ ઇસ્વી.

કિંમત બે રૂપીઆ.

રાજ રત્ન



**શેઠ મુલ્લાં મોહુમદઅલી શેખ શરફઅલી સાહેબ જે. પી.**

ઓનરરી ફર્સ્ટ કલાસ માજીસ્ટ્રેટ, ધી કમાન્ડર ઇન ધી રેન

ઑફ એબીસીનીયન સ્ટાર.

# અર્પણ પત્રીકા.

**મહેરબાન મુરબ્બી શેઠ સાહેબ,**

## મુલ્લા મહમદઅલી શેખ સરફઅલી

**હરરવાળા સાહેબ. જે. પી.**

**સરફઅલી** શેઠ તણા તનુજ બહુ શુભ ગુણના સાગર
**મહમદઅલી** મનાય છે કુળ મધે એક દિવાકર
વિવેકીને વિદ્વાન માન નહિ જેના મનમાં
વદતાં થાય વખાણ જે તણા જાહેર જનમાં
વળી હૈયામાં ધરી હામતે દામ ધર્મમાં દે સદા
પરોપકારના કાર્યમાં ખંતે યત્ન લહે યદા.

**માનવંતા મુરબ્બી !**

આપ સાહેબની સાહિત્ય તરફની ઉંચી જીજ્ઞાસાઓ, કેળવણી તરફનો અથાગ પ્રેમ અને સાહિત્ય અભિલાસાઓ તરફની ઉત્તમ હમદર્દીને લઇ આપે મારા જેવા અદના શેવક તરફ દેખાડેલી હમેશની માયાળુ દ્રષ્ટી અને આપેલી કિંમતી સલાહ તેમજ મદદનો આભારી થઇ, મારા તરફથી પ્રગટ થતી આ ઇસ્લામી ઇતિહાસીક વાર્તા આપના નામે અર્પણ કરવા મુનાસબ ધારૂં છું. તો આપ તે કબુલ ફરમાવી તાબેદારને આભારી કરશો.

ઇસ્લામપુરા
તા. ૧ માહે રમ
ઝાનુલ મુબારિક
૧૩૪૩ હિ.

લી૦ આપનો
**મુન્શી ફતેહખાન અહેમદખાન**
દિલકશ

# અરમાનુસા.

## ભાગ બીજો.

### પ્રકરણ ૧ લું.

### નિરાશામાં આશા.

આટલું બધું છતાં અડગ યુકન્નાનો વિચાર બદલાયો નહીં. તે તેજ દિવસે રવાના થવાનો આગ્રહ કરતો રહ્યો, ત્રીજા પહોરનો વખત થયો એટલે કેટલાક ગુલામો અરમાનુસાના તંબુની પાસે પાલખી લાવ્યા અને તૈયાર થવાનું અંદર કહેવરાવ્યું તૈયાર થવાનું સાંભળી અરમાનુસાના હોશ ઉડી ગયા, થરથર ધ્રુજવા મંડી, બરબારાની પણ એવીજ સ્થીતી થઈ ગઇ, હોઠપર આંગળી મુકી સ્તબ્ધ પુતળાની જેમ ઉભી થઇ રહી. અરમાનુસાએ કહ્યું બરબારા ! બરબારા ! કાં બોલતી નથી ? લાવ મ્હારૂં ખંજર ક્યાં છે ? એટલામાં યુકન્ના તદ્દન સજ્જ થઇ તંબુમાં દાખલ થયો, પાલખીને પણ અંદર મંગાવી અને રડતી ધ્રુજતી અરમાનુસાનો હાથ પકડી તેમાં બેસાડવા મંડયો. બરબારાએ હાથ જોડીને કહ્યું લગાર સબુર કરો, તેણીને હોશ તો આવવા દયો, યુકન્નાએ હાથ મુકી દીધો, અને થોડી વાર થોભવાના ઇરાદાથી પાસેની એક કુરસી તરફ ગયો. હજુ તે કુરસી ઉપર બેસવા પામ્યો નહતો તેટલામાં તેનો એક નોકર દોડતો હાંફતો તંબુમાં દાખલ થયો અને બોલ્યો કે હજુર ઇસ્લામી સૈનાધીપતીની તરફથી એક એપીચો આવ્યો છે. જો આજ્ઞા હોયતો આપની રૂબરૂ હાજર કરૂં ?

યુકન્ના—(ગભરાઇને મનમાં) વળી આ શું બલા જાગી ? (પોતાના નોકરને) જલ્દીથી હાજર કર.

નોકર ઘણુ સારૂં હજુર ! કહી બહાર દોડયો. અને તરતજ એક મેલા લુગડા પહેરેલો અને જાણે ઘણી ઉતાવળથી પંથ કાપી આવ્યો હોય એવા દેખાવના માણસને લઇ અંદર આવ્યો. આવનારાએ યુકન્નાને સલામ કરી અને તેના હાથમાં એક પત્ર આપ્યો.

યુકન્ના તે પત્રને ઉઘાડી વાંચવા મંડયો.

બરબારા આ આવનારને નીહાળીને જોતી હતી, અને વીચારતી હતી આ આવનારને પ્રતાપે અમને કાંઇ લાભ થાયતો સારૂં............આવનાર બેપીયાએ અરમાનુસા અને બરબારાને જોઇને સલામ કીધી હતી તેથી બરબારાના મનમાં જાણે તેણી એને ઓળખતી હોય એમ વારંવાર આવતું હતું. ઘણીવાર સુધી ધ્યાન દોડાવ્યા પછી બરબારા તેને ઓળખી શકી. તે બેપીયો બીજો કોઇ ન હતો પણ અરમાનુસાનો બેપીયો મરકસ હતો. બરબારા મરકસને જોઇ ખુશ થઇ અને વાંકી વળી ધીમે સ્વરે અરમાનુસાના કાનમાં કહયું કે આ તો આપણો બેપીયો મરકસ છે. મરકસનું નામ સાંભળ્યું ત્યારે અરમાનુસાએ પણ તેની સામે જોયું મરકસે તરતજ ઝુકીને સલામ કીધી. અરમાનુસાનુ કરમાએલું મન ખુદબખુદ પ્રફુલિત થવા લાગ્યું નીરાશાનું અંધારૂં દુર થઇ આશાના તેજસ્વિ કિર્ણો પ્રકાશિત થયાં. અરમાનુસા અને બરબારાના મનનો ઉચાટ અને ગભરાટ એકદમ આત્માનંદ અને અવર્ણનિય શાંતીમાં બદલાઇ ગયો. તે બન્નેએ હવે યુકન્નાની તરફ નજર ફેરવી તેઓએ તેને કાગળ વાંચતો અને ફીકો પડતો જોયો પાંચ મીનીટ પહેલાં તેના ચ્હેરા ઉપર જે તેજ હતું તે તેજ નાશ પામ્યું હતું તેના ચ્હેરા ઉપર ગભરાટ અને ભયના ચિન્હ પ્રગટી નીકળ્યા હતા, હાથ પગ ધ્રુજતા હતા. થોડીવાર સુધી તો તે જાણે વાંચતો હોય તેમ પત્રની સામે ટગર ટગર જોતો ઉભેલો દેખાયો હતો પણ ખરૂં પુછતાં તે કંઈ વીચીત્ર ચીંતામાં પડી ગયો હતો. આખરે તેણે હીંમ્મત દેખાડી બેપીયાને પુછયું કે તમે રવાના થયા ત્યારે ઇસ્લામી સૈનાધિપતી શું કરતા હતા ?

**બેપીયો**—જ્યારે હું રવાના થયો ત્યારે તેઓ બિલબિસપર ચઢાઇ કરવાના વિચારથી ફરમાના રણક્ષેત્રથી નિકળી ચુકયા હતા.

યુકન્નાએ આ સાંભળી બીજું કાંઇ ન પુછતાં એકદમ તંબુની બહારનો રસ્તો લીધો.

અરમાનુસાએ યુકન્નાના જવા પછી મરકસને બેસવાનું કહી પુછયું મરકસ ! તેં ઘણા દહાડા લગાડયા ? કયાં હતો ? અને શું કરી આવ્યો ?

**મરકસ**—( શેહઝાદીની પાસે જઇ તેના ચરણચુમી ) હજુર ! હું આપના માટે ખુશીની ખબર લાવ્યોછું. એક આફતમાં ફસાઇ ગયો હતો તેથી આટલા દહાડા લાગ્યા નહી તો કયારનોએ હાજર થઇ ગયો હોત. ( પછી તેણે યુકન્ના સાંભળી ન શકે અને સાંભળે તો સમજી ન શકે એટલા માટે કીબ્તી ભાશામાં પોતાનું વૃતાંત કહેવું શરૂ કર્યું. )

**મરકસ**—મને આ માણસની ખોટી નિષ્ઠાની ખાત્રી થઇ અને મ્હારા મનમાં એમજ ઉગી આવ્યું કે તે આપને છેતરવા માટે પોતાને ફુસ્તુનતીન તરફથી આવેલો જાહેર કરે છે તે ઉપરથી મેં ઇસ્લામી સેનાધીપતીને જે આ દેશ ઉપર ચઢાઇ કરવા આવે છે, મળીને આ પત્ર લીધો આ પત્રમાં તેઓએ યુકન્નાને ઘણો ધમકાવ્યો છે. અને આપને કશા પ્રકારનું નુકશાન ન પહોંચાડે એવો સખત હુકમ લખ્યો છે.

**બરબારા**—(પ્રાર્થના માટે હસ્ત અને શીશ ઉંચુ કરી) જે માલીક ખુદાએ અમને સખત આફતથી બચાવી લીધા તે માલીકનો હું ઉપકાર માનુ છું. મરકસ ! શાબાશ ખુદા તને ઘણું જીવાડો અને ત્હારી સર્વ આશાઓ પુર્ણ કરો. ખુદા તો ત્હારી નેકીનો બદલો આપશે. પણ અમે એ ત્હારી કદર બુઝીશું તેં અમારી જે પ્રકારે સેવા બજાવી છે તે પ્રકારે ભાગ્યેજ કોઇ બજાવી શકત.

બરબારાએ ઉપર પ્રમાણે મરકસનો ઉપકાર માન્યો અને તેના વખાણ કર્યા અને જો કે અરમાનુસા જેણે મનમાં ને મનમાં તેનો ઉપકાર માન્યો હતો અને પોતાની ઉંચ પદવી અને સ્થીતિના કારણથી વધુ કાંઇ બોલી શકતી ન હતી તે મૌન ધારણ કરી બેઠી હતી તો પણ ઉપકારના ચિન્હ તેની મુખ મુદ્રા ઉપર પ્રગટયા હતા.

**બરબારા**—મરકસ ! હું બીહુ છું કે રખેને યુકન્ના ક્રોધાયમાન થઇ આપણને વધારે સંતાપવા તૈયાર ન થાય.

**મરકસ**—બરબારા ! હવે એ તો શું સંતાપવાનો હતો, એના તો મોતીઆજ મરી ગયા હશે. મેં તેને જે પત્ર આપ્યો તે પત્રજ એવો હતો કે જુલાબ લાગી ગયો હશે. અને હું તો ધારૂં છું કે તે હવે અહીંયાંથી

સટકી નીકળવાની તૈયારી કરતો હશે. લ્યો ! હું જોઇ આવું. આપ બન્ને નિરાંતે અહીં બેસો ( એમ કહી તે તંબુની બહાર ચાલ્યો જાયછે. )

બરબારા મરકસની આ હીલચાલ અને વાતોથી એટલી તો ખુશ થઇ કે એકાએક ખુશીના આવેશમાં આવી તેણીએ અરમાનુસાને પોતાની છાતી સરસી જોરથી ભીચી લીધી અને તેના પ્રકાશિત કપાળને ચુમી બોલી.

આપે જોયું ? હું કહેતી ન હતી કે નિરાશ થવું ન જોઇયે ? હવે આશાએ ફળવાનો રસ્તો ખુલ્લો થયો છે. એવી મને ખાત્રિ થઇ.

**અરમાનુસા**—એ તો બધું ઠીક ! પણ હું કયારનીએ વિચારમાં છું કે આરબ ઇસ્લામીયો પોતાના વચનના સાચા છે એની શી ખાત્રી ? એવું ન બને કે આપણે આ આફતમાંથી મુકત થઇ બીજી કોઇ આફતમાં ફસી જઇયે.

**બરબારા**—નારે સાહેબ ! આપ આરબ ઇસ્લામીયો ઉપર વિશ્વાસ રાખો જ્યારે તેઓએ આપને અમાન ( સલામતી ) આપી છે ત્યારે આપને કશા પ્રકારનું ડરવાપણું હોવું ન જોઇએ અને વળી હું જાણું છું કે આપના પિતાશ્રીએ તેમની સાથે કોલકરાર કરી લીધેલા છે. અને એ છતાં એ આપે દરેક આફતમાંથી બચાવનાર માલિક ખુદા ઉપર વિશ્વાસ રાખવો જોઇયે, તે આપણને દરેક પળે રક્ષણમાં રાખશે.

મરકસ તંબુની બહાર ગયો ત્યારે તેણે યુકન્નાના માણસોને તંબુઓ ઉપાડતા અને ઉતાવળથી સરસામાન લાધતા જોઇ ઘણો ખુશ થયો અને યુકન્ના કે જે મરકસના આવવા પહેલાં પણ મુસાફરી માટે તઇયાર હતો તેને ઘોડા ઉપર અસ્વાર થઇ ચુકેલો જોયો તેથી તે તંબુમાં પાછો આવ્યો અને શાહઝાદીને તેના નાસી જવાની ખુશ ખબર આપી. થોડી વારે બરબારા પણ બહાર નીકળી ત્યારે તેણીએ જે જગ્યાએ માત્ર થોડા વખત પહેલાં સેંકડો તંબુઓ દીઠા હતા તે જગ્યાને તદ્દન મેદાન જોઇને અને થોડો ઘણો સરસામાન જે નાસનારાઓ ઉતાવળમાં ભુલી ગયા હતા તેને આમ તેમ પડેલો જોઇને તથા દુર યુકન્નાના માણસોને જીવ લઇ નાસતા જોઈને અરમાનુસાને હાંક મારી કહ્યું.

શાહઝાદી સાહેબ ! બહાર આવીને જુવો તો ખરાં કે મુવો યુકન્ના કેવો નાસી રહયો છે ?

અરમાનુસા બહાર આવી અને જોયું તે સર્વે નાસી નીકળ્યા હતા, હવે માત્ર દુર તેમના નાસવાથી ઉડતી ધુળના ગોટા દેખાતા હતા. જો અરમાનુસાના તંબુની બાજુમાં તેની લોંડીઓનો તંબુ ન હોત તો આખુ મેદાન ઉજડ અને સુનસાન બની ગયું હોત.

અરમાનુસા—(એટલામાં કાંઇ દુર જોઇને) મરકસ ! મરકસ ! જોતો ખરો પેલા ટેકરા ઉપર એક માણસ અરબી ઢબના લુગડાં પહેરી કેવો બેઠો છે, તે કોણ છે તું ઓળખે છે ?

મરકસ—શાહઝાદી સાહેબ ! તે ઇસ્લામી સૈનાધિપતિનો બેપીઓ છે, આપના પિતાશ્રીની સેવામાં જશે જ્યારે આપ નિરાંતે બેસશો ત્યારે હું તેનું વર્ણન કરીશ.

પછી બીલબીસના હાકિમને, મરકસની સાથે કહેવરાવ્યું કે શાહજાદી સાહેબનો પડાવ અહીંયા છે. તેઓ યુકન્નાની સાથે ગયા નથી માટે તમે આવીને તેમને શેહરમાં લઇ જાઓ. હાકિમ તરતજ પોતાના સરદારો અને અમીરોને સાથે લઇ હાજર થયો અને યુકન્નાના નાસી જવાનું કારણ પુછી સાંભળી ઘણો અચંબો પામ્યો અને અચંબાની સાથે અરમાનુસા બચી જવા પામી તે ખાતર ખુદાનો ઉપકાર માન્યો અને ઘણીજ ધામ ધુમથી શાહજાદીને મેહલમાં લઇ ગયો.

આ વખતે ત્રીજો પહોર ઢળી ચુકયો હતો. સુર્ય અસ્ત થવા નીચે નમતો જતો હતો મરકસ પોતાની પ્રેમદા **મારિયાના** નામમાં ગુલતાન થઈ રહયો હતો અને રાત પડે તો તેના દર્શનાર્થે જવાનું વિચારી રહયો હતો બરબારા તેની એ સ્થિતિને કળી જઇ બોલી કે મરકસ ! ખાત્રી રાખજે કે શાહઝાદી સાહેબ તને કદી નહીં ભુલે. શાબાશ મરદ તો એવાજ હોયછે. હાં હવે તું ત્હારો કીસ્સો કહી સંભળાવીશ કે ? મારિયાને મળવા જઇશ?

મરકસ—જેવો આપનો હુકમ ! (કાંઇ વિચારીને) પણ હશે ! હું ટુકમાં કહીજ દઉં છું. (તેણે પોતાનો સર્વે કીસ્સો અથઇતિ વર્ણવો શરૂ કર્યો જ્યારે તેનું ઉંટ ઉપરથી ભોંય ઉપર પડવાનું વર્ણન આવ્યું ત્યારે શાહઝાદી અને અરમાનુસા બન્નેએ ઘણો અફસોસ દર્શાવ્યો અર્થાત તેણે ઉંટ ઉપરથી પડયા પછી એક લાંબા અરબી અસ્વારનું આવીને તેને પોતાના ઘોડા ઉપર બેસાડી છાવણીમાં લઇ જવું અને તેનો ઇલાજ કરવો

અને ઇસ્લામી સૈનાધિપતિને મળી યુકન્નાના સંબંધમાં વાત કરવાની તક મળવાની વાટ જોવી અને આખરે યુકન્નાના ઉપર ધમકીનો કાગળ લાવવો વીગેરે વીગેરે લગારે લગાર વર્ણન તેણે કહી સંભળાવ્યું.

**મરકસ**—(પોતાની વાત જારી રાખીને) અને નામદાર ગરીબ પરવર આપે જે આરબને ટેકરા ઉપર બેઠેલો જોઇ અને પુછ્યું તે **"ઝયાદ"** અરબ, તે **"યહયા"** ગ્રામીટીશીયન (વ્યાકરણવેત્તા) નો ચેલો છે (ઝયાદનો સંક્ષેપ્તમાં ઇતિહાસ વર્ણવી) તે આપના પિતાશ્રી ઉપર એક છુપો પત્ર લઇને જાય છે, જેમાં સમગ્ર કીબ્તી પ્રજા માટે અમાન (સલામતી) નું વચન આપવામાં આવ્યું છે.

**અરમારા**—(વચમાં) અને હવે ઝયાદ કયાં છે?

**મરકસ**—શહેરની બહાર હશે અને થોડી વારમાં આવતો હશે. હું તેને રસ્તો દેખાડી દઇશ એટલે તાબડતોબ કીલ્લામાં જઇ હજુર મકુકસની મુલાકાત કરી શકશે.

આ વાતો ચાલતી હતી એટલામાં નોકરોમાંનો એક નોકર અંદર દોડયો આવ્યો અને બોલ્યો, કે ગરીબ પરવર કોઇ માણસ બહાર રડતો કુટતો આવ્યો છે, અને આપની રૂબરૂ આવવાની રજા માગે છે. અને ફરીયાદ! ફરીયાદ! ની બુમો પાડે છે.

**અરમારા**—(રાતના વખતે એવો તો કોણ હશે અને બીલબીસનો હાકીમ હોવા છતાં અમારી પાસે ફરીયાદ કેવી! એવો આશ્ચર્ય પામી) ઠીક તો તેને અંદર દાખલ કર.

એક વૃદ્ધ ઉમરનો માણુસ રડતો છાતી કુટતો માથાના વાળ તોડતો અંદર દાખલ થયો અને એકદમ શાહઝાદીના ચરણમાં પડી બોલ્યો ગરીબ પરવર! પેલા જાલીમો તેને ઉંચકી ગયા, છીનવી ગયા–હાય! કોણુ જાણે હવે મ્હારૂં શું થશે? આવો જુલમ તો કયાંય નહોતો દીઠો!!

**મરકસ**—(તેને ઓળખીને) આતો મ્હારો કાકો "મોઅલ્લમ અસ્તફાનુસ" છે (એકદમ ઉભો થઇ) કાકા સાહેબ શું છે? શું ઉંચકી છીનવી ગયા? અને કોણુ? કાંઇ કહો તો ખરા?

**વૃદ્ધ**—(તેને લક્ષપુર્વક નીહાળી) બેટા મરકસ! તું અહીં છે? મારિયાને તો તેઓ હાથોહાથ ઉપાડી ગયા છે.

મરકસ—(ચીસ પાડી ક્રોધાયમાન થઈ) કોણ ઉપાડી ગયું? નામ તો લ્યો.

અસ્તફાનુસ—પેલો લુચ્ચો, નીચ હાકીમનો નીચ છોકરો જેણે તે બાપ દીને નીલ નદીમાં નાખી ઠાર કરવાની યુકતી રચી હતી તે. જ્યારે તેણે સાંભળ્યું કે બીલબીસ ઉપર કેટલીક ફોજ ચઢી આવેલી છે અને બીલ-બીસવાળા લડાઈની અને બચાવની તૈયારીમાં પડેલા છે. ત્યારે તેનો લાભ લઇ તે પોતાના બાપના કેટલાક સીપાહીયો લઇ આપણે ત્યાં આવ્યો અને અમે બધાને નીર્દયપણે જેરબંદ વડે માર મારી, મારિયાને મુશ્કેટાટ બાંધી કોણ જાણે કઇ તરફ લઇ ગયો. મારી પીઠ ઉપર તું આ સોળ તો જો અને ખુદા જાણે મારીયાની તો શી દશા થઇ હશે.

મરકસ—(ક્રોધથી લાલચોળ બની) કઇ તરફ લઇ ગયા એ બતાવી શકશો! (તલવારની મુઠ ઉપર હાથ મુકી) હું એ બધાના જુલમની પુરી ખબર લઇશ!!

અસ્તફાનુસ—તેને કયાં લઈ ગયા એ હું જાણતો નથી. કદાચ ઍનશમ્સ અથવા તેની આસપાસની કોઇ જગ્યામાં લઇ ગયા હોય તો લઇ ગયા હોય.

ક્રોધાયમાન થઇ બહાર મરકસે જવા ચાહયું પણ બરબારાએ તેનો હાથ પકડી કહયું કે મરકસ ધીરજધર તું એકલો જઇને શું કરી શકીશ અત્યારે કઇ તરફ જઇશ? તું આ તરફ જાય અને તેઓ તેને એ તરફ લઈ ગયા ન હોય તો ત્હારા જવાથી શો ફાયદો (પછી તેણે એક નોકરને બોલાવી) જા અહીંના હાકીમને બોલાવી આવ, (હાકીમ હાજર થયો) શી આજ્ઞા છે? સાહેબ!

બરબારા—(હાકિમને) શાહઝાદી સાહેબનો હુકમ છે કે આપ આપના શુરવીર લડવૈયા યુવાનોમાંથી થોડાકને આ મરકસની સાથે તેની મદદ અર્થે મોકલો કેમકે ફલાણા હાકીમનો છોકરો તેની વહુને લઇ નાસી ગયો છે અને તે તેને શોધવા જાય છે અને તે ઉપરાંત તેની શોધ માટે બીજા કેટલાક સીપાહીયોને આસપાસ મોકલી દયો અને એવો હુકમ આપો કે જ્યાં એ લુચ્ચો મળે ત્યાંથી તેને પકડીને અહીં હાજર કરે.

**હાકિમ**—ઘણું સારૂં ! શાહજાદી સાહેબની આજ્ઞાનુસાર સર્વ બંદો-બસ્ત હમણા હાલ કરી દઉછું. (મરકસને) મરકસ ! આવ મ્હારી સાથે આવ.

મરકસ હાકિમની સાથે ગયો કે તરતજ હાકિમે કેટલાક અસ્વાર અને પાયદલ સીપાહીયોને ચારે તરફ સખત તાકીદ ભર્યા હુકમ સહિત રવાના કર્યા અને કેટલાક અસ્વાર મરકસની તૈનાતમાં સોંપ્યા મરકસ તે અસ્વારો સહીત શહેરની બહાર નીકળ્યો શેહરની બહાર તેને ઝયાદ મળ્યો ઝયાદે તેને પુછ્યું કે આમ ગભરાએલા જેવો કયાં જાએ છે ? મરકસે સંક્ષેપ્તમાં સર્વ હકીકત કહી સંભળાવી ત્યારે તો ઝયાદે કહયું કે હું પણ ત્હારી સાથે ચાલું છું ત્હારે કોઇ પ્રકારે મુઝાવું નહી જો ખુદાની મરજી હશે તો હમણા હાલ મારીયાને પાછી લઇને આવીશું.

આવી રીતે મરકસ પોતાની માશુકની શોધમાં રવાના થયો અને પેલી મેર અરમાનુસા અને બરબારા પરિણામની વાટ જોતાં ચિંતાતુર બેહાં તેમને મરકસની ઘણી ફીકર હતી કેમકે ખરી રીતે જોતાં મારીયા જાલિમના ફંદે ફસાવવાના કારણ રૂપ, તેમના કામ અર્થેની મરકસની ગેર હાજરી હતી.

હવે આપણે તેમને મારિયાની શોધમાં રહેવા દઇ, બહાદુર અરકાદયુસની ખબર લઇયે છીયે.



## પ્રકરણ બીજું.

**મર રહા કૌંસિદ, ન લાયા કુચ્છ જવાબે ખ-તે શૌક;**
**આહ ઐસી બેકસી ? ઉન્કી ખબર હુમકો નહીં.**

**આ**પણી નોવેલનો નાયક અરકાદયુસ પોતાના ઓરડામાં આકુળ વ્યાકુળ બેઠો છે, તેના હોઠોનું હાલવું, મંદ અવાજે નિકળતા નિશ્વાસને સાબીત કરી દેખાડે છે, મુખાર્વિંદપર ચિંતા અને ફીકરની નીશાનીએ સ્પષ્ટ દેખાય છે. આ વખતે તેના અને તેના મન વચ્ચે વિચિત્ર વાતો થઇ રહી છે, તે વિચારે છે કે મેં શામાટે એક ઓરતને કંઇ પણ વિચાર્યા વિના મ્હારી મહોર આપી દીધી તે વખતે મ્હારી બુદ્ધિ ક્યાં ગઇ હતી? શું હું તે વખતે આંધળો બનેલો હતો કે મેં એટલુંએ વિચાર્યું નહી, કે એક અજાણી સ્રીને પોતાની મોહર તે કેવી રીતે સોંપાય ?........ખરેખર મ્હારા જેવો મુર્ખ તો કોઇએ નહીં હોય ! બસ તેણીયે બે ચાર વાતો કરી એટલે મેં મ્હારો ભેદ કહી દીધો વીંટીએ ઉતારીને આપી દીધી અને તેણી ઉપર સર્વે વિશ્વાસ મુકી દીધો ! ! અરે એ નાદાન ! માન ! જો આજ પંદર દીવસ થઇ જવા આવ્યા છે પણ હજુ સુધી તેની તરફથી કાંઇ ખબર અંતર આવ્યા નથી........ત્યારે શું હું પોતે કોઇ બેપીયો બિલબિસ મોકલું ! ના ! ના ! એમ તો કરવું ન જોઇએ કેમકે એથી તો ઉલટા ફજેત થઇશું અને સર્વ ભેદ ખુલ્લો પડી જશે અને રહી સહી આશાનોએ નાશ થશે........ત્યારે મ્હારે કરવું શું ?........શું પેલી ઓરત કોઇ ઠગારી અને દગલબાઝ તો નહીં હોય ! ! !

એટલામાં એક સીપાહીયે ઓરડામાં આવી કહયું ! હજુર !

અરકાદયુસ ( ચમકીને તથા ગભરાઇને ) કેમ ? શું છે ?

**સીપાહી**—આપને આપના પીતાશ્રી બોલાવે છે ?....જલ્દી બોલાવે છે ! અરકાદયુસ તરતજ ઉભો થયો અને મોહટાં મોહટાં ડગ ભરતો ભરતો પોતાના પીતાશ્રી પાસે જઇ પહોંચ્યો, તેણે જોયું કે મ્હારા પિતાશ્રી આ વખતે ઘણી ચીંતામાં બેઠા છે. તેઓ આમ તેમ ઓરડામાં ફરે છે. કાંઇ વિચારે છે અને વિચારની સાથે ક્રોધ પણ કરે છે.

ઓઇરજે અરકાદયુસને આવેલા જોઇ તેના હાથમાં એક પત્ર આપી કહયું કે આને વાંચ જોઇયે !

**અરકાદયુસ**—( તે પત્ર લઇને અને તે ફ્રીન્જી ભાષામાં બીન્યામીનના હાથનો લખેલો છે એ જોઇને ) પીતાશ્રી ! આ પત્ર કેવો ?

**ઓઇરજ**—એ હું શું જાણું ? ફ્રીન્જી ભાષામાં લખેલો છે, અને હુ તે ભાષા પુર્ણ રીતે જાણતો નથી, તો પણ હું એટલું તો સમજી ગયો છું કે તે એ "અંતરીક"નો પત્ર છે કે જે રૂમી લોકોનો કટ્ટો દુશ્મન છે. તેને મકુકસનો એક માણસ લઇને જતો હતો. તેથી મને એમ ખાત્રી થાય છે કે આપણને છેતરવાનું કાંઇ કાવત્રુ રચાવ્યું હશે. માટે તે વાંચીને મને તેનો ભાવાર્થ સમજાવ.

અરકાદયુસે મનમાં ને મનમાં તે પત્ર વાંચ્યો, અને તેનો મતલબ તેના પીતાશ્રીના અનુમાન મુજબજ હતો એ જોઇને તે ઘણો બ્હીન્યો અને તેના મનમાં આવ્યું કે જો હું એનો ખરો ભાવાર્થ પીતાશ્રીને કહીશ તો તેઓ તરતજ મકુકીસને કેદ કરી લેશે અને તેથી એ બન્નેમાં કટ્ટી દુશ્મની તો છેજ, અને વધુ વધી પડશે. અને તેમની વચ્ચે દુશ્મનાઇનું વધવું, એ મ્હારા માટે હાનીકારક છે, અરમાનુસાને મેળવવામાં વધુ મુશ્કેલીઓ આવી નડશે માટે તેનો ખરો ભાવાર્થ છુપાવું તો સારૂં આવો ખ્યાલ આવવાથી તેણે તેના ભાવાર્થને બદલી બીજા રૂપમાં સમજાવી કહયું કે;—

આ પત્રમાં બીતરીક બીન્યામીને મકુકસને ફ્રીન્જી પ્રજાનો પક્ષ કરતા નાખુશ જોઇને એમ લખ્યું છે કે તમે બનતા પ્રયત્ને રૂમી પ્રજાને હાર પમાડવાની યુકતીઓ કરશો એવી આશા છે........એથી તો એમ સીધ્ધ થાય છે કે મકુકસ ફ્રીન્જીયોનો પક્ષ કરવા નાખુશ હશે ત્યારે તો બીતરીક બીન્યામીનને એમ લખવાની ફરજ પડી, નહી તો તેને એમ લખવાની શી જરૂર હતી. અને બીતરીક પોતાની મરજી મુજબ ગમે તેમ લખે એમાં મકુકીસનો કશો વાંક ગણાય નહી.

**ઓઇરજ**—( અરકાદયુસની ઢબ ઉપરથી એમ અનુમાન કરીને કે અરકાદયુસ કોઇ ખરી વાતને છુપાવવાના પ્રયત્ન કરેછે ) અરકાદયુસ ! હમણાં તું મને ફ્રીન્જી પ્રજાનો પક્ષ કરતો અને અર્થનો અનર્થ કરતો દીસે છે

વાર મકુકીસ કીપ્તીયોનો પક્ષ કરવા નાખુશ હતો, તેથી ખીન્યામીનને એમ લખવાની ફરજ પડી એવું તું કેવી રીતે સમજ્યો!

**અરકાદયુસ**—પિતાશ્રી! આપ મ્હારા ઉપર શંકા કાં આણો છો? મને કીપ્તીઓની શી પડી છે કે હું તેમનો પક્ષ કરૂં? રૂમી પ્રજાની મદદ અર્થે સજ્જ થનારાઓમાંથી હું પહેલો છું અને ખુદા જાણે છે, હું તેમના માટે જેટલી લાગણી ધરાવું છું તેટલી બીજા કોઈ માટે ધરાવતો નથી અને એટલું તો આપ પણ જાણતા હશો.

**ઓઘરજ**—પુત્ર! હું સારીપેઠે જાણું છું કે તું ખરો દેશભકત રાજ્ય ભકત અને પોતાની જાતીના માન અર્થે જીવ પણ અર્પણ કરતાં પાછો નહીં હઠનારો છે, પરંતુ હમણા ત્હારી વાત એવા પ્રકારની હતી કે મને શક આવ્યા વિના રહેજ નહી અને હું તો મકુકીસ અને કીપ્તી પ્રજાનો એટલો મોહટો દૂશ્મન છું કે મ્હારા મનમાં આવે છે કે હમણાં હાલ બહાદૂર સીપાહીયોના રસાલા મોકલી મકુકસને કેદ કરાવું અને કીપ્તીઓના લોહીની નદીયો વહેવરાવું અને હમણાં તે (મકુકસ) કીલ્લામાંજ છે, સહેલાઈથી કેદ થઇ શકશે.

**અરકાદયુસ**—(પોતાના સંબંધમાં ભયથી ધ્રુજીને, તથા જે જે વિટંબણાઓ ભવિષ્યમાં આવનારી છે તેનો ખ્યાલ કરી) પિતાશ્રી! આપ ધીરજ ધરો! ઉતાવળા સો બાવરા ધીરાસો ગંભીર! ધીરજ થકી જે કામ નિકળે છે તે ઉતાવળથી નીકળતો નથી આજ અગાઉ મેં આપને કદી ઉતાવળા જોયા નથી પછી આજે શા માટે ઉતાવળા થવું. આપ સારી પેઠે સમજી શકો છો કે હાલના સંજોગો વચ્ચે કીપ્તીયોને આપણા શત્રુ બનાવી લેવા તે લગારે યોગ્ય નથી કેમકે તેમ કરવાથી તો તેમને આપણી વિરૂધ આવવાનું બહાનું મળશે અને તેઓ આપણા તાબે ન રહેતાં બળવો કરશે તો આપણે શું કરીશું?........આપણે તો લગભગ આવી પહોંચેલા પરદેશી શત્રુઓ સાથે લડીશું કે આ અંદરના બળવાને સમાવીશું? અને તે ઉપરાંત કીપ્તીયો આરબ દુઃશમનોને જઇ મળશે અને તેમના મદદગાર બની આપણને હાંકી મુકવાની યુકિત કરતાં લગારે ચુકશે નહીં માટે મ્હારો અભિપ્રાય તો એવો છે કે જ્યાં સુધી સર્વ ભરમે ચાલે છે ત્યાં સુધી ચાલવા દેવું અને જોયું ન જોયું કરી જવું. પછી આપની મરજી હા! આપણી અને આરબો વચ્ચેની લડાઇના પરિણામ પછી કીપ્તીયોને

તેમની શીક્ષાએ પહોંચાડવામાં કશો બાધ નથી પણ હમણા તો તેવું કશું-એ કરવું આપણે પોતાનેજ હાની કર્તા છે.

ઓઠરજ—(થોડીવાર વીચાર કરીને) પુત્ર! ત્હારો અક્ષરે અક્ષર સત્ય અને દુર અંદેશી ભર્યો છે, પણ એટલું તો યાદ રાખજે કે હું આરબોની સાથની લડાઇ પછી મકુકસની પાસેથી સખત બદલો લઇશ, અને ત્યારેજ મને ચેન પડશે. કેવો નીચ! મકુકસ તે પોતાની અસલજ ભુલી ગયો! અને પોતાના અન્નદાતા પ્રત્યેજ નીમક હરામી કરવા તત્પર થયો? મારા મનમાં તો એમ આવે છે કે શેહનશાહને તેની સર્વ બેઇમાનીયો લખી મોકલું અને તેની સાથે વેવાઇપણાની સગાઇ બાંધવાની મનાઇ કરૂં પણ નહી, નહી, હું હમણા થોડાક દહાડા સબર કરીશ કેમકે તેના અને તેના પરીવારના શરીરના કટકા કુતરાઓને નાંખવાનો સમય મને તદન સમીપ દીસે છે રાજદરોહી એજ પરીણામને પામે છે. યાદ રાખ બચ્ચા યાદ રાખ! એટલું બોલી સુઇ રહેવા માટે લુગડા ઉતારવા મંડયો અરકાદયુસ તેના પીતાની રજા લઈ બહાર નીકળ્યો તે વખતે તેની વીચીત્ર સ્થિતી હતી, તે પોતાના પીતાશ્રીના ક્રોધનો ખ્યાલ કરી અત્યંત નીરાશાને પામ્યો હતો, તે વીચારતો હતો કે જ્યારે મ્હારા પીતાજી અને થનાર સસરાજી વચ્ચે આટલો બધો અણબનાવ છે ત્યારે હું અરમાનુસાને કેવી રીતે વરી શકીશ? અને કદાચ વરી શકીશ તો એટલી બધી વીટંબણાઓ વેઠવી પડશે કે કાંઈ કહેવાની વાત નહી. આવા વીચારોમાં તે એટલો બધો તલ્લીન હતો કે તેને પોતાના સુવાના ઓરડામાં આવવા સુધીનો રસ્તો સુઝતો ન હતો આખરે ઘણી મુશકેલીથી તે પોતાના ઓરડામાં આવ્યો અને લુગડા ઉતારી પલંગ ઉપર સુતો પણ ઊંઘ કયાંથી આવે પોતાના પીતાશ્રીના ક્રોધ મકુકસની હીલચાલ કુસ્તુનતીનની માગણી અને અરમાનુસાની દશાના વીચારોએ તેને ચોતરફથી એવો ઘેરી લીધો કે તેને કશું ચેન પડતું ન હતું ઘડીકમાં તો તે વીચારતો હતો કે અરમાનુસાનું નામ લેવું મુકી દેવું સારૂં છે કેમકે તેને કુસ્તુનતીન છોડનાર નથી. અને કદાચ તેણી કુસ્તુનતીનથી બચવા પામી તો મ્હારા પીતાશ્રી તેની સાથે પરણવાની મને રજા નહી આપે અને તેમજ મકુકસ મને તેની સાથે પરણાવશે એ નહી. અને ઘડીકમાં વીચારતો હતો કે નહી, નહી, ગમે તે થાય પણ પ્યારી અરમાનુસાનીજ સાથે લગ્ન ગાંઠે બંધાવું નહી તો જીવ આપવો........

આવા વીચારોમાંને વીચારોમાં રાત વીતી ગઇ અને સવાર પડતાંજ એક જાસુસે આવી કહયું કે હજુર આરબો ફરમાના રણક્ષેત્રમાં આવી પહોંચ્યા છે. તેથી તે જંગી તૈયારીયોમાં ગુંથાઇ ગયો.

ઓઇરજે અરકાદયુસને તેની દેખરેખ નીચે નીલ નદી ઉપર જઝીરે જવા આવવા માટે જે પુલ બાંધવામાં આવેલો છે તે તોડી નંખાવવાને હુકમ આપ્યો હતો તેથી પુલ તોડી નંખાવવા ગયો હતો. જ્યારે તે ત્યાંથી પાછો વળ્યો હતો ત્યારે તેને બરબારાએ બેપીયાની સાથે મોકલેલો પત્ર મળ્યો હતો.

જ્યારે તેણે તે પત્ર વાંચ્યો ત્યારે તે એકદમ તાબડતોબ બોલાવવાનું કારણ સમજી શકયો નહીં, પણ અરમાનુસા કોઇ મહા સંકટમાં ફસાએલી હોવી જોઇએ એટલો અનુમાન કરી શકયો......તરતજ તે કાંઇ વીચાર કરી અરસ્તુલીસના રેહઠાણે ગયો. અરસ્તુલીસ ત્યાં હાજર ન હતો, તે એક દીવસ અગાઉ પોતાના પીતાશ્રીની પાસે તેની છાવણીમાં ગયો હતો અરકાદયુસ પુછગાછ કરતો હતો અને નિરાશ થઇ પાછો વળવાની તૈયારીમાં હતો એટલામાં અરસ્તુલીસ ત્યાં આવી પહોંચ્યો. અરસ્તુલીસને જોતાંજ તેણે સલામ કરી કુશળતા પુછી કહયું કે મિત્ર આટલા બધા દીવસથી તું કયાં હતો ? કાંઇ દેખાતોજ નથી ?

**અરસ્તુલીસ**—હું અત્યાર સુધી કાંઇ જરૂર પ્રસંગે મ્હારા પિતાશ્રીની પાસે હતો અને અરમાનુસાના સંબંધમાં કાંઇ વિચાર કરવામાં પડયો હતો. અરકાદયુસ, અરમાનુસાનું નામ સાંભળી ખીલી ગયો, પણ અરમાનુસાના સંબંધમાં વિચાર કરવા જેવું શું હશે એ ખ્યાલ આવવાથી પુછવા લાગ્યો ? " કાંઇ નવા જુની તો નથીને ? છે તો સહુ સારૂંને ! "

**અરસ્તુલીસ**—હા, છે તો સહુ સારૂં; શાહઝાદા કુસ્તુનતીને બહેરઅે રૂમની પાસે રોકાઇ, અરમાનુસાને તેડવા માટે કેટલાંક માણસો મોકલ્યા હતા. આ વાત સાંભળી અરકાદયુસનું મન ધડકવા લાગ્યું, અને રખેને અરમાનુસા મ્હારા હાથમાંથી ચાલી જાય અને હું મોંહજ તકતો રહી જાઉં એવો ભય તેના મનમાં ઉત્પન્ન થયો, પણ તેણે હીમ્મત રાખી પુછયું કે હા, પછી શું થયું !

**અરસ્તુલીસ**—એમાં થવાનું શું હતું પિતાશ્રી ઉપર એના સંબંધમાં

શાહઝાદાનો એક પત્ર આવ્યો હતો જેમાં તેમણે, તેડવા આવેલા માણસની સાથે અરમાનુસાને મોકલી દેવાનો હુકમ લખ્યો હતો, અમે પણ અરમાનુસાની સાથે સાથે શાહઝાદાની પાસે જવાની ઉમેદ રાખતા હતા પણ આ લડાઇના એવા બખેડા ઉભા થયા છે કે લાચાર!

આવા સમાચાર સાંભળતાંજ અરકાદયુસના હોંશ ઉડી ગયા, તેના મનમાં ખુલાસાવાર સાંભળવાનું ઘણુંએ આવ્યું, પણ તેની ચીંતા એટલી વધી પડી હતી કે તે એના સંબધમાં વધારે પુછપાછ કરી શકયો નહીં. તરતજ તે એક બહાનું કરી અરસ્તુલીસની રજા લઇ પોતાના મુકામે આવવા પાછો વળ્યો તે રસ્તામાં એજ વિચારતો હતો કે ખરેખરૂં અરમાનુસાએ મ્હારી મદદ મંગાવેલી છે, અને મ્હારે મદદે જવું જોઇએ, પણ જ્યારે તેને, પોતાના અને અરમાનુસાના પિતા વચ્ચેનો વૈરભાવ યાદ આવતો હતો ત્યારે તેની સર્વ આશાઓ ઉપર પાણી ફરી જતું હતું. તે વિચિત્ર ચિંતામાં પડી ગયો, તેના મનમાં આવ્યું કે જો હું અરમાનુસાની મદદ કરવા અહીયાંથી જઇશ તો મ્હારી ગેરહાજરીના કારણથી મ્હારા પિતાશ્રી અતીશય ક્રોધાયમાન થશે અને જો નહીં જાઉં તો અરમાનુસા મ્હારા હાથમાંથી ચાલી જશે. આવા અનેક તર્ક વિતર્કમાં તે પોતાના ઓરડા સુધી પહોંચ્યો. આવા તર્ક વિતર્ક અને અતિશય ચિંતાના કારણે આ વખતે તેની એવી દશા થઇ રહી હતી કે જાણે તેના શરીર ઉપર ઘડીકમાં તદ્દન ઠંડા પાણીની ધારો પડતી હતી. તેના શરીરના રૂમટા ઉભા થઇ જતા હતા તે પોતાના ઓરડામાં દાખલ થયો હતો, પરંતુ કાંઇ સુઝ નહીં પડવાથી સ્થિર જડ પુતળા સમાન ઉભો રહયો હતો. શું કરવું અને શું ન કરવું એ વિચારમાં તલ્લીન હતો, કોઇ વાત ઉપર મન સ્થિર થતું ન હતું, પ્રકાર પ્રકારના વિચારોના છોળા કદી તો તેને, અરમાનુસાની મદદ અર્થે તૈયાર બનાવી, બીલબીસમાં નાંખી દેતા હતા, અને કદી તો તેના પિતાના ક્રોધથી બીહવરાવી, થપ્પડો મારતા મારતા કીલ્લામાં લાવી ફેંકતા હતા. તે એકાએક ચમકીને નીચે નમ્યો, પોતાની લોઢાની ટોપી પહેરી, ગળામાં તલવાર લટકાવી અને એકદમ બિલબીસ ઉપડી જવાના નિશ્ચયથી ઓરડાની બહાર નીકળ્યો, પણ પોતે જે કામ અર્થે જાય છે તેમાં ઘણો ભય છે, અને મહા મોહટું જોખમ ખેડવા સમાન છે એવો ખ્યાલ આવવાથી તે એકદમ ઓરડામાં પાછો આવ્યો. ટોપી ઉતારી નાંખી તલવાર

ગળામાંથી કાઢી બાજુએ મુકી બારીની પાસે જઇ કાંઇ વિચારતો ઉભો રહયો. તે વારંવાર વિચારતો હતો કે મ્હારે કોનું કહેવું માનવું, બુદ્ધિનું કહેવું માનવું કે અંતઃકરણનું કહેવું માનવું ! અંતઃકરણ અરમાનુસાની મદદ અર્થે ખેંચાય છે, બુદ્ધિ તેમ કરતાં રોકે છે!............ટુંકામાં કહેતાં એવાને એવા વિચારોમાં તેણે તે દહાડો પસાર કીધો. સંધ્યાનો વખત થઇ રહયો હતો, અને તે અશુદ્ધ જેવો બેઠો હતો એટલામાં એક સીપાહીએ ઓરડામાં દાખલ થઇ કહયું કે હજુર એક ખેપીયો આપની મુલાકાત લેવા ચાહે છે!........અરકાદયુસે કહયું કે તેને અંદર આવવા દો........તરતજ એ ખેપીયો અંદર દાખલ થયો. અરકાદયુસ તેને જોતાંજ સમજી ગયો કે તે બિલબીસથી આવેલો છે, કેમકે તેના આખા શરીર ઉપર ધુળ વળગેલી હતી જે ઉપરથી એમ જણાતું હતું કે તે લાંબો આંતરો જલ્દીથી કાપવા માટે પોતાની અસ્વારીને ઉતાવળો હાંકતો હાંકતો આવેલો છે. ખેપીયાએ તરતજ એક પત્ર કાઢી અરકાદયુસના હાથમાં મુકયો, અરકાદયુસે તે પત્ર વાંચવા માંડયો. તે પત્ર અરમાનુસા તરફથી આવેલો હતો અને તેમાં માત્ર નીચે મુજબ લખેલું હતું.

"જો તમે અરમાનુસા પ્રત્યે લગારે પ્રેમ ધરાવતા હો, તો એકદમ તાબડતોબ તેને બચાવી લેવા માટે બિલબિસ આવો તેણી મોતના પંજામાં ફંસાએલી છે."

કાગળ વાંચ્યો કે તરતજ ટેક અને લજ્જાની અગ્નિ તેના રોમેરોમ સળગી ઉઠી તે પોતાના પિતાનું અને રોમન રાજ્યની સર્વ સત્તાનું ભાન ભુલી ગયો. એકદમ ગુસ્સાનાંને ગુસ્સામાં ઉભો થયો માથા ઉપર લોખંડની ટોપી મુકી ખુણામાં પડેલી તલવાર ઝડપથી બાંધી પોતાની અસ્વારીના ઘોડા આગળ આવ્યો, તેના ઉપર ઝડપથી ઝીન કસી સવાર થયો અને જોત જોતામાં શેહરના કિલ્લા બહાર નીકળી અદ્રશ્ય થઇ ગયો. તે વખતે તે એટલો જોશમાં હતો કે તેને પોતાના પંડનું કશું ભાન ન હતું, ઘોડો હાંકતા જમણી ડાબી બાજુએ જોવું કેવું ? ઘોડાની લગામ ખુલી મુકી દીધી હતી અને ઘોડો પણ ખાસ અરબી હતો, તે પોતાના અસ્વારની ઉતાવળને સમજી ગયો હોય તેમ વીજળી સમાન, હવાથી વાતો કરતો ઉડે જતો હતો.

ઘમઘોર કાળી રાત્રી હતી લાંબો પંથ હતો પંડે એકલો હતો, જોકે

એવી એવી ઘણી મુશ્કેલીઓ હતી પણ તેને એની કશી દરકાર ન હતી, એકાદ પહોર રાત્રી પસાર થઇ ચુકી હતી અને આકાશમાં ચમકતા તારા પોતાનો બહાર દેખાડી રહ્યા હતા રાત્રીએ અતિ ભયંકર રૂપ ધારણ કર્યું હતું જગતમાં ચોમેર શુન્યકાર ભાસતુ હતુ પવન પણ બંધ હતો, ઘોડાના ટાપુઓના મંદમંદ અવાજ વિના બીજો કશો અવાજ આવતો ન હતો. કેમકે મીસરની ભુમી ઘણીજ નરમ અને ઉમદા છે, તેમાં પત્થર અને કાંકરાદીનું નામ નીશાન નથી એટલે ઘોડાના ટાપુઓનો અવાજ મંદજ લાગતો હતો.

અર્ધ રાત્રી પસાર થયા પછી બાપડો ઘોડો પણ થાકી ગયો, તેથી અરકાદયુસે તેને ધીમે ધીમે હાંકવો શરૂ કર્યો, અને પોતાની આજુબાજુએ પણ જોવા મંડયો પરંતુ આસપાસનાં વૃક્ષોના પડછાયા વિના બીજી કોઇ વસ્તુ નજરે પડતી ન હતી.

એવી રીતે અરકાદયુસ જોશમાં ને જોશમાં આગળ વધ્યો જતો હતો તેવામાં, તેના શ્રવણે એક ધીમો અવાજ પડયો, જે, તેને કોઇ આપતિમાં સપડાયેલી અબળાના અવાજ જેવો લાગ્યો, અરકાદયુસના મનમાં તરત એવો વ્હેમ આવ્યો કે આ અવાજ કાંઇ મ્હારી પ્યારી અરમાનુસાનો તો નહી હોય ? દુસ્મનો તેને પકડીને અહી તો નહી લાવ્યા હોય ? અને તેણી મ્હારી મદદ તો માંગતી નહી હોય ? તરત તેણે ઘોડો ઉભો રાખ્યો, અને જે દિશા તરફથી અવાજ આવ્યો હતો તે દિશા તરફ કાન દઇ સાંભળવા મંડયો, પણ કાંઇ સાંભળી શકયો નહી, કેમકે તે અવાજ બંધ થઇ ગયો હતો તેથી એ તો માત્ર વ્હેમ ! એમ વિચારી તેણે આગળ વધવું શરૂ કર્યું. જેવો આગળ વધવા જતો હતો કે તરતજ બીજી વાર તે અવાજ આવ્યો, આ વખતનો અવાજ પ્રથમના કરતાં કેટલેક અંશે પાસેથી આવેલો લાગતો હતો, અરકાદયુસે એકદમ ઘોડો રોકી લીધો અને લક્ષપુર્વક સાંભળવા મંડયો, એટલે તેના શ્રવણે કીબ્તી ભાષાના નીચેની મતલબના શબ્દો પડયા.—

"દયા ! અરે દયા ! મ્હારી યુવાવસ્થાપર દયા કરો ! જો તમે મકુકસથી બીહતા ન હોતો જગતના માલિકથી તો બીહો."

સાંભળતાંજ તેના મનમાં આવ્યું કે અરમાનુસા કેટલાક લુચ્ચાઓના

હાથમાં સપડાણી છે, જેઓ તેની સાથે કાંઇ ભુડું કરવા ચાહે છે, અને અરમાનુસા તેમની આગળ કરગરે છે, તેના મનમાં ક્રોધ વ્યાપિ ગયો, તેના બદનમાં આગ આગ લાગી ગઇ, અને ફરી પરવા ન કરતાં જે તરફથી અવાજ આવ્યો હતો તે તરફ ઘોડાને એડ મારી લઇ ગયો, તે અવાજ ઘણે છેટેથી આવ્યો હતો, અને જે જગ્યાએથી અવાજ આવતો હતો તે જગ્યા અને અરકાદયુસની વચ્ચે ગુલરના વૃક્ષોનું એક મોહટું ઝુંડ હતું પરંતુ અરકાદયુસ તો એવો નિડર, સાહસિક અને ઉતાવળો બન્યો હતો કે તે આગળ પાછળ જોયા વગર તે ઝુંડમાંને ઝુંડમાં, ઘોડો હાંકે જતો હતો અંધારૂ એટલું હતું કે દિશા સુઝતી ન હતી.......જ્યારે તે એ ઝુંડમાંને ઝુંડમાં એક જગ્યાએ પહોંચ્યો ત્યારે તેણે નીચે પ્રમાણે શબ્દો સાંભળ્યા—

"હે ! કોઇ આવનારા! મ્હારો જીવ બચાવ! તને ત્હારા કુળ અને શુરાપણાના સોગન! મ્હારી વ્હારે ધા અને આ હરામીઓના પંજામાંથી છોડવ."

અરકાદયુસે જ્યાંથી અવાજ આવતો હતો ત્યાં આંખો ફાડી ફાડીને જોયું, પણ અતિશય અંધકારના કારણથી, એક ઝાડ નીચે માત્ર કાંઇ પડછાયા વિના બીજું કાંઇ વધુ દેખાયુ નહી. તેણે પોતાના ઘોડાને એડ મારી ધમકી રૂપે કહયું કે અરે ત્યાં કોણ લુચ્ચા છે! એ અબળાને મુકી દીયો, નહિ તો હમણાં હાલ તલવાર વડે તમારા શીશ અને ધડ જુદા કરીશ........અરકાદયુસ અને લુચ્ચાઓ વચ્ચે આશરે વીશ ગજ જેટલો આંતરો રહયો હશે એટલામાં તો પેલા હરામીઓ છટકી ગયા. બહાદુર અરકાદયુસ તેમની પુંઠે પડયો, પણ તેઓમાંનો દરેક જુદી જુદી બાજુએ નાઠો હતો અને ગુલરની ઝાડીઓમાં સંતાઇ ગયો હતો તેથી તે તેમની પુંઠે પડતાં જ્યાં આગળ તે અબળા છે તે જગ્યાને ભુલી ન જાઉં એવા ખ્યાલથી, જે ઝાડની નીચે તેણે પડછાયો દીઠો હતો. તે ઝાડની પાસે પાછો આવ્યો, ત્યાં તેણે પોતાના ઘોડાના ટાપુઓની પાસે ભોંય ઉપર પડેલો કોઇ માણસ જોયો જે કહેતો હતો કે, શુરવીર સ્વાર! ખુદા ત્હારૂં ભલું કરે, તેં જેવી રીતે મુજ અબળાને મોતથી બચાવી છે તેવી રીતે ખુદા તને દરેક આફતથી બચાવે. અરકાદયુસે ઘોડા ઉપરથી ઉતરી તે અબળાને હાથ લગાડયો. તેણી અરમાનુસા છે કે બીજી કોઇ એ શંકા હજુ પોતાના મનમાં બાકી હતી પણ જ્યારે તેણે તેણીના અવાજને સાંભળ્યો ત્યારે

ખાત્રી થઇ કે તે અરમાનુસા નહીં પણ બીજી કોઈ દુખ્યારી છે કાદયુસે તેનો હાથ પોતાના હાથમાં લઇ કીબ્તી ભાષામાં કહયું કે ળા! હવે ન ગભરાઓ એ લુચ્ચાઓ તમારો વાળે વાંકો કરી નહી શકે. રે અરકાદયુસે તેનો હાથ પકડયો ત્યારે તે બરફ જેવો ઠંડો હતો,

અબળા—સાહેબ! હું એક તદન લાચાર નીરાધાર અબળા છું, એ ાઓ મને અહીં ઉપાડી લાવી મ્હારી લાજ લુટવાની તૈયારીમાં હતા, ામાં ખુદાએ આપને દુતરૂપ મોકલી મને બચાવી લીધી, પરંતુ આપ ધ રહેજો, રખે ને તે પાછળથી આવી આપ ઉપર કાંઈ ઘા કરી મને તો લાગે છે કે તેઓમાંનો એક જણ આ પાસેના ઝાડ તળે ાએલો છે....હજુ તો એ અબળા કહેતી હતી એટલામાં એક તરફથી ાદયુસની જાંગ ઉપર એક તીર આવી વાગ્યું, આ તીરથી અરકા-ાને કાંઇ કારી જખમ પડયો નહી, પણ તે એકદમ સાવજ સમાન ર થયો અને જે બાજુથી તીર આવ્યું હતું તે બાજુએ લક્ષપુર્વક તલવાર ખેંચી, ઉભો રહે બાયલા! શું શીયાળીયાઓ સીંહનો ાર કરી જશે? એમ બોલતો બોલતો તીર મારનારા ઉપર જઇ પડયો. ાટકી જવા ચાહતો હતો, પણ તે સટકી નીકળે તે પહેલાં બહાદુર ાદયુસનો વાર તેના ઉપર પડી ચુકયો હતો, વાર પડતાંજ તેનો ઓટલો ગયો અને ચીસ પાડી રૂમી ભાષામાં બોલી ઉઠયો, હાય મારી નાંખ્યો!! રૂમી ભાષા બોલતો સાંભળી તે રૂમી છે એમ સમજી અરકાદયુસે ું કે અરે! ઓ નીચ! રૂમી લોકોમાં આવા દુર્ગુણો? ધીકકાર છે તને! મી લોકોમાંનો હોયને આવા નીચ કૃત્ય કરે છે?

પછી અરકાદયુસે પોતાની ચોમેર નજર ફેરવી જોયું તો ત્યાં કોઇ ી રહયું હોય એવું તેને લાગ્યું નહી. તેથી તે પેલી અબળાની પાસે ા આવ્યો તે અતીશય ભય પામવાથી ભોંય ઉપર પડી ગઇ હતી અને ાતી હતી કે હે! ખુદા ત્હારા ઉપકાર! કે લુચ્ચો પાપી જીવથી માર્યો ગયો.

અરકાદયુસે તેનો હાથ પકડી બેઠી કરી સર્વે હકીકત જાણવા ઇચ્છા ર કીધી, તે દરમ્યાન તેને યાદ આવ્યું કે અરે મ્હારી અરમાનુસા આવીજ વીપત્તીમાં પડેલી હશે, આ યાદ આવતાં તે માથાથી તે પગ ા ધ્રુજવા મંડયો, તેના હાથ પગ ઠંડા પડી ગયા, પણ હીમ્મત રાખી ો તમારૂં ગામ કયું છે? અને તે કયાં છે.

**અબળા**—બિલબિસની પાસે છે.

**અરકાદયુસ**—અને શું તમે પેલા લુચ્ચાને જે પોતાના લોહીમાં તડપે છે તેને ઓળખો છો?

**અબળા**—હા, તે તે ગામના હાકિમનો પુત્ર છે.

**અરકાદયુસ**—એ તમારી સાથે શું કરવા ચાહતો હતો?

**અબળા**—સાહેબ! તે, મને મારા માતપીતા પાસેથી બળાત્કારે છીનવી લેવા ચાહતો હતો. એક લાંબા વખત સુધી તે એવા પ્રસંગની વાટ જોતો રહયો, તે દરમ્યાન એક વખત તેના બાપની મદદથી તે મ્હારા ઉપર ફાવી ગયો. તેણે મને નીલની કુરબાની બનાવવાની તઇયારી કીધી પણ ખુદા ભલું કરે શાહઝાદી અરમાનુસાનું કે જે અમારા સરદાર મકુકિસનાં ગુણિયલ પુત્રી છે. તેઓ તે દીવસોમાં બિલબિસ આવ્યાં હું તેમની કૃપાના પ્રતાપે જીવતી રહેવા પામી, નહીં તો કયારનીએ એ જાલિમના ફંદે ફસી નીલની ભોગ થઇ પડી હોત, ટુંકામાં એ વખતે તો હું તેના દાવમાં ન આવી, અને જ્યાં સુધી શાહજાદી સાહેબ બિલબિસમાં બિરાજતાં રહયાં ત્યાં સુધી હું પણ તેનાથી નિડર રહી પણ શાહજાદી સાહેબ પોતાના પતિરાજ કુસ્તુનતીનની સેવામાં જવાના છે અથવા જઇ રહ્યાં છે એવું ગઇ કાલે તેના સાંભળવામાં આવવાથી તે એકદમ ખુશ થયો, અને મને પીડવા માટે પાછો તૈયાર બન્યો, અને તક સાધી તે પોતાના પિતાના કટલાક અસ્વારોની સાથ મ્હારા ઘર ઉપર ચઢી આવ્યો, અને મ્હારા માત પિતાને સારી પેઠે મારમારી અધમુઆ જેવા કરી મને ઉપાડી આ ગીચ ઝાડીઓમાં છટકી આવ્યો. અને મ્હારી લાજ લુટવાની અને જીવથી મારી નાંખવાની તઇયારીમાં હતો એટલામાં આપ દેવતા સમાન વ્હારે ચઢી આવ્યા અને મને બચાવી લીધી.

અરમાનુસાનું નામ, તથા તેનું કુસ્તુનતીન પાસે જવાનું સાંભળી, અરકાદયુસનું હૃદય ધડકવા મંડયું, તેણે આ અબળા પાસેથી સર્વ હકીકત મેળવી વાકેફ થવાનું વિચારી પુછયું—

શું ત્યારે અરમાનુસા કુસ્તુનતીનની પાસે જવા વિદાય થઇ ચુકી? અને વિદાય થઇ ચુકી તો તે કયે રસ્તેથી ગઇ?

**અબળા**—જ્યારે અમને એવા સમાચાર મળ્યા કે શાહઝાદા કુસ્તુ-

નતીનના હુકમથી એક ન્હાની ફૌજ શામના દેશ તરફથી અરમાનુસાને લેવા આવેલી છે ત્યારે અમે અમારી વસ્તીમાં હતા. બિલબિસ ગયા ન હતા. એટલે વધુ ખબર નથી. પણ હા અરમાનુસા શહેરની બહાર નીકળી ને ફોજના પડાવમાં આવી ચુક્યાં છે અને રવાના થવાની તઇયારીમાં છે એટલું અમે સાંભળ્યું હતું.

અરકાદયુસ—(ગભરાઇને) શું તમે તેમને એ ફોજની સાથે જતા દીઠાં હતાં !

અબળા—ના ! સાહેબ ! મેં તો પુર્ણ રીતે એ સમાચાર સાંભળ્યા ન હતા એટલામાં આ હરામી ચઢી આવ્યા હતા અને તેમને જોતાં મ્હારી શુદ્ધ બુદ્ધ સર્વ નાસી ગઇ હતી. પરંતુ જ્યારે તેઓ મને બાંધીને આ તરફ લઇ આવતા હતા ત્યારે મેં તે ફોજના સીપાહીઓને તંબુઓ વિગેરે ઉખેડી પુર્વની તરફ કુચ કરતા જોયા હતા. મ્હારૂં માનવું એવું છે કે ઘણું કરીને શાહઝાદી સાહેબ તેમની સાથે હશે. મને તો હરામીયો એવા પીડતા પીડતા લાવતા હતા કે હું તે તરફ ધ્યાન દઇ શકતી નહતી તેઓમાંનો એક માણુસ મને ઘોડે બેસાડી લઇ જતો હતો.

અરકાદયુસ આ સાંભળી બેચેન થઇ ગયો. તેણે પુછયું કે જે ઘોડા ઉપર તમને લાવવામાં આવ્યા હતા તે ઘોડો હાલ કયાં છે !

અબળા—હાલ તે કયાં છે એની મને ખબર નથી.

અરકાદયુસ—શું હમણાં આપણે બિલબીસથી દુર છીયે !

અબળા—હું ખાત્રિ પુર્વક કહી શકતી નથી પરંતુ મને લાગે છે કે આપણે વધારે દુર હોઇશું નહી.

હવે અરકાદયુસ, બિલબિસ જલદી કેવી રીતે પહોંચવું અને આ અબળાને કેવી રીતે લઇ જવી, એનો વિચાર કરવા મંડયો. તેણે પોતાના મનમાં કહયું કે જો અહીં વાર લગાડીશ તો અરમાનુસા દુર નીકળી જશે, તેથી તે બોલ્યો જો હું તમને ઘોડા ઉપર બેસાડું તો મને ભય રહે છે કે તમે ઘોડાને કાબુમાં રાખી શકશો નહી. માટે જો વાંધો ન હોયતો તમે મ્હારી પાછળ બેસી જશો.

અબળા—જેવી આપની મરજી ! મને કશો વાંધો નથી.

અરકાદયુસ તરતજ ઘોડા ઉપર અસ્વાર થયો, અને અબળાને પોતાની પાછળ બેસાડી, તેણીએ અરકાદયુસને બાથ ભીડી મજબુત ઝાલ્યો અને અરકાદયુસે ઘોડો મારી મેલ્યો.........તેઓ હજુ ઘોડે દુર ગયા ન હતા એટલામાં તેઓએ કેટલાક અસ્વારોને પોતાની તરફ ધસી આવતા જોયા, અને જોત જોતામાં તેઓએ પાસે આવી હોકારો કરી કહયું કે એ કોણ છે?...અરકાદયુસે તેને કશો જવાબ આપ્યો નહીં, તેથી તેઓ વધુ પાસે આવ્યા અને અબળાને જોઈ બોલ્યા અલ્યા! આ અબળાને હાલને હાલ છોડી દે નહી તો જીવથી માર્યો જઇશ.

અબળા (મારિયા)—(મરકસનો અવાજ ઓળખીને) અરે કોણ? પ્યારા મરકસ! સબુર! સબુર! કાંઇ સાહસ કરી ન બેસતા, આ સાહેબ દુશ્મન નહી પણ દોસ્ત છે.

અરકાદયુસ, જે તેમને તોછડાઇથી બોલતાં સાંભળી હુમલો કરવા તઇયાર થઇ ગયો હતો, તે મારિયાને કેઇનું નામ લઇ બોલાવતી જોઇ હુમલો કરતાં અટકી બોલ્યો. તમો કોને બોલાવો છો?

મારિયા—હું મારા કાકાના દિકરાને બોલાવું છું જે મ્હારી શોધમાં નિકળ્યો છે.

હજુ આ બન્નેની વાતો પુર્ણ થઇ નહતી એટલામાં મરકસે આવી પહોંચી ઘોડા ઉપરથી ઉતરી અરકાદયુસના ઘોડાની લગામ પકડી લીધી, કારણ કે તે અસ્વાર કોણ છે અને તેણે મારિયાને પોતાની પાછળ શા માટે બેસાડી છે એ કાંઇ સમજી શકયો હતો નહીં. અને તેથી તેના સાથીઓએ પણ અરકાદયુસને ચારે તરફથી ઘેરી લીધો અને વારંવાર પુછયું કે તું કોણ છે? અને મારિયાને કયાં લઇ ગયો હતો? અરકાદયુસ પોતાનું નામ નીશાન જાહેર કરવા માંગતો નહીં હોવાથી તેણે તેમને કશો ઉત્તર આપ્યો નહી, પણ એટલું કહયું કે સાહેબો! હું કોઈ ચોર અથવા લુટારો બદમાસ નથી એટલામાં તો મારિયાએ કહયું કે એ તો મહા શુરવીર અને મહા નેક બંદો છે, તેમણે તો મને લુચ્ચાઓના હાથમાંથી છોડાવી!!

હવે અરકાદયુસે ઘોડા ઉપરથી ઉતરી તેમને કહ્યું કે લ્યો આ તમારી ખોવાયેલી પુંજી! તેમને લઇ જાઓ, અને પછી પાછો ઘોડા ઉપર અસ્વાર થઇ ગયો, મરકસે તેને રોકી કહયું કે આપે અમારા ઉપર મોહટો

આભાર કર્યો છે, એટલુંજ નહી પણ મને જીવતદાન આપ્યું છે માટે આપ આપનું નામ ઠામ આપવાની કૃપા કરશો કે જેથી કોઇ પ્રસંગે અમે પણ આપની સેવા બજાવી શકીયે.

**અરકાદયુસ**—નહી, નહી, મને આપની સેવાની જરૂરત નથી, તેમજ તમારે મને ઓળખવાની કાંઇ જરૂરત હોય એમ મને લાગતું નથી, મને જવા દેશો તો આભારી થઇશ....એટલું કહી તેણે ઘોડાને એવી એડ મારી કે તે પવન સમાન ઉડતો ઉડતો બિલબીસની તરફ નીકળી ગયો.

અરકાદયુસની પાસેથી, મારિયાને પોતાને હસ્તક કરનારા મરકસ અને મરકસના સાથીઓ હતા, અને તેમાં મારિયાનો બાપ મોઅલ્લમ અસ્તફાનુસ પણ શામેલ હતો. તેઓ મારિયાની શોધમાં આખી રાત આમ તેમ ભટકતા રહેલા હોવાથી ઘણા થાકી ગયા હતા.

જ્યારે અરકાદયુસ, પોતાના ઘોડાને ઉડાવતો, તેમની નજરોથી અદ્રશ્ય થઇ ગયો, ત્યારે અસ્તફાનુસે આગળ વધી મારિયાના કપાળની ચુમી લઇ કહયું પુત્રિ ! તું સહીસલામત પાછી આવી તેના માટે હું ખુદાનો ઉપકાર માનું છું, મરકસે પણ મારિયાને સલામ કીધી, અને પછી તેઓ સર્વ મારિયાને લઇ ખુશ થતાં થતાં પોતાના ગામ તરફ રવાના થયાં. રસ્તામાં, તેઓએ મારિયાના મોંહથી, લુચ્ચાઓના પંજામાં તેના ફસવાની, અને અસ્વારે તેણીને છોડવવાની સર્વ હકીકત સાંભળી અસ્વારની બહાદુરી વિશે અને એટલો મોહટો આભાર કરવા છતાંએ પોતાનું નામ છુપું રાખવા વિશે, ઘણો આશ્ચર્ય પામ્યા.

આણીમેર આ સર્વ લોકો પોતાના ગામમાં પહોંચ્યા, અને પેલીમેર અરકાદયુસ પોતાના ઘોડાને ઉડાવતો ઉડાવતો બિલબિસની પાસે જઇ પહોંચ્યો, બિલબિસની આસપાસ કોટ બાંધેલો હતો, તેના દરવાજા બંધ હતા, કોટના બુરજો ઉપર ચારે તરફ રક્ષણ કરનારી લશકરી ટુકડીના સીપાહીઓ હથીયારોથી સજ્જ થઇ સાવચેતીપુર્વક પ્હેરો ભરતા હતા, કેમકે તેમને આરબોના એકદમ ચઢી આવવાની ઘણી ધાસ્તી રહેતી હતી. અરકાદયુસ એ સીપાહીયોને જોઇને વિચારમાં પડી ગયો, તેણે પોતાના મનમાં કહયું કે જો હું શેહેરની દીવાલ નજીક જઇશ તો એ રક્ષક સીપાહીયો મને નહી ઓળખવાના લીધે પત્થર અથવા તીરોના પ્રહારથી મારી

નાંખશે, અને નાહક જીવ જશે....ત્યારે મ્હારે કરવું શું ? અહીંયાંજ ઉભા ઉભા શેહેરના દરવાજા ખુલવાની અથવા તેમાંથી કોઇ માણુસના બહાર આવવાની વાટ જોવી અથવા અરમાનુસાને બીલબીસ છોડી ગયેલી સમજી તેણીને લેવા આવેલી ફોજની પુઠે પડવું ? આવા પ્રકારના તરંગોમાં ગોથાં ખાતો પોતાના ઘોડાને ધીમે ધીમે હાંકતો તે શેહેરની બહાર જ્યાં પડાવ અથવા છાવણી નાંખવામાં આવેલી હતી ત્યાં આવી પહોંચ્યો. અને જેવો ત્યાં પહોંચ્યો કે તરતજ તેના ઘોડાએ એવી ઠોકર ખાધી કે ઉંધો પડતો પડતો બચી ગયો. અરકાદયુસ ચમકયો અને તેણે ધ્યાનપુર્વક નીચે જોયું તો કેટલાંક દોરડાંઓમાં પોતાના ઘોડાને સપડાયેલો જોયો. તે ઘોડા ઉપરથી નીચે ઉતરી પડયો અને વળી જોયું તો તેને માલમ પડયું કે આ પડાવ અને છાવણીની જગ્યા છે, અને અહીંયાં થોડા વખત પહેલાં પડાવ પડેલો હોવો જોઇયે. ત્યાં તેણે કેટલાંક રોમન ફેશનનાં માટીનાં વાસણ પડેલાં જોયાં તેથી એવો અનુમાન કર્યો કે અહીંયા રૂમી લોકોનો પડાવ પડેલો હશે. ત્યાં પડેલો પડાવ રૂમી લોકોનો હતો એવી જ્યારે તેને ખાત્રી થઇ ગઇ ત્યારે તે, જાણે કાંઇ શોધતો હોયની ! એવી રીતે ઘોડાને દોરતો આમ તેમ ફરતો આસપાસ નિહાળી નિહાળીને જોવા મંડયો, એટલે સુધી કે પોહ ફાટયો અને સારી પેઠે જોઈ શકાય એટલું અજવાળું થયું........ અજવાળું થતાંજ, પડાવની જગ્યાની વચ્ચોવચ, એક તંબુ તેની નજરે પડયો તે પોતાના ઘોડાને દોરતો દોરતો એ તંબુની પાસે ગયો અને મનમાં કહેવા લાગ્યો કે જો આ તંબુમાં કોઇ માણુસ હોય તો તેને અરમાનુસા વિશે પુછી જોઉં ! !.......તે તંબુની પાસે હજુ પહોંચ્યો ન હતો એટલામાં તો તંબુમાંથી કોણ આવે છે ? એવો અવાજ આવ્યો.

**અરકાદયુસ**—( તેને પુછનાર માણુસ રૂમી સીપાહી છે એમ સમજી) અને તમે કોણ છો ? દુશ્મન કે દોસ્ત ?

**અવાજ**—હું, એક ફોજી સીપાહી છું.

**અરકાદયુસ**—ઘણું સારૂં, ત્હારે બીહવું નહી, તું અમારી ફોજમાંનો સીપાહી હઇશ. એમ કહી, પોતા ઉપર કોઇને શક આવે નહી એટલા માટે પોતે કોઇ રૂમી ફોજનો ઉપરી છે એમ સાબીત કરી દેખાડવાનો પ્રયત્ન કર્યો, તરતજ તંબુમાંથી એક માણુસ બહાર આવ્યો જેને જોતાંજ તે કોઇ ફોજી સીપાહી છે એવું અરકાદયુસ સમજી ગયો, અને તે સીપાહીએ અર-

કાદયુસને અને તેના ડરેસને જોઇને, તે કોઇ મોહટો સરદાર હોવો જોઇયે એવો ખ્યાલ કર્યો, અરકાદયુસે તે વખતે પોતાની ખાસ લશ્કરી લોઢાની ટોપી પહેરી નહતી, અને તેને કોઇ ઓળખી ન શકે એટલા માટે જાણી જોઇને તેણે એ ખાસ ટોપી પહેરી ન હતી, અને જો કદાચ તેણે પોતાની એ ખાસ ટોપી પહેરી હોત તો સર્વ કોઈ તેને જોતાંજ ઓળખી શકત. એ માણસને તંબુમાંથી બહાર આવેલો જોઇ અરકાદયુસે કહ્યું—

તમે અહીંયા પડયા છો! શેહરના કીલ્લામાં કેમ નથી રહેતા!

ફોજી જવાન—હજુર! હાકિમના હુકમથી હું અને મ્હારા કેટલાક સાથીઓ આજ રાતની રાત આ તંબુ અને તેમાંના સરસામાનને જાળવવા અહીંયાજ પડી રહયા હતા, કેમકે યુકન્ના આવ્યો હતો તે નાસી ગયો—

અરકાદયુસ—(વચમાં) હે'! શું નાસી ગયો? કેમ! એ તો કહે છે કે અરમાનુસાને શાહઝાદા તરફથી તેડવા આવ્યો હતો!!! અને નાસી શા માટે ગયો!

ફોજી જવાન—હા, હજુર! પહેલાં તો એણે એમજ સમજાવ્યું હતુ પણ પાછળથી ભેદ ખુલ્લો પડી ગયો કે તે શાહઝાદા તરફથી નહી પણ પોતાની તરફથી અરમાનુસાને શાહઝાદાના નામથી છેતરી સાથે લઇ સટકી જવાના ઇરાદાથી આવ્યો હતો, અરે સાહેબ! તેણે તો એવી કપટ જાળ પાથરી હતી અને કોણ જાણે એવું જાદુ ભરયું હતું કે શાહઝાદી સાહેબ તેનાથી છેતરાઇ તેની સાથે જવા અહીં આવ્યાં હતાં અને કુચની તઇયારીઓ કરી રહયાં હતાં, પણ એટલામાં આરબોના સેનાધિપતિ તરફથી એક ખેપીયો, કોણ જાણે એવો કાંઇ હુકમ લાવ્યો કે જેને વાંચતાંજ યુકન્નાએ છક્કા છોડી દીધા જેમ બને તેમ ઉતાવળે નાસી નીકળ્યો.

ત્યારે શું એ અરમાનુસાને પોતાની સાથે લઈ જવા ન પામ્યો!

ફોજી જવાન—નારે સાહેબ! પછી શું લઈ જાય! તેના તો—

અરકાદયુસ—(વચમાં) ત્યારે અરમાનુસા કયાં ગયાં!

ફોજી જવાન—બિલબિસના હાકિમના મહેલમાં

અરમાનુસા યુકન્નાની સાથે જવા પામી નથી અને તે સહીસલામત છે એવી ખાત્રી અરકાદયુસને થઇ ગઇ, પણ તે સાથે તેના મનમાં આવ્યું

કે જ્યારે હું અહીં સુધી આવ્યો છું ત્યારે થોડાકને માટે થઇ પ્યારીના દર્શન કર્યાં વગર પાછું જવું ઠીક નહીં. પણ દર્શનાર્થે શેહેરમાં દાખલ કેવી રીતે થવું એ મોહટો સવાલ હતો. તેનો ઘોડો રૂમી ફોજમાં એવો પ્રખ્યાત હતો કે તેને જે જોઇ લે તે ઓળખી શકે. વળી તેની તલવાર, રાતે કીધેલા ખુનના કારણે તદ્દન ખરડાએલી હતી, તેના કોટ ઉપર સ્પષ્ટ જણાઇ આવે એવી રીતે લોહીના છાંટા ઉડેલા હતા. જો તે બેદરકારી અને બેપરવાઇથી શેહેરમાં દાખલ થાય અને કદાચ કોઇ તેને ઓળખી લાવે તો બકરી કાઢતાં ઉંટ પેસ્યા જેવું બને, અને તેના બાપને તેની ગેરહાજરીની અને ગેરહાજરીના કારણની ખબર પડે તો અરમાનુસાને મેળવી શકવાની જે થોડી ઘણી આશા તેના મનમાં હતી તે પણ નાશ પામે આવી આવી મુશ્કેલીઓના કારણથી તે ઉંડા વિચારમાં પડી ગયો અને શહેરમાં ઓળખાઇ ન શકાય એવી રીતે દાખલ થવાની યુક્તિઓનો વિચાર કરતો સ્તબ્ધ ઉભો રહયો. આખરે તેને કાંઇ યાદ આવ્યું હોય તેમ ડોકું ધુણાવી આગળ વધી અને તેણે મનમાં કહયું મેં જે અબળાને બચાવી છે તે અબળા આઠક્ષામાંજ કોઇ વસ્તીમાં રહે છે. લાવ તેની પાસે જાઉં હું તેની મારફતે મારી નેમ પાર પાડી શકું એ બનવાજોગ છે અને તે બાપડી મ્હારા કામની ના પણ નહીં પાડી શકે? કેમકે મેં તેનો જીવ બચાવ્યો છે. પણ તે અત્યારમાં મળશે ક્યાં? હું તો એ વસ્તીનું નામ જાણતો નથી!

આવો વિચાર કરતો કરતો તે તંબુની બીજી બાજુએ આવ્યો એટલે તેણે દુર એક માણસને પોતાની તરફ ટીક ટીકીને જોતો ઉભેલો દીઠો અરકાદયુસ ધીમે ધીમે પોતાના ઘોડાને દોરતો હીંડતો જતો હતો. જ્યારે તેણે બીજીવાર પેલા માણસની તરફ નજર નાંખી ત્યારે તેને ધીમે ધીમે પોતાની તરફ આવતો જોયો. અરકાદયુસના મનમાં રખે ને તે કાંઇ કપટ રમવા તો આવતો નહીં હોય એવો ભય ઉત્પન્ન થયો તેથી તેણે બાંટો પાડી તેને પુછ્યું કે તું કોણ છે?

તે માણસે તેનો કાંઇ ઉત્તર વાળ્યો નહી પણ એકદમ દોડયો આવ્યો અને અરકાદયુસના ચરણોમાં પડી કહેવા મંડયો કે "હું ઘણીજ નમ્રતાપુર્વક આપનું નામ ઠામ જાણવાની વિનંતી કરૂં છું જે આપ સ્વિકારશો. હું આપનો ઘણોજ આભારી છું હું આપના આભારનો બદલો વાળવા

તદ્દન અશક્ત છું. આપ આપનું નામ ઠામ જણાવી વિશેષ આભારી કરો એ મ્હારી ખાસ જીજ્ઞાસા છે.

**અરકાદયુસ**—તમે કોણ છો? એ પ્રથમ જણાવશો.

**મરકસ**—હું ફીબ્તી પ્રજામાંનો એક છું, મ્હારૂં નામ મરકસ છે આપે મ્હારા કાકાની દીકરીને જીવતદાન આપ્યું છે. જ્યારે અમે સઘળા તેને આપની પાસેથી અમારા ઘર તરફ લઇ ચાલ્યા ત્યારે તેણીએ આપની બહાદુરી અને આપના પરગજુપણાની સર્વ હકીકતથી વાકેફ કર્યાં, તેથી મ્હારાથી રહેવાયું નહી અને એકદમ આપનું નામ ઠામ જાણવાની જીજ્ઞાસાથી નીકળ્યો એટલે સુધી કે મેં આપને જોયા........હું આપના ઘોડાને ઓળખતો હોઉં એમ મને લાગે છે—

**અરકાદયુસ**—આ ઘોડો કોનો છે? એ તમે જાણો છો?

**મરકસ**—જીહા, સાહેબ! મને તો એ અરકાદયુસ બહાદુરના ઘોડા જેવો લાગે છે.

**અરકાદયુસ**—ઓહો! ત્યારે તો હું અરકાદયુસનો એક મિત્ર છું. તમારે એટલું જાણવું બસ છે.

**મરકસ**—જેવી આપની મરજી! પરંતુ હું આપના આભારના એટલા બોજા તળે છું કે મ્હારે તેનો બદલો કેવી રીતે વાળવો તે સમજાતું નથી.

**અરકાદયુસ**—(લગાર મુસ્કરાઇને) મને એના બદલાની કશી જરૂરત નથી. ખુદા કૃપાથી મને મ્હારા સરદાર અરકાદયુસે એટલું આપ્યું છે કે કશી વાતની મણા રહી નથી.

**મરકસ**—અરે સાહેબ! અરકાદયુસ બહાદુર જેવા સરદારની તો વાતજ શી? તેમનાં તો અમે સર્વપર અને મુખ્યત્વે કરીને મારા ઉપર તો ઉપકાર છે—

**અરકાદયુસ**—(તે વાક્ય પુરૂં કરી શકે તે પહેલાં) હેં! તમારી જાતપર શા ઉપકાર છે?

**મરકસ**—જેવી રીતે આજ રાતે આપે મ્હારી માશુકાને બચાવી લીધી તેવી રીતે તેઓએ પણ તેને નીલ નદીની કુરબાની થતાં બચાવી મને સદાનો દાસ બનાવ્યો છે—

**અરકાદયુસ**—ત્યારે પેલી અબળા કેમ કહેતી હતી કે મને અરમાનુંસાએ બચાવી હતી?

**મરકસ**—બચાવી તો અરમાનુસાએ, પરંતુ અરકાદયુસ બહાદુરના પ્રતાપે!

**અરકાદયુસ**—હું તમારી વાતને પુર્ણ સમજી શકયો નહી, અરમાનુસાએ અરકાદયુસ બહાદુરના પ્રતાપે તેણીને બચાવી એટલે શું? અરમાનુસા અને અરકાદયુસને સંબંધ શો? અને તેણી અરકાદયુસની પાસે કયારે અને કેવી રીતે ગઇ?

આ પ્રશ્નથી મરકસ ઘણો ગભરાયો, તે કાંઇ જવાબ વાળી શકયો નહી, પોતે એ પ્રમાણે કહેવામાં કેટલી બધી મુર્ખાઇ કીધી એનું તેને ભાન આવ્યું, રખેને શાહઝાદી અરમાનુસાની પાસે એનો જવાબ માંગવામાં આવે, એવી બ્હીક તેના મનમાં ઘર કર્યું, જ્યારે શાહઝાદી અરમાનુસાએ, તેને, મારિયાને છોડાવવા માટે, અરકાદયુસની મોહરવાળો હુકમ આપ્યો હતો ત્યારે મરકસ તેના ઉપર અરકાદયુસની મોહર જોઇને ઘણો આશ્ચર્ય પામ્યો હતો અને વિચારતો હતો કે અરમાનુસા બિલબિસમાં છે, અરકાદયુસ બાબુલના કીલ્લામાં છે, ત્યારે પળવારમાં અરકાદયુસની મોહર કયાંથી આવી પુગી? કદાચ અરમાનુસાએ બનાવટી મોહર બનાવી હશે, આ ખ્યાલ આવવાથી તેના મનમાં આવ્યું કે જો સાચેસાચું બોલીશ તો કદાચ શાહઝાદીને જોખમમાં ઉતરવું પડશે, તેથી ચુપ રહેવું ઘણું ઉત્તમ ગણી ચુપ થઇ રહયો.

અરકાદયુસે તેને કશો ઉત્તર વાળતાં ન જોઇ કહયું કે

હમણાં તો તમે મ્હારા આભાર ગણી બતાવતા હતા? અને હવે મ્હારા એક પ્રશ્નનો ઉત્તર આપતાં અચકાઓ છો?

આનો પણ મરકસ કાંઇ જવાબ આપી શકયો નહી.

**અરકાદયુસ**—અરે ભાઇ? આમ ચુપ કાં થઇ ગયા? શું મ્હારા સર્વ આભાર આટલીજ વારમાં ભુલી ગયા? સાચેસાચું કહેવામાં તમને શી ફીકર છે?

**મરકસ**—(અરકાદયુસના ચરણે પડી) કૃપાવંત હજુર! એક એ ભેદ છે જેને હું પોતે સમજી શકયો નથી, અને તેથી હું જે કાંઇ કહું તે કદાચ ખરૂં ન હોય અને જો ખરૂં ન હોય તો કાંઇ જોખમ આવી પડે એવો મને ભય રહે છે. આપનો ડ્રેસ વળી મને વધુ બીહવરાવે છે. આપ કોણ છો? અને આપનું નામ શું છે એ જો કહેવાની કૃપા કરશો તો હું પણ જેટલું જાણું છું એટલું સાફ સાફ કહેવાની હીમ્મત ધરી

શકીશ........મ્હારા કહેવાથી કોઇ માણસને માથે જોખમ ન આવી પડે એટલાજ માટે હું જે જાણું છું તે કહેવામાં આનાકાની કરૂં છું. આના-કાનીનું તે સિવાય બીજું કશું કારણ નથી........અને એ તો આપ જાણો છોજ કે નેકીનો બદલો નેકીજ હોય છે.

અરકાદયુસને એ ભેદ જાણવાની ઘણી ઇચ્છા થઇ. મરકસ કોઇ નેક અને સારો માણસ છે એમ તેના ચ્હેરાને જોઇને અરકાદયુસ કળી શકયો હતો. તોપણ તે હવે તેના ચ્હેરાને ઘણા લક્ષથી જોતો હતો મરકસને તેણે કોઇ જગ્યાએ જોયેલો છે એવું તેના મનમાં વારંવાર આવતું હતું. પણ કયાં જોયલો છે એ યાદ આવતું ન હતું ઘણી મેહનતે તેને મરસ્તુલી-સના સીપાહીઓમાં જોયેલો હોય એવું યાદ આવ્યું તેથી કહ્યું કે—

તમે મ્હારી સાથે કોઇ એકાંત જગ્યામાં આવશો તો ખુલાસાથી વાત થઇ શકશે? મરકસ ઘણું સારૂં એમાં મને કશો વાંધો નથી. કહી તેની સાથે થયો. તેઓ બન્ને બિલબિસથી દૂર એક ખંડેરમાં ચાલ્યા ગયા. તે ખંડેરમાં એક મોહટું ઝાડ હતું તે ઝાડની નીચે તેઓ બેઠા, અરકાદયુસે બેસતાંજ પોતાના ચ્હેરા ઉપરનો ખરા ચ્હેરાને છુપાવનાર મુખવટો ઉતારી બાજુએ મુકયો અને તરતજ મરકસની નજર તેના ખરા ચ્હેરા ઉપર પડી જે જોતાંજ મરકસ એટલો બધો આશ્ચર્ય પામ્યો કે એક પુતળા સમાન બની ગયો અને તેના પગે પડી બોલ્યો—

માફ કરશો! આપ તો મ્હારા અનદાતા અરકાદયુસ? મ્હારી ભુલ અને બેઅદબી માફ કરશો મેં આપને ઓળખ્યા ન હતા.

**અરકાદયુસ—**મરકસ! યાદ રાખ મેં મુખવટો ખસેડી એક એવો ભેદ જાહેર કર્યો છે કે તેની ત્હારા સિવાય બીજા કોઇને ખબર નથી. માટે એના સંબંધમા એક શબ્દ પણ કહેવાની મુર્ખાઇ કરીશ નહી કેમકે હું સર્વથી છાનોમાનો છુપા વેશે અહીં આવેલો છું માટે વળી કહું છું કે મ્હારા અહીં આવવાની વાત કોઇને પણ કહીશ નહીં નહી તો પરીણામ સારૂં નહીં આવે.

**મરકસ—**હું સોગન ખાઇને કહું છું કે આપ બેફિકર રહો. એ વાત કયાંએ નહી જાય. હાં, હવે હું આપને પેલી સર્વ હકીકત કહીશ. પણ તેથી શાહઝાદી સાહેબને માથે કાંઇ જોખમ ન આવી પડે એની પ્રથમ

ખાત્રિ આપશે, નહિ તો એ વિના આપ મને જીવથી મારી નાખશો તોએ તેમાંનો એક અક્ષર નહી કહું.

આ સાંભળી અરકાદયુસને વાત સાંભળવાની હતી તે કરતાં એ વધારે જીજ્ઞાસા થઇ, અને તેણે કહયું કે તને વચન આપું છું કે અરમાનુસાને માથે તેથી કાંઇ જોખમ નહી આવે.

જ્યારે અરકાદયુસે વચન આપ્યું ત્યારે મરકસે બરબારાની સાથે પોતાને કીલ્લાની બહાર નીકળવાનો, પોતાની માશુકાને, નીલ નદીની કુરબાની દાખલ અપાતાં, અરમાનુસાને કહી, અરકાદયુસની મોહોરવાળો હુકમ લઇ છોડવવાનો, શાહઝાદો કુસ્તુનતીન જીવતો છે કે મર્ણ પામ્યો છે એ તપાસવા ખાતર અરમાનુસા તરફથી ફરમા તરફ જવાનો, યુકના એક કપટી માણસ માલુમ પડવાથી તેના પંજામાંથી અરમાનુસાને બચાવવાની યુક્તિ રચવાનો, ખરેખર તેણીને બચાવવાનો અને આખરે યુકન્ના ઝંખવાણો પડી નાસી જવાનો સર્વ અથઇતિ ઇતિહાસ કહી સંભળાવ્યો, જે સાંભળી અરકાદયુસે મરકસની બહાદુરી અને જવાંમરદીનાં ઘણાં વખાણ કર્યાં અને અરમાનુસા યુકન્નાના પંજામાંથી બચી જવા પામી તે માટે ઘણો ઉપકાર માન્યો અને કહયું—

મેં ત્હારા ખરાપણા અને હીમ્મતને જોઇ તને એક એવી વાત કહેવાનો નિશ્ચય કીધો છે જે મેં યદ્યપિ પર્યંત બીજા કોઇને કહી નથી. માટે મને આશા છે કે તું એને છુપી રાખીશ અને જીવ જતાંએ કોઇને ન કહેતાં પોતાનું કુલિનપણું સાબિત કરી દેખાડીશ.

**મરકસ**—આપની જે આજ્ઞા હશે તે તન મન અને ધનથી બજાવતાં પાછો નહી પડું એ વિષે આપ ખાત્રી રાખજો, પણ જો તેમાં શાહઝાદી સાહેબને કાંઇએ નુકશાન પહોંચે એવું હશે તો મ્હારાથી એ નહી બને.

**અરકાદયુસ**—એકવાર હું વચન આપી ચુકયો તેથી શું તને ખાત્રી થતી નથી ? શાહજાદીને નુકસાન પહોંચવાથી હું ત્હારા કરતાંએ વધારે નાખુશ થાઉંછું ! હું શાહઝાદી પ્રત્યે કેટલો પ્રેમ ધરાવું છું એ શું તું જાણતો નથી ?

**મરકસ**—(અચંબો પામી તથા અરકાદયુસ ભુલ ધરાવે છે એમ ગણી) એ જાણવા ન જાણવાની મને ગરજ નથી ? આપ શાહઝાદી સાહેબને કોઇ પણ પ્રકારનું નુકશાન ન પહોંચાડો એટલે થયું. બીજી મને કશી દરકાર નથી.

**અરકાદયુસ**—હા, હા, એ તો હું વચને બંધાઇ ચુકયો, તું મ્હારી વાતને સાંભળ એટલે તને ખાત્રી થશે....તું મ્હારા નામ ઠામ અને કુળથી વાકેફ છે, હું તને કાંઇ ભેદની વાત કહું તો એમાં અચંબો પામવા જેવું કશું નથી. ત્હારી જવાંમરદી અને સચ્ચાઇ મને સર્વ ભેદ કહેવા લાચાર કરે છે. માટે હું આજ તને મ્હારો ખાસ મિત્ર ગણી સર્વ હકીકત કહું છું. મરકસ ! સાંભળ ! તું મારિયા પ્રત્યે પ્રેમ ધરાવે છે, તેને પરણવા ચાહે છે, તેના માટે આકુળ વ્યાકુળ રહે છે એટલે તુ પ્રેમી પુરૂષો (આશકો)ની પ્રેમદા (માશુકા)ના વિયોગમાં કેવી દશા થાય છે એ સારીપેઠે જાણતો હઇશ........તેથી એ સંબંધે હું કાંઇ વિશેષ કહેવા માંગતો નથી માત્ર ટુંકામાં એટલુંજ કહેવા માગુ છું કે હું પણ મ્હારૂં હૃદય શાહઝાદી અરમાનુસાને અર્પણ કરી ચુકયો છું, હું તેને હાથ વેચાઇ ચુકયો છું. અને આ બાબત તેના અને તેની દાસી બરબારા સિવાય બીજો કોઇ ત્રીજો માણસ જાણતો નથી, મ્હારી મોહરવાળી વીંટી મ્હારા અને તેના વચ્ચેના પ્યારની નીશાની દાખલ અરમાનુસાની પાસે છે, પ્યારી અરમાનુસા પણ મ્હારા પ્રત્યે એટલોજ પ્રેમ ધરાવે છે તે શાહઝાદા કુસ્તુનતીનને પરણવા ખુશ નથી એટલુંજ નહીં પણ તેને અને તેના સર્વ વૈભવોને ધિક્કારે છે અને તને જે તેની ખબર લાવવા મોકલ્યો હતો તે એટલાજ માટે કે જો તે લડાઇમાં કપાઇ મુવો હોય તો પછી તેણીને તેની કાંઇ ફીકર રહે નહીં, અને હાલ હું બાબુલના કિલ્લામાં મ્હારી ઘણી અગત્ય હોવા છતાં એ ખાસ તેણીને યુકન્નાના પંજામાંથી છોડવવા ખાતર સાહસ કરી અહીં આવ્યો છું, કેમકે મેં સાંભળ્યું હતું કે યુકન્ના કુસ્તુનતીનની તરફથી તેને કુસ્તુનતુનીયા લઇ જવા આવ્યો છે, પણ ખુદાના લાખ શુકર ! કે એ વાત ખોટી ઠરી છે અને અરમાનુસા સહી સલામત છે...હવે જો તું હુશીયારી પુર્વક બજાવી શકતો હોય તો હું તને એક કામ સોંપવા ચાહું છું.

**મરકસ**—(વચમાં) હા, હા, ખુશીની સાથે આપ આજ્ઞા કરો.

**અરકાદયુસ**—(બોલવું જારી રાખી) હાં સાંભળ ! હવે હું શાહઝાદીને મળવા ચાહું છું કેમકે જયારે અહીં સુધી એટલું બધું જોખમ ખેડી આવ્યો છું ત્યારે પ્યારીના દર્શન વગર પાછું જવું ઉચિત લાગતું નથી, પણ હું તેને કેવી રીતે મળું ? એની મને સુઝ પડતી નથી. બિસબિસમાં દાખલ થતાં ઓળખાઇ જવાનો ભય રહે છે ! માટે શું કરવું એનો તુ જ રસ્તો કાઢ.

**મરકસ**—હું બાપડો શું રસ્તો કાઢી શકું ? આપની જેવી આજ્ઞા હોય તેવી રીતે વર્તવા હાજર છું, અને તે પણ જો આપ કહેતા હો તો હું શાહઝાદીની પાસે જઇને મ્હારી અને આપની વચ્ચે જે વાતો થઈ છે એ સર્વ કહી સંભળાવી તેમને મ્હારી પ્યારી મારિયાને ઘેર આવી આપને મળવાની વિનંતી કરી જોઉં, અને એમ થવાથી મ્હારી મારિયા પણ ઘણી ખુશ થશે કેમકે તે જેવી રીતે અરમાનુસાની આભારી છે તેવી રીતે આપની પણ આભારી છે.

**અરકાદયુસ**—બિલબિસ અને એ વસ્તીના વચ્ચે છેટાપણું હોવાથી શાહઝાદી ત્યાં આવી શકે એમ હું માની શકતો નથી. કાંઇ બીજો રસ્તો કાઢ........હા, ઠીક સુજી આવ્યું, હું ત્હારા લુગડા પ્હેરી વેશ બદલી બેપી-આ રૂપે ત્યાં જાઉં. અને તું મ્હારા લુગડા પ્હેરી તથા ઘોડો લઇ વસ્તીમાં ચાલ્યો જાય તો શું વાંધો છે ? હું થોડીજ વારમાં પાછો વળીશ. તુ રસ્તાના નાકા ઉપર ઘોડાને ઘાસ દાણો ખવરાવી મ્હારી વાટ જોતો ઉભો રહેજે. હું ત્યાં આવી ત્હારા લુગડા તને સોંપી ઘોડા ઉપર અસ્વાર થઈ બાબુલનો રસ્તો લઇશ.

**મરકસ**—હજુર ! આપે યુક્તિ તો ઘણી સરસ શોધી કાઢી !

**અરકાદયુસ**—પણ તું મને હમણાં મળ્યો છે એવું ભુલે ચુકે પણ કોઇને કહેતોમાં ? નહીંતો લેવાના દેવા થઇ પડશે.

**મરકસ**—સાહેબ ! આપ ખાત્રી રાખો, એ વાત કોઇએ જાણી શકશે નહીં.

પછી તે બંને જણાઓએ લુગડા બદલ્યા મરકસ અરકાદયુસનો ઘોડો, લશકરી દરેસ, તલવાર, બખ્તર લઇ પેલી વસ્તીની તરફ ચાલતો થયો, અને અરકાદયુસ મરકસનાં લુગડાં પહેરી સાધારણ રૂમી સીપાહી જેવો દેખાતો અરમાનુસાના દર્શનની ખુશીથી મસ્ત થઈ લાંબા લાંબા ડગ ભરતો શેહેર તરફ ગયો તે જ્યારે શહેરના દરવાજાની પાસે પહોંચ્યો ત્યારે શેહ-રનો દરવાજો ઉઘડયો હતો અને કેટલાંક માણસો એક તંબુને ઉખાડીને શેહરમાં લઇ જતાં હતાં તેમના ટોળામાં ભળી શહેરમાં દાખલ થયો, અને કોઇને તેના આવવાની ખબર પડી નહીં.

# પ્રકરણ ૩ જુ.

## આશક માશુકની મુલાકાત.

નિગાહે શોક લડતી હય, નિગાહે નાઝે જાનાંસે
ઇલાહી ખેર દાનોંની કે, ચોટેં હુયેં બરાબરકી

**સ**વારનો સોહામણો સમય છે, સુર્ય ઉદય થઇ ચુક્યો છે શાહઝાદી અરમાનુસા જે ગઇ રાત્રિએ કદી મરકસ અને મારિયાનાદ સંબંધમાં પ્રકાર પ્રકારના વિચાર કરતી અને કદી પોતાના પ્યારા અરકાદયુસના આવવામાં વિલંબ થવાથી આકુળ વ્યાકુળ થતી તથા બરબારાને હજુ અરકાદયુસ કાં આવ્યા નહી ? એમ વારંવાર પુછતી, મોડી રાત સુધી જાગતી રહી હતી, તે હવે નીંદ્રામાંથી જાગૃત થઇ છે. રાત્રિના ઉજાગરાના કારણથી હજુ તેની આંખોમાં ઘેન ભરાએલું છે, આળસ ખાય છે. લોંડીઓ આવીને હાથ પગ મોંહ ધોવરાવે છે, બરબર વાળ ઓળી ચોટલો વાળે છે અને તેણીને ચિંતાગ્રસ્ત તથા ઉદાસ જોઇ ઓવારણા લઇ પુછે છે. શાહઝાદી સાહેબ ! આપ આજ આટલાં બધાં ઉદાસ શાથી જણાઓ છો ?

**અરમાનુસા**—બરબારા ! કેટલીકવાર તું જોઇને અજાણી બને છે તે મને સારૂં લાગતું નથી ! પેલો બેવફા હજુ સુધી આવ્યો નહીં એ તું કયાં જાણતી નથી કે પુછે છે !........હાય અફસોસ ! એમાં કોઇનો વાંક નથી. વાંક મ્હારાજ મનનો છે જે મને પાયમાલ કરવા તઇયાર થયું છે !

ન ગુઝર યાર તક અપના, ન ખબર ઉસ્કે કરાર
કિસ્પર આટકે ઔર આઇહે તબીઅત કયસી ?.

અને વળી નવી આફત મરકસ અને મારિયાની જાગી છે કે હજુ સુધી તેમનું શું થયું એની કાંઇ ખબર પડી શકી નથી. એક આફત હોય તો ઠીક ! આતો આફતો ઉપર આફતો આવે છે અને નવીને નવી ફીકરો ઉભી થતી જાય છે.

**બરબારા**—મરકસ સંબંધી તો હું હમણા તપાસ કરી લાવીશ અને

નહીં તો ઘણું કરીને એજ આવતો હશે, હા, અરકાદયુસના સંબંધમાં કાંઇ કહી શકતી નથી એટલું બોલી બરબારા બહાર જાય છે અને થોડી વાર પછી પાછી આવી કહે છે કે મરકસની સાથે જે સવારો મોકલવામાં આવ્યા હતા તે સહી સલામત પાછા આવી ચુકયા છે અને તેઓ કહે છે કે મારિયા સહી સલામત મળી ચુકી છે.

**અરમાનુસા**—( મનમાં--મ્હારો પ્યારો પણ મને એવી રીતે મળે તો કેવું સારૂં થાય ) હાં બરબારા ! તે કેવી રીતે અને કયાંથી મળી ! એને નસાડી જનાર લુચ્ચાનું શું થયું ?

**બરબારા**—તે નસાડી જનારને તો કોઇ વટેમાર્ગું અસ્વારે તલવાર વડે ઠાર કરી નાંખ્યો, પણ તે અસ્વાર કોણ હતો એ કોઇ ઓળખી શકયું નહીં એટલામાં એક લોંડી દાખલ થઇ હાથ જોડી કહે છે.

શાહઝાદી સાહેબ ! કોઈ માણસ આપની સેવામાં હાજર થવા બહાર આવી ઉભો છે. આજ્ઞા હોય તો અંદર આવવા દઉં.

બરબારા—તે કોણ છે ? અને કયાંથી આવ્યો છે ?

**લોંડી**—તે કોઇ ફોજી સીપાહી છે, જાણ્યામાં કોઇનો સંદેશો લઇને આવ્યો છે તે અરકાદયુસનો એપીયો હશે એમ સમજી બરબારા બાહેર જાય છે ત્યારે મરકસના જેવા લુગડા પહેરેલા કોઇ માણસને જોઇને મરકસજ છે એમ સમજે છે, પણ લક્ષપુર્વક જોવાથી તે મરકસ નહીં પણ બીજો કોઇ માણસ છે એમ જાણી પુછે છે કેમ ? તમે શા સારૂ આવ્યા છો ?

**આવનાર**—શાહઝાદીને મળવા આવ્યો છું. મને મ્હારા મિત્ર મરકસે શાહઝાદીને કાંઇ કહેવા મોકલ્યો છે.

**બરબારા**—શાહઝાદી સાહેબ હમણાં સુઇ રહયાં છે. થોડી વાર પછી તમારા આવવાની ખબર કરવામાં આવશે, તમે લગાર થોભીને આવશો તો તમારી મુલાકાત થઇ શકશે.

**આવનારો**—હું થોભીને આવી શકતો નથી. હું હમણાંને હમણાં મુલાકાત લેવા માગું છું.

( આ વાતો ફીબતી ભાષામાં થતી હતી. )

બરબારા તે માણસને તદ્દન નિડરપણે બોલતો જેઇ તેનું મોંહ

તાકી તાકી જોઇ કાંઇ વિચારતી–સ્તબ્ધ ઉભી રહી, તેને તે માણસ કીબ્તી નહીં પણ રૂમી જેવો ભાસ્યો. જાણે તેને ઓળખતી હોય એવું તેના મનમાં આવ્યું પણ લુગડા તદ્દન જુદા એટલે તે ચોક્કસ ઓળખી શકી નહીં તેણીએ કહ્યું કેઃ—

શાહઝાદી સાહેબ તમારી મુલાકાત લેવા કદાચ તૈયાર નહી હોય, તો તે હમણાં કોઇની મુલાકાત લઇ શકશે નહી.

**આવનારો**—( બરબારાનો હાથ પકડી ) હું કોણ છું એ જ્યારે તેણીના જાણવામાં આવશે, ત્યારે મારી મુલાકાત લીધા વિના નહી રહે. કેમકે હું અરકાદ્યુસ બહાદુર તરફથી આવેલો છું અને તેણી માટે ઘણી મોહટી ખુશખબરી લાવ્યો છું.

બરબારા તેના સ્વરૂપને પણ ઓળખતી હોય એમ લાગવાથી બીજી વાર તે આવનારને લક્ષથી જોઇ કાંઈ આશ્ચર્યમાં પડી આજુ બાજુમાં કોઇ ત્રાહિત માણસ તો નથી એની ખાત્રી કરી બોલી, શું આપજ અરકાદ્યુસ બહાદુર તો નહીં ?

**આવનારો**—(મુસકરાઇ) કદાચ એમ પણ હોય ! તેથી તને શું ! તું ત્હારે એટલું કહેને શાહઝાદી હાલ કયાં છે ?

બરબારા એકદમ આશ્ચર્યમાં પડી ગઇ અને હર્ષના આવેશમાં બોલી આપ થોડીવાર અહીંજ સબુર કરો, હું આ આવી અને નહીં તો આપના ઓચીંતા મળવાથી અરમાનુસાના જીવને જોખમ પહોંચવાનો ભય રહે છે. આપને અંદર બોલાવું છું, આપને અહીં થોભવું પડે તે માફ કરશો. પછી તે અંદર ચાલી ગઇ અને હંસતી હંસતી શાહઝાદી સનમુખ જઇ ઉભી.

**અરમાનુસા**—( બરબારાને ખુશ થતી અને હંસતી આવતી જોઇ આશ્ચર્યથી ) બરબારા શું છે ?

**બરબારા**—કંઇ નહીં સાહેબ ! આપને કેમ પુછવું પડયું ?

**અરમાનુસા**—એ આવેલો માણસ કોણ છે ?

**બરબારા**—એતો એમ કહેછે કે હું મરકસનો મિત્ર છું. શાહઝાદીને મારિયા સહી સલામત મળી આવી તેની ખુશખબરી સંભળાવવા આવ્યો છે.

**અરમાનુસા**—હું એ સાંભળીને ઘણી ખુશી થઇ, ખુદા મરકસની આશાઓ પુરી કરે ? પણ એ વાત તને ખુશ કરે અને હંસાવે એવી નથી ? ! !

**બરબારા**—શાહઝાદી સાહેબ ! મને એટલા માટે ખુશી થઈ છે કે તે મરકસનો મિત્ર હોવા ઉપરાંત અરકાદયુસનો કાંઇ સંદેશો લાવ્યો છે—

**અરમાનુસા**—શું મ્હારા પ્યારા અરકાદયુસનો સંદેશો ? તું જુઠું બોલે છે. તને મ્હારા સમ સાચે સાચું કહી દેની નાહક ટાહેલાં શામાટે કરે છે ?

**બરબારા**—એ અરકાદયુસનો સંદેશો લાવનારો છે કે પોતે અરકાદયુસ છે તેની મને ખબર નથી ? કાંઇક છે તો ખરો (મુસ્કરાય છે)

**અરમાનુસા**—(ગુસ્સા પુર્વક) બરબારા ! આજ તને શું થયું છે, કાંઈ મતિ તો મારી ગઇ નથી ને ? જે અવળું સવળું બોલે છે ? મશ્કરી કરતી હોતો તે ઘડી બેઘડી હોય ન કે ચોવીસે ઘડી ! !

**બરબારા**—અરે તોબા ! તોબા ! મ્હારાથી આપની મશ્કરી થાય ? જીભ ન કાપી નાંખુ ? પરંતુ જે માણસ બહાર ઉભેલો છે તે આપના હૈયાના હાર પ્રીતમ મનહર અરકાદયુસ પોતે છે અથવા તેનો મોકલેલો એપીયો છે એ હું ઓળખી શકતી નથી. વારૂ આપ કહો કોઇએ તે એપીયો હોય તો સારૂ કે આપના પ્રીતમ અરકાદયુસ હોય તો સારૂ ?

**અરમાનુસા**—એ બન્નેમાંથી કયું સારૂં ? એ હું શું જાણું તું ત્હારા મનને પુછી જો ? એટલે ખબર પડશે. પણ બરબારા ! સાચે સાચું કહી દેની કે તે અરકાદયુસનો એપીયો છે કે અરકાદયુસ પોતે છે ?

**બરબારા**—આપ ગુસ્સે ન થાઓ તો કહું ? એ મ્હારા સરદાર અને આપના મન મોહન અરકાદયુસ પોતે છે. શું આપ તેમને અંદર બોલાવવાની કૃપા કરશો ?

અરમાનુસાના ચ્હેરા ઉપર એકદમ રતાશ ચઢી આવે છે. અત્યંત ખુશીના કારણથી અંતઃકરણ ઉછળે છે, અને શરમાઇ મંદ અવાજે કહે છે કે હા ! તેમને બોલાવ ! (બીજીવાર) બરબારા ! લગાર ઉભી રહે, હમણાં મારૂં હૃદય ધડકે છે; કોણ જાણે હજુ તો તેમના દર્શન નથી મ્હારી શી સ્થીતિ થશે ?

**બરબારા**—શાહઝાદી સાહેબ ! મનને સ્થિર રાખો અને એકદમ

સાહેબ અહીંયા નથી અને તમને મળવાએ ચાહતાં નથી, પણ આપનું હૃદય શાથી ધડકે છે? તેમણે તો ફેરૂજી લુગડા પહેર્યા છે જેથી આપ કદાચ તેમને ઓળખીએ નહીં શકો?

**અરમાનુસા**—જા, જા, જલદી જા.

બરબારા બહાર ગઇ અને અરમાનુસાની આતુર દ્રષ્ટિ તેની પાછળ પાછળ કોઇને વધાવી લેવા આગળ વધી આ આશક માશુકને અરસપરસ મળવાનો આ પહેલોજ પ્રસંગ હતો તેથી અરમાનુસાની શરમ અને લાજના કારણે એવી તો વિચિત્ર સ્થિતિ બની હતી કે કાંઇ કહેવાની વાત નહી. તેના હાથ પગ ઠંડા પડી ગયા હતા હૃદય ધડકતું હતું ચ્હેરા ઉપર રાતો રંગ ચઢતો હતો અને ઉતરતો હતો. પ્રિતમના દર્શનની આતુર ચક્ષુઓ, ઘડીકમાં દરવાજા તરફ એકી નજરે જોતી હતી અને ઘડીકમાં શરમથી નીચી નમી જતી હતી, એટલામાં બરબારા અરકાદયુસને સાથે લઇ આવતી નજરે પડી. અરકાદયુસની નજર અરમાનુસા ઉપર પડી કે તરતજ તેણે પોતાના માથા ઉપરનો મુખવટો ઉતારી હાથમાં લઇ લીધો અને જોત જોતામાં તદ્દન તેની નજીક આવી ઉભો. અરમાનુસા પલંગ ઉપર બેઠી હતી. તેણીએ તેને માન આપવા ઉભા થવાના પ્રયત્ન કર્યા, પરંતુ શરમે અથવા ખુબસુરતીની મગરૂરીએ તેણીના પગમાં ધુજરી ચઢાવી, તેણીને ઉભી થવા દીધી નહિ. અરકાદયુસે પોતે હાથ લંબાવી તેનો નાજુક હાથ પોતાના હાથમાં લઇ કહયું—

**ગુરૂરે હુસ્ન ઇજાઝત મગર દાદ અએ ગુલ,**
**કે પુરસિશે બેકુની ઇન્દલીબ શયદારા.**

હે! પુષ્પ! કદાચ ત્હારી અનુપમ ખુબસુરતી, તને ત્હારા આશક બુલબુલની સાથે વાત કરતા રોકતી હશે.

અરમાનુસાની વિચિત્ર સ્થિતિ હતી, તેનું આખું શરીર થરથરતું હતું, હાથ પગ ઠંડા પડી ગયા હતા, હૃદય ધડકી રહયું હતું, ચક્ષુઓ નીચે નમેલી હતી, થોડીવાર પહેલાં જે ચ્હેરો પીળો ફક દેખાતો હતો તે ચ્હેરો હવે, શરમના કારણથી રાતો ગુલાબી બની ગયો હતો.

અરકાદયુસ, શરમાળ અરમાનુસાના નાજુક શ્વેત મિશ્ર ગુલાબી

રંગના હાથને હાથમાં લઇ, તેની મનમોહક આંગળીઓમાંની ચકચકા હીરાઓની વીંટીઓને પ્રેમપુર્વક નિહાળતો, તેમના દરેક વખતે તેન આંગળીઓમાં રહેવાના માનની ઇર્ષા કરતો, અને પોતે વીંટી કાં ન થયો કે તેને પણ સર્વદા તેનીજ સાથે રહેવાનું માન મળત; એવો વિચાર કરતે શું બોલવું અને શું ન બોલવું એની સુઝ નહી પડવાથી કાંઇક ગભરાતે કાંઇક શરમાતો કાંઇક આગળ વધતો અને વળી પાછો હઠતો ઉભો હતે

અરમાનુસા નીચી નજરે એવી ચુપ બેઠી હતી કે તેણી ન ટે બોલતી હતી ન હલતી હતી તેમજ ન અરકાદયુસના હાથમાંથી પોતાને હાથ છોડવતી હતી.

આવી રીતે થોડોક વખત સુધી તદન ચુપકીદી રહી પણ છેવ અરકાદયુસે 'પ્યારી અરમાનુસા! પેલી મોહરવાળી વીંટી કયાં છે?" કહી ચુપકીદી તોડી.

અરમાનુસાએ લગાર માથું ઉંચું કરી અરકાદયુસની તરફ જોઇ વળ પાછી નીચી નજર કરી લીધી. હવે તેનું હૃદય વિશેષ વેગે ધડકવા મંડ શરમ અને લજ્જાનું બળ એટલું વધી ગયું કે તેણી મુર્છા પામતાં ર ગઇ. અરકાદયુસે, તેની સ્થિતિને કળી જઇ તેની શરમ તોડવા તેના હાથ લગાર જોરથી દબાવી કહયું કે પ્યારી! મ્હારી વીંટીનું શું કર્યું તે કહેતાં નથી?

અરમાનુસાએ રહેજ મુશ્કરાઇ ઉંચું જોયા વગર, તેની વીંટી તે હૃદયની સાથે છે એમ સમજાવવા બીજા હાથ વડે પોતાના અંતઃકરણ પ્રતિ ઇશારો કર્યો.

અરકાદયુસે તેનો લાભ, લગાર આગળ વધી, નીચા નમી તે ગુલાબી ચ્હેરાને જોઇ કાંઇક મુશ્કરાઇ પુછ્યું. પેલા કુસ્તુનતીનનું થયુ? આ પ્રશ્ન સાંભળતાંજ અરમાનુસાએ પોતાનો હાથ તેના હાથમાં ખેંચી લીધો અને "મને મ્હારાં સંકટ યાદ ન દેવરાવો." એવી અર્થસુચ ક્રોધભરી આડી નજરે અરકાદયુસ સામે જોયું.

અરકાદયુસ તેની એ નજરથી ઘાયલ થઇ ગયો અને બોલી ઉઠયો.-

**લાખો લગાવ એક ચુરાના નિગાહકા**
**લાખો બનાવ એક બિગડના ઇતાબમેં.**

તેણીને વીનોદ વાર્તામાં આણવા, અરકાદયુસ ઉપર પ્રમાણે ઘણું એ મથ્યો પરંતુ અરમાનુસાના ઓસ્ટ ઉપર લજ્જતપણાના લીધે એવી તો ચુપકીદીની છાપ પડી હતી કે અક્ષરે બોલતી ન હતી, તેથી તેણીને બોલાવવા બીજીવાર કહ્યું. કુસ્તુનતીનના બેપીયા સાથે શામાટે જતા નથી? તે બાપડો "દમયાત" ના બંદર ઉપર વાટ જોતો હશે. હવે અરમાનુસાથી ઉત્તર વાળ્યા વિના રહેવાયું નહીં અને બળીને બોલી એનું નામ મુકો! વારંવાર યાદ દેવરાવી શામાટે સંતાપો છો? મેં જે જે સંકટો વેઠ્યાં છે તે મ્હારૂંજ મન જાણે છે અને ઉપરથી મ્હેણા મારો છો?

તેને બોલતાં સાંભળી અરકાદયુસના મનમાં તાલાવેલી લાગી તે પાસે પડેલી કુરસી ખેંચી તે ઉપર બેશી ગયો અને તેના હાથને ધીમેથી દાબી બોલ્યો, પ્યારી! અરમાનુસા! બસ કરો મ્હારા ઉપર ગુસ્સે ન થાઓ! અને મને વધુ શરમમાં ન નાંખો!

**અરમાનુસા**—અરે! હું આપ ઉપર ગુસ્સે થતી નથી! હું તો માત્ર હકીકત કહું છું.

**અરકાદયુસ**—પરંતુ (આંખો તરફ ઇશારો કરી) આ નેત્ર બાણોના ઘાયલે વિયેગમાં જે જે દુઃખો વેઠયાં છે તે વર્ણવી શકાતાં નથી.

> **નિગાહેં પરદેહી પરદેમેં કામ કરતી હયેં;**
> **યેહ તીર ચલતે હયેં લેકીન સદા નહી આતી;**

**અરમાનુસા**—અફસોસ! એ સર્વ કસુર મુજ અભાગણીનોજ છે મેં પહેલેથીજ કહી દીધું હોત કે હું તો કુસ્તુનતીનને પરણવા ચાહતી નથી તો જે દુઃખ પડ્યાં છે તેમાંનું એકે પડત નહીં. પણ આપ તો મ્હારી સ્થીતીને જાણો છો—

**અરકાદયુસ**—(વચમાં) પ્યારી! હું કહી ચુકયો કે એ વાત કહી મને વધુ શરમમાં ન નાંખો પરંતુ વધારે ને વધારે શરમાતી જાઓ છો, જો એ કસુર આપનો ગણતાં હો. તો હું આપના કરતાં વિશેષ કસુરવાર છું. આપ આપના પીતાશ્રીને કુસ્તુનતીનના માટે ચોખી ના પાડી શકયાં નહીં તે બનવાજોગ છે કેમકે આપ સ્ત્રી અને સ્ત્રીઓમાં વળી શરમના પુતળાં પણ ખરો કસુરવાર તો હુંજ છું કે હું મર્દ હોવા છતાં મ્હારા માત પિતાના ક્રોધથી ડરીને તેમની રજા શીવાય આપની શેવામાં હાજર થઇ શકયો નહીં.

**અરમાનુસા**—( માથુ નમાવી શરમથી પાણી પાણી થઈ, તેના ગાલોની લાલી વધી ગઇ હતી અને કપાળ ઉપર પરસેવો થઈ રહયો હતો ) હું જાણું છું કે આપ આપના પિતાશ્રીને તાબે છો, અને તાબે રહેવું પણ જોઇએ અને તેથી આપ મ્હારી ખબર લઇ શકયા નહીં તો એ વિશે હું કાંઇ ઠપકો આપતી નથી—હશે મ્હારા તગદીર !—

**ખફા નહો જો કિયા મંયને ઝુલમકા શિકવા,**
**ચલો યુંહી સહી તુમકો જફા નહી આતી;**

આપ ગુસ્સે ન થશો. હું તો માત્ર મ્હારા મરણ પહેલાં આપને એટલુંજ સાબિત કરી દેખાડવા માગું છું કે આ હૃદયમાં આપ પ્રતિ કેટલો પ્રેમ ....તેણી વધુ બોલી ન શકી, હીચકી બંધાઇ ગઇ, આંખોમાંથી આંસુઓ વહેવા લાગ્યાં અરકાદયુસ સમજી ગયો કે તેણી મને તેના પ્રત્યેનો પ્રેમ જાહેર નહીં કીધો એટલા માટે ઠપકો આપે છે તેણે પોતાના ગજવામાંથી એક રેશમી રૂમાલ કાઢયો અને તે વડે તેણે અરમાનુસાના કપાળ ઉપરનો પરસેવો લુછી તે રૂમાલને પોતાની આંખો ઉપર ફેરવ્યો અને તેના પરસેવાની સુગંધીને પણ હદ પાર ચાહતો હોય એમ વર્તી અરમાનુસાની તરફ નિરાશાભરી નજરે જોતો રહયો.

તેની આવા વર્તણુંકથી અરમાનુસા વિશેષ શરમાઇ ગઇ, અને તેણીએ વધારે નીચું ઘાલ્યું....છેવટે અરકાદયુસે તેના હાથને ધીમેથી ચુંબન કરી કહયું.

પ્યારી ! મ્હારા પિતાશ્રી મને, આપને મળતા અટકાવી શકશે એવું માનો છો ? મેં આપને મ્હારી જે વીંટી, એટલુંજ નહી પણ (છાતી ઉપર હાથ મુકી) આ અંતઃકરણ અર્પણ કર્યું છે, અને જીવના જોખમે પણ આપની શેવામાં હાજર થયો છું એનો શું આ બદલો છે ? આવા લડાઇના પ્રસંગમાં કીલ્લાને છોડી પિતાશ્રીને પુછયા ગાછયા વિના હું આંહી ચાલ્યો આવ્યો તેની અને વળી આપેએ કયાં ? આપની પાસે તેની મ્હારા પિતાશ્રીને ખબર પડે તો કેટલા ક્રોધાયમાન થાય એ આપ જાણતા નથી ?

**અરમાનુસા**—( પોતાનો હાથ છોડાવી ગુસ્સે થઇ ) હું તો પહેલાથી કહી ચુકી છું કે આપ આપના પીતાશ્રીને તાબે છો ? પરંતુ આપ મ્હારા ને ઝુઠું ગણી ઉલટા મને પુછો છો કે "મ્હારા પિતાશ્રી મને, આપને

મળતાં રોકી શકશે ? એવું માનો છો ?....અને આપ પોતેજ કબુલ કરોછો કે પિતાશ્રીની બ્હીકથી આવવામાં વાર લાગી, જો ખરો પ્રેમ હોત તો મેં જેવા બોલાવ્યા તેવાજ ન આવત ! એટલી મનમાં ઓછાઇ ત્યારેજ વાર લાગીને !

**અરકાદયુસ**—મેં જે કાંઇ કહ્યું તે વડે મ્હારી અને આપની વચ્ચે મ્હારા પીતાશ્રી આડે આવી શકશે એવો અનુમાન કરો છો ?

**અરમાનુસા**—આપની વાતો અને અત્યાર સુધીની બીનાઓ એવું સિદ્ધ કરવા પુરતી છે. હશે હું આપનો વાંક કાઢતી નથી. આપ ખુશીથી આપના માંબાપની તાબેદારી કરો, અને કરવી પણ જોઇયે કેમકે તે દશ આજ્ઞાઓમાંની એક આજ્ઞા છે.

ફરજ મા બાપકી *ઇતાઅત હૈ,
ઉન્કે †કદમોંકે નીચે ‡જન્નત હૈ.

અરમાનુસાના મેહણા રૂપી શબ્દો અરકાદયુસના કલેજાને કારી તીર સમાન વાગ્યાં. તેણીનું તિરસ્કારપુર્વક બોલવું, અને ક્રોધભરી નજરે જોવું, અરકાદયુસને જુસ્સામાં આણવાનું સંગીન સાધન નીવડ્યું. અરકાદયુસનો રૂમીટિક ઉશ્કેરાયો અને સામો બેસી જુસ્સાપુર્વક નીચે મુજબ બોલ્યો.—

**અરમાનુસા** ! પ્યારી અરમાનુસા ! ખાત્રીપુર્વક માનજે કે ત્હારો આ પ્રેમઘાયલ ત્હારી સાથે વફાદારીપુર્વક વર્તવા પાછી પાની નહી કરે, અને કોઇ વસ્તુ તેને એમ કરતાં અટકાવી નહીં શકે. આખું જગત જો મારૂં શત્રુ થઇ પડશે અને મને ત્હારા સંયોગ સુખથી દુર કરવા પ્રયત્ન કરશે તો હું આખા જગતને પણ મ્હારા ખરા પ્રેમ અને પવિત્ર નિષ્ટાને પ્રતાપે હરાવી શકીશ. આખા રોમન રાજ્યનો માલિક શાહજાદો કુસ્તુનતીન લોહીની નદીઓ વહેવા પહેલાં જો ત્હારા એકે વાળને પણ અડકી શકે તો મ્હારા મોંહ ઉપર બેલાશક થુંકજે તેથી વળી કહું છું કે ત્હારા અને મ્હારા વચ્ચે જેને હું દુર કરી શકતો ન હોઉં એવી એકે અડચણ નહીં આવી શકે એની ખાત્રી રાખજે........પરંતુ જો તું જ રોમન શાહઝાદાના મેહલને શોભાવવા ઇચ્છતી હઇશ તો પછી હું લાચાર.

**અરમાનુસા**—(નિશ્વાસ નાંખી અરકાદયુસ સામું જોઇ) અફસોસ !

* તાબેદારી, † પગ, ‡ સ્વર્ગ.

આપ મને નાહક અજમાવો છો! મને લાગે છે કે આપ સ્ત્રીઓને બ્હીકણુ અને નિર્બળ ગણી તેણીઓ પ્રેમ પંથમાં દ્રઢ રહી શકતી નથી એમ માનો છો? અરકાદયુસ! હું જે દુઃખમય સ્થિતિમાં રાત દીવસના કલ્પાંત ઉજાગરા અને રૂદનમાં રહી છું. તેને મારી દાસી બરબારા સારી પેઠે જાણે છે, અને જુવો (દીવાલની એક ખીલી તરફ ઇશારો કરી) પેલું ખંજર જે લટકે છે તે કદી મ્હારા શરીરથી જુદુ રહેતું ન હતું. હું પ્રેમમાં કેટલી દ્રઢ અને મજબુત રહી છું તેના ખરા શાક્ષી તરીકે એ એકલું ખંજરજ બસ છે.

ખંજરનું નામ સાંભળી અરકાદયુસનું હૃદય ધડકવા માંડયું અને તેણે ગભરાઇને પુછ્યું. ખંજર રાખવામાં શો હેતુ સમાએલો હતો?

બરબારા જે યદ્યપિ લગી બન્ને યુવાન પ્રેમ બંધીવાનોના અરસ પરસના પ્રશ્નોતર સાંભળી રડી રહી હતી તે આંખોમાંના આંસુ લુછતી આગળ વધી. બોલી સાહેબ! તેઓએ ખંજરને હું જાણી ન શકું એવી રીતે છાનામાના પોતાની પાસે રાખતા હતા. જ્યારે તેમને એવી ખાત્રી થાત કે તેઓ કુસ્તુનતીનના પંજામાંથી બચી શકતી નથી ત્યારે તેઓ એ ખંજર વડે પોતાના પ્રાણ આપત, જ્યારે યુકન્ના તેમને તેડવા આવ્યો હતો ત્યારે જો ભલા મરકસે અમને બચાવ્યા ન હોત તો શાહઝાદીએ કયારનોએ આપઘાત કર્યો હોત!

અરમાતુસાની આટલી બધી હીમ્મત, અને દ્રઢતા સાહસ, સાંભળી અરકાદયુસ સ્તબ્ધ બની ગયો. તેની પ્રેમાગ્નિ વિશેષ પ્રદિપ્ત થઇ અને તે પ્રેમ આવેશમાં આવી બોલ્યો—

પ્યારી અરમાતુસા! તુ પ્રેમ પંથમાં એટલી બધી દ્રઢ હિમ્મતવાન અને સાહસિક હોઇ આવું આ ત્હારા ગુલામની વફાદારી અને દ્રઢતા ઉપર શક ધરાવે છે?? નહીં, નહીં! ખાત્રિ પુર્વક માનીલે અને નિશ્ચય માની લે કે, શહેનશાહ હરકુલ અને તેની અસંખ્ય ફોજોની તો શી બિસાદ છે? જ્યાં સુધી અરકાદયુસના ખોળીયામાં પ્રાણ છે ત્યાં સુધી આખી પૃથ્વીના માણુસોની અગણીત સંખ્યા ત્હારો વાળ વાંકો કરી નહીં શકે. ત્હારા પ્રેમે બંધાએલો છું એમ જાહેર કરતાં જો તને કાંઇ નુકશાન પહોંચવાનો ભય નહોય તો હું હમણાં હાલ સડક ઉપર ઉભો રહી, હું અરમાતુસા ઉપર આશક છું, મ્હારૂં સર્વત્ર તેના ઉપર કુરબાન છે, એમ

પુકારી પુકારી કહેવા તઇયાર છું, પરંતુ જ્યાં સુધી ખુદ ખુદા આપણા માટે આપણી ઇચ્છાનુસાર સંજોગો ન આણે ત્યાં સુધી આ પ્રેમના ભેદને અંતઃકરણની પેટીમાં ગુપ્ત રાખવાજ ઉચિત છે, શું તું પણ એજ રીતે દ્રઢ રહી શકે નહી?

**અરમાનુસા**—આપ મને વળી શામાટે પુછોછો? આંખો વડે જોઇ લીધું, કાનો વડે સાંભળી લીધું અને વળી પાછો એજ પ્રશ્ન કે દ્રઢ રહીશ કે નહીં?

**અરકાદયુસ**—અરમાનુસા! હવે મને આશા છે કે ખુદા આપણને વિખુટા નહી પાડે પણ હવેથી આપણે ઘણુંજ વિચારીને પગલાં ભરવાનાં છે આ લડાઇના પ્રસંગે કુસ્તુંનતીનને તમારો ખ્યાલ આવે અથવા મકુકિસ સાહેબ તમને ત્યાં મોકલાવી દે એ બનવા જોગ નથી કેમકે અરબોએ સર્વે નાકા રોકી લીધા છે, માટે જે કાંઈ થવાનું હશે તે આ લડાઇના પરિણામ પછી થશે. તમે થોડાજ વખતમાં ફતેહની ખુશખબરી સાંભળશો અને હું તમારી ખુશીની ખાતર જીવને હથેલીમાં લઇ અરબોની સાથે એવો તો બહાદુરીથી લડીશ કે તમે વાહ વાહ કહેશો.

**અરમાનુસા**—(અરકાદયુસનો હાથ પકડી લઇ) પ્યારા આપ લડવાનું નામ ન લ્યો મ્હારૂં હૃદય ધડકે છે શરીર ધરૂજે છે. આપ ઉપર પુષ્પનો પ્રહાર થાય એટલું એ મને પસંદ નથી ત્યારે જે શત્રુઓના તીર તલવારના પ્રહાર કયાંથી પસંદ હોય? માટે હવેથી એનું નામ લેતા નહીં.

**અરકાદયુસ**—એ વિના તો છુટકો નથી.

**અરમાનુસા**—કૃપા કરી પ્યારા લડાઇ બડાઇનું નામ મુકો અહીંયા આપણે રહીયે તો લડવા વિના ચાલે નહીં, પણ ચાલો આપણે બન્ને આ ભુમીને તજી કોઇ દુર દેશ જ્યાં લડાઇ બડાઇ ન હોય ત્યાં ચાલ્યા જઇએ અને આરામ ચેન અને સુખ શાંતીમાં દીવસ નિર્ગમન કરીયે.

**અરકાદયુસ**—(તલવારની મુંઠ ઉપર હાથ મુકી ઉભા થઇ) શું અરકાદયુસ શત્રુનો મુકાબલો પડતો મુકી નાસી જાય એમ તમો ચાહો છો, તે બ્હીકણ અને નપુંશક સમાન મરણથી ભય પામતો રહે એ તમને પસંદ છે?

**અરમાનુસા**—નહી, નહી, આપના પવિત્ર પ્રેમની પ્રતિજ્ઞા પુર્વક કહું છું કે મ્હારો ભાવાર્થ એ ન હતો. હું આપને બ્હીકણ અને નપુષક જેવા બનાવવા ચાહતી નથી, તેમજ હું બ્હીકણ પ્રતિ પ્રેમ ધરાવતી નથી પરંતુ

શત્રુઓ આપ ઉપર તીરોના વરસાદ વરસાવતા હોય એ નજરે જોવા અથવા સાંભળવા મ્હારૂં અંતઃકરણ ચાહતુ નથી. અંતઃકરણને ઘણું એ સમજાવુ છું પણ સમજતું નથી. એનો શો ઉપાય ? પ્યારા—

**અરકાદયુસ**—જો એમજ છે તો મને જવા દયો હું રણક્ષેત્રમાં ઉતરી પુર શુરવીર સમાન યુદ્ધ કરીશ જો જીવતો રહયો તો તમારી ખુશી પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થઇશ અને તમે પછે કુસ્તુનતીનની જગ્યાએ મને પસંદ કરતા અટકશો નહી.

આ સાંભળી અરમાનુસા ચુપ થઇ ગઇ, તેણી વિચારમાં પડી ગઇ, શો જવાબ દેવો તેની સુઝ પડી નહીં, તેનું અંતઃકરણ યુધ્ધે જવાની રજા નહીં આપવા સમજાવતું હતું. અને તેનામાં રહેલી બહાદુરી તેને એવા પ્રસંગે નહીં રોકવા કહેતું હતું. એ બન્નેમાંથી કોનું કહેવું માનવું એની તેને ઘણી મુંઝવણ પડી અને એ મુંઝવણ અને મુંઝવણમાં કાંઇએ બોલ્યા વિના બેસી રહી.

**અરકાદયુસ**—(ઉભા થઇને) સારૂં પ્યારી ! હું જાઉં છું ! મને રજા આપો. મ્હારા ઉપર કોઇ પ્રકારનો શક ન આવે એટલા માટે મ્હારે જલ્દી મ્હારા પિતાશ્રીની પાસે પહોંચવું જોઇયે. હું કોઇને પુછ્યા ગાછ્યા વિના સર્વથી છાનોમાનો કીલ્લામાંથી બહાર નીકળી અહીં આવ્યો છું. યુદ્ધની તઇયારીઓ છે, જો વધારે ગેરહાજર રહું તો કોણ જાણે શું શું પરિણામ આવે, આવતાં આવતાં રસ્તામાં સર્વથી પહેલાં તમારા મરકસની મારિયા મળી, કેટલાક લુચ્ચાઓ તેને પકડી ગયા હતા, અને બળાત્કારે સંભોગ કરવા ચાહતા હતા. તેણી મોહટા અવાજે રડતી હતી અને કોઇ આવતા જતાની મદદ માંગતી હતી. હું એમ સમજ્યો કે મ્હારી પ્યારી અરમાનુસા શત્રુઓના પંજામાં ફસાયેલી છે, તેથી એકદમ વીજળીના વેગે એ લુચ્ચાઓ ઉપર ટુટી પડયો. અને પેલા મોહટા લુચ્ચાને ઠાર કરી નાંખ્યો. મેં મુખવટો પહેરેલો હતો તેથી મને કોઇ ઓળખી શકયું નહી અને મને કોઇ ઓળખે નહી એવુ હું ચાહતોએ હતો. ત્યાર પછી હું બીલ્યુસીસ શેહેરની પાસે આવ્યો. ત્યાં મરકસની સાથે મ્હારી મુલાકાત થઇ મેં ગુપ્ત રીતે તેને સર્વ હકીકત કહી સંભળાવી તેના લુગડા મેં પહેર્યાં અને મારા લુગડા તથા ઘોડો તેને સોંપ્યો અને એવી રીતે વેશ બદલી અહીં આવ્યો

મરકસ વિશ્વાસપાત્ર અને નેક માણસ છે એવી મને ખાત્રિ થઇ ગઈ છે, અને તેણે તમારા ઉપર વીતેલી સર્વ હકીકત અને તેણે બજાવેલી સેવા વિષે સર્વ કહી સંભળાવ્યું છે, તેથી આપણા વિયોગ સમયે તેનીજ મારફત આપણો સર્વ વ્યવહાર ચાલશે એવી આશા રાખું છું, લ્યો આવજો ! મારે ગયા વિના ચાલે તેવું નથી ત્યારેજ હું જાઉં છું ( એટલું કહી આગળ વધે છે, અને ધીમેથી અરમાનુસાના ગોરા ગુલાબી ગાલ ઉપર ચુંબન કરે છે, અરમાનુસા એટલી શરમાય છે કે તેને પરશેવાના ઝોબે ઝોબ વળે છે. તેણી ઉભી થાયછે, અને તેના વિખુટા પડવાને નાપસંદ કરતી હોય એવો ડોળ ધરી નિશ્વાસ સાથે કહે છે—જેવી મરજી, ભલે જાઓ, ખુદા આપનું રક્ષણ કરો, હું તો અહીં બિલબિસમાંજ રહીશ અને તગદીરમાં જે લેવાતું લખ્યું હશે તે જોઇશ. આરબો પણ આવતાજ હશે.

**અરકાદયુસ**—બહુ સારૂંજ થશે. ગભરાશો નહીં આપના પિતાશ્રીને જ્યારે યુકન્નાની લુચ્ચાઇના સુમાચાર મળશે ત્યારે હું તેમને અહીંથી બોલાવી પોતાની સાથે રાખવા ઉશ્કેરીશ.

**અરમાનુસા**—ભલે આપની એવી મરજી હોયતો એમ કરજો હું તો મ્હારા વચન ઉપર અડગ રહીશ. પછી જેવી ખુદાની ઇચ્છા.

અરકાદયુસ બહાર નીકળવાના વિચારથી કેટલાએક ડગલાં ચાલ્યો પણ એકદમ વળીને પાછો આવ્યો અને બોલ્યો.

અરે તમે જે સાધન વડે મારીયાનો જીવ બચાવ્યો તેના માટે ખુશી જાહેર કરવાનું તો હું ભુલી ગયો ! !

**અરમાનુસા**—( શરમાઇને ) મેં આપની રજા સિવાય એનો ઉપયોગ કર્યો એ કદાચ યાદ દેવરાવતા હશો ? કેમ ?

**અરકાદયુસ**—નહીં નહીં એમ બનેજ નહીં જ્યારે હું તમને મ્હારૂં અંતઃકરણ અર્પણ કરી ચુકયો છું ત્યારે વીંટીની તો વાતજ શી ? તેના વડે તમારી મરજીમાં આવે તે કામ લો. જેમાં તમે ખુશ તેમાં હું ખુશ.... પણ શું તમે તમારા આ ગુલામને પણ તમારી કોઇ નીશાની આપશો ?

**અરમાનુસા**—આપને આપવા જેવી કોઇ વસ્તુ મ્હારી પાસે રહી નથી. અંતઃકરણ હતું તે પણ આપી ચુકી તન મન ધન અર્થાત મ્હારૂ સર્વસ્વ આપી ચુકી હવે શું આપું ? હા, હા, ઠીક યાદ આવ્યું મ્હારી

મરહુમ માતાની એક નીશાની મ્હારી પાસે છે મ્હારા સવ ઘરેણાઓમાં તે વિશેષ કીમતી છે, અને તેના મરણથી અત્યાર સુધી તેનાથી હું જુદી પડી નથી. તેજ હું આપને આપું છું. ( એમ કહી ગળામાંથી એક હીરા જડીત સોનાની સાંકળીયોમાં બાંધેલી સલીબ Cross તેની આગળ ધરે છે. ) કૃપા કરી કબુલી આભારી કરશો.

અરકાદયુસ એ તે સલીબ લઇ તેની પીઠપર અરમાનુસાનું નામ કોતરેલું જોઇ તેને ચુંબન કરી કહયું નિશંશય આ તમારી પવિત્ર નીશાની મને દરેક આફત અને બલાઓથી રક્ષણમાં રાખનાર માદળીયા (તાવીજ) નું કામ સારશે

તેણે તે સલીબ પોતાના ગળામાં પહેરી લીધી અરમાનુસાની સાથે હાથ મેળવ્યો અને નીચે પ્રમાણે કહેતાં કહેતાં ઓરડા બહારનો રસ્તો લીધો.

પ્યારી અરમાનુસા ! અરકાદયુસને ભુલતી નહીં. તે પણ જ્યાં સુધી તેના ખોળીયામાં જીવ છે ત્યાં સુધી તને ભુલશે નહીં, ઘાતકીમાં ઘાતકી ખુનરેઝ યુદ્ધ સમય તે ત્હારૂંજ નામ જપતો જપતો લડશે તેના ઉપર તીરોનો પ્રહાર થશે તલવારો પડશે પણ અરકાદયુસ ત્હારૂ નામ જપતો અટકશે નહીં.

ત્યાર પછી તેણે બરબ્બારાની સાથે હાથ મેળવ્યો અને સીધો રસ્તો લીધો તેના જવા પછી અરમાનુસાને ચક્કર આવ્યા અને તેને તેનું મન અરકાદયુસની પાછળ ઘસડાતું જતું લાગ્યું અરકાદયુસ જ્યાં સુધી નજરે પડે ત્યાં સુધી તેને જતો જેવા અરમાનુસા બારીના પાસે આવી ઉભી અને તેને જેવા મંડી અરકાદયુસ પણ પાછો વળી વળીને તેને નિરાશાભરી નજરે જેતો હતો એટલે સુધી કે તે અદ્રશ્ય થઇ ગયો.



# પ્રકરણ ૪ થું.

## બિલબીસનો છેડો.

**સંભલ કે પાઉં નીકાલ આસિયાંસે એ બુલબુલ,**
**લગાએ બેઠે હેં ફંદે જહાં તહાં સય્યાદ.**

**બ**હાદુર અરકાદયુસ અરમાતુસાથી વિખુટો પડી, મરકસની શોધમાં ચાલ્યો જાય છે, તેનો વિચાર ઘોડા ઉપર અસ્વાર થઇ તરતજ બાબુલના કીલ્લા તરફ ઉપડી જવાનો છે. તેના મનમાં, પિતાશ્રી શોધતા હશે, અને હું જઈશ ત્યારે ઘણા ગુસ્સે થશે એમ વારંવાર આવ્યા કરતું હતું. પિતાશ્રીની બ્હીક તેના મનમાં એટલી સજ્જડ બેસી ગઇ હતી કે તે રસ્તામાં દોડવા મંડયો. તે પેલી વસ્તીની પાસે પહોંચી મરકસને શોધવા જમણી ડાબી બાજુએ જોવા મંડયો પણ મરકસ ત્યાં ન હતો, અરે ખુદા હવે શું કરૂં! એમ મનમાં કહેતો કહેતો વસ્તીમાં દાખલ થયો.

મરકસ ન તો એટલામાં દેખાતો હતો તેમજ નતો તેને તેના ઘરના ઠેકાણાની ખબર હતી. તેથી તે ઘણી વાર સુધી આમ તેમ શોધતો રહયો પણ પત્તો નહીં લાગવાથી તથા નિરાશ થવાથી પાછો વસ્તીની બહાર નીકળી ગયો, હવે કયાં જવું તેની તેને ખબર નહતી. તેના મનમાં પેલા ખંડેરમાં મરકસની શોધ કરવાનું આવ્યું તેથી તેણે એ ખંડેરો તરફનો રસ્તો લીધો. હજુ તે એ ખંડેર સુધી પહોંચ્યો નહતો એટલામાં દુર ધુળના ગોટેગોટા ઉડતા દેખાયા. તે ધુળના ગોટાળા શાના હશે અને તેની પાછળ શું હશે. એ જોવાની જીજ્ઞાસા ઉત્પન્ન થવાથી તે ત્યાં ઉભો રહયો. હવે એક મહાભારત સૈન્ય નજરે પડયું જેની આગળ અસ્વારોના રીસાલા અને વાવટા ઉપાડનારાઓના ટોળા હોવાથી તે અરબી ફોજ હશે અને બિલબીસ ઉપર ચઢી આવતી હશે એમ સમજ્યો. અરકાદયુસ ગભરાઇ ગયો, પોતાની પાસે ઘોડો તથા તલવાર વિના બીજાં હથીયાર નહીં હોવાથી ઘણો ગુસ્સે થયો, પણ તે વખતે શું કરી શકતો હતો! તેને કાંઇ સુઝ પડી નહીં, એમને એમ વિચારમાં ને વિચારમાં ઉભો રહયો, પેલું સૈન્ય

વધારે ને વધારે પાસે આવતું ગયું........પોતે એકલો હોવા ઉપરાંત હથીયાર વિનાનો હતો તેથી બ્હીન્યો, અને કોઈ રક્ષણની જગ્યામાં છુપી જવું ઉચિત ધારી એક આડી બાજુનો રસ્તો લેવા વિચાર્યું. જેવો તે બાજુએ જવા ચાહતો હતો એવામાં તેની નજર પોતાની તરફ વિજળીના વેગે દોડયા આવતા અસ્વાર પ્રતિ પડી તે ગભરાયો ખરો, પણ બહાદુર હોવાથી શતરૂના મુકાબલાથી નાશી જવાને બાયલાપણું ગણી ત્યાં ને ત્યાં પોતાનો બચાવ કરવાનો વિચાર કરતો ઉભો રહયો. પેલો અસ્વાર આરબ હતો, તેણે અમામો (અરબી પાઘડી) બાંધ્યો હતો, ચદર ઓઢી હતી અને આનબાનની સાથે ઘોડો ઉડાવતો આવતો હતો, તેણે અરકાદયુસની તદ્દન નજીક આવી અરબી ભાષામાં કાંઇ કહયું, અરકદયુસ અરબી ભાષા જાણતો નહીં હોવાથી કાંઇ ઉત્તરવાળી શકયો નહીં. તેથી પેલા અસ્વારે તેને પોતાનો ભાલો દેખાડી ધમકાવ્યો. અરકાદયુસ તેની ધમકીની કાંઇ દરકાર ન કરતાં તલવાર ખેંચી તેના ઉપર હુમલો કર્યો. હુમલાની સાથેજ આરબ સવારના ઘોડાની ટાંગ કાપી નાંખી, આરબ તરતજ ભોંય ઉપર કુદી પડયો અને તલવાર ખેંચી અરકાદયુસ ઉપર ધસી આવ્યો. બન્ને જણાઓમાં હવે સખત વાર થવા લાગ્યા. આરબી સવાર તેની આવી બહાદુરી જોઇ ઘણો આશ્ચર્ય પામ્યો અને તે જીવતો પકડાય તો સારૂં થાય એવો વિચાર તેના મનમાં આવ્યો. હજુ બન્ને જણા એવી રીતે અરસપરસ વાર પર વાર કરી રહયા હતા. એટલામાં એક બીજો સવાર આવી પહોંચ્યો, પછી શું પુછવું હતું ? એ બન્ને સવારો અરકાદયુસ ઉપર ટુટી પડયા, એકે તેની બાજુમાં એવો ભાલો માર્યો કે અરકાદયુસના હાથ માંથી તલવાર છુટી ગઇ અને તલવારના છુટી પડવા સાથેજ તે બંન્નેએ મળી તેને પકડી લીધો અને મુશ્કેટાટ બાંધી પડાવમાં લઈ ગયા.

તે વખતે સઘળી આરબ ફોજ આવી ચુકી હતી. ગુલામો તંબુઓ ઉભા કરવામાં રોકાયા હતા. કેટલાક સ્પાયોની અંબાડીયો (હોદજ) ઉતારી રહયા હતા. કેટલાક રસદના સામાન ઉતારી મુકવામાં કામે લાગેલા હતા. સેનાધિપતિનો તંબુ પડાવની જમણી બાજુએ ઉભો કરવામાં આવ્યો હતો. અરકાદયુસને પકડનારા, તેને સેનાધિપતિની પાસે લઈ જતા હતા, જે તે વખતે પોતાના તંબુમાં ફોજના સર્વ સરદારો સહિત બેસી વાતો કરતો હતો. અરકાદયુસની આ વખતે વિચિત્ર સ્થીતિ હતી. તે, જે અશુભપળે

કીલ્લાની બહાર નીકળ્યો હતો તે અશુભપળને ધિક્કારતો હતો અને પોતાની મુર્ખાઇનો પસ્તાવો કરતો હતો. તે વખતે પોતે ઘણો સખત ફસાયો છે. એમ લાગવાથી ઘણો ગભરાતો.

પેલા બંને માણસો અરકાદયુસને સેનાધિપતિના તંબુમાં લઇ ગયા. અને અરકાદયુસને એવીજ રીતે મુશ્કેટાટ બાંધેલો સેનાધિપતિ સન્મુખ ઉભો કર્યો. વરદાને તેને રૂમી ભાષામાં પુછ્યું.

તમે રૂમી ફોજના માણસ છો કે ખાસ મકુકિસની ફોજના.

**અરકાદયુસ**—હું મકુકિસની ફોજનો માણસ નથી. હું એક રૂમી સિપાહી છું. પરંતુ અમે રૂમી અને કિબ્તી એકજ છીએ અને એકજ રાજ્ય તથા દેશની સેવા બજાવીએ છીએ.

**વરદાન**—(સૈનાધિપતીના સવાલનો તરજુમો કરી) આ તરફ શા માટે આવ્યા હતા?

**અરકાદયુસ**—કાંઈ કામ પ્રસંગે શેહેર બહાર નીકળ્યો હતો. એટલામાં તમારા માણસોએ મને એકલો જોઈ પકડી લીધો. હું સાંભળતો હતો કે અરબ લોકો લુચ્ચાઇ કે પ્રપંચ કરતા નથી પરંતુ એ વાત ખોટી છે એવી હવે મને ખાત્રી થઇ. મને એકલો જોઇ પકડી લેવો એમાં બહાદુરી કે જવાંમરદી હશે તે હું સમજી શકતો નથી.

**વરદાન**—ખરેખર બહાદુરો પોતાના વચનના સાચા હોય છે. તેઓ બહાદુર અને વિર પુરૂષોની કદર કરે છે. તેમના માનને જાળવે છે, પરંતુ હાલના પ્રસંગો તમને પકડી લેવા ફરજ પાડે એવા હોવાથી તેઓ એમ વરત્યા છે, તમારી ફોજનું બળ કેવું છે. અને હાલ તે શી સ્થિતિમાં છે તે વિષે સાચે સાચું બોલશો તો તમને કશી આળ નહી આવે અને નહીં તો અમારા હાથમાંથી છુટવું મુશ્કેલ છે.

**અરકાદયુસ**—અમે રૂમી લોકો સત્ય સિવાય બીજી કશી વાતને પસંદ કરતા નથી. સત્ય એજ અમારો સ્વભાવ છે અને જો એમ ન હોત તો આખી દુન્યા ઉપર અમારા વિજયનો ડંકો વાગતો નહોત. અને તમે જો મને મોતની ધમકી આપતા હોતો હું મોતથી ડરતો નથી. અને ખરે. ખર ફોજની સ્થીતિ જાણવા માંગતા હો તો સાંભળો અમારી ફોજમાંનો દરેક સીપાહી મહા શુરવીર, બળવાન લડાઇ સમયે કદી પાછી પાની ન

કરે એવો, મોતથી નિડર, સન્માનને પ્રાણ કરતાં વિશેષ ગણનાર અને શત્રુઓનો કચરઘાણ વાળી દેશ તથા રાજ્યની સેવા બજાવનારો છે. અને એવા અગણીત સીપાહીયોની અમારી ફોજ બનેલી છે.

**સેનાધિપતી**—(વરદાનને) એને બેસવાનું કહો.

**વરદાન**—(અરકાદયુસને) તમે નીચે બેસી જાઓ સેનાધિપતીની એવી આજ્ઞા છે.

**અરકાદયુસ**—મને બેસવાની જરૂર નથી. હું કાંઇ ઉભો ઉભો થાકી જાઉં એવો નથી માટે હું જેમ છું તેમ રહેવા દયો અને જે કહેવું હોય તે કહો.

સેનાધિપતીએ અરકાદયુસની આવી હિમ્મતથી આશ્ચર્ય પામી, તેની ચાલાકી ચતુરાઈ અને બોલવાની છટા જોઇ પુછાવરાવ્યું કેઃ—

તમે રૂમી ફોજના સાધારણ સીપાહીઓમાંના છો કે ઓફીસરોમાંથી છો?

**અરકાદયુસ**—હું તો એક અદના સીપાહી છું. અમારી ફોજના સરદારોને તો લડાઇ સમયે જોશો એટલે ખબર પડશે.

સેનાધિપતીને અરકાદયુસની બહાદુરી ઘણી પ્રસંદ આવી તેથી તેની સાથે માનપુર્વક અને સ્નેહ પુર્વક વાતચીત કરવા માંડી, તેના સાથીઓએ તેને કહયું કે એ કાફરને કતલ કરી નાખવાને શામાટે હુકમ આપતા નથી, તે બેહદ બેઅદબ છે.

સેનાધિપતીએ તેને બોલતા અટકાવી કહયું.

હું તમારી શુરવિરતાનો મોહિત બન્યો છું. રૂમી પ્રજામાં તમારા જેવો બહાદુર માણસ મ્હારા જોવામાં આવ્યો નથી. જો તમે અંતઃકરણ પુર્વક અમારી નોકરી કરો અને અમારા સાથી બની જાઓ તો હું તમને વધુ જીવવા દઇશ.

**અરકાદયુસ**—જો તમે મને મ્હારા પાળક રાજા પ્રત્યે નિમકહરામી કરવાનું સુચવતા હો તો એવી આશા રાખશો નહીં! અને તેથી તમારે મને જલદીથી મારી નાંખવો જોઇયે.

સેનાધિપતીને તેની ખરી સ્થિતિ જાણવાનો ઉત્સાહ વધ્યો હતો

પરંતુ તેને બીજી તક સુધી મુલ્તવી રાખી તેને વરદાનને કહયું કે આ કોઇ સલામતીની જગ્યામાં લઈ જઇ સાવચેતીથી રાખો, હું જ્યારે બોલાવુ ત્યારે હાજર કરજો.

આરબ સીપાહીયો અરકાદયુસને બેડીમાં જકડી એક તંબુ તરફ લઇ ગયા જે ઘણું કરીને પકડાએલા કેદીઓને કેદ રાખવા માટેજ હતે અરકાદયુસ પોતાની વિટંબણાઓનો વિચાર કરતો કરતો તેમની સાથે ચાલ્યો જતો હતો, તે પોતાના વિચારોમાં એવો તલ્લિન હતો કે તેને કય લઇ જવામાં આવે છે તેનું તેને કશું ભાન ન હતું.

હવે આપણે અરકાદયુસને આરબ પ્હેરેગીરોના હવાલામાં મુકી આ નોવેલની હીરોઇન અરમાનુસા પ્રત્યે ધ્યાન દઇશું.

એજ બીલબીસનું શહેર છે અને એજ હાકીમનો મેહલ છે, અરમાનુસા મેહલની એક બારી પાસે ઉદાસ ઉભેલી છે કે જ્યાંથી શહેર બહારનો સર્વ દેખાવ દ્રષ્ટિગોચર થાય છે તેણી કોણુ જાણે શું વિચાર આવવાથી એકદમ પાછી ફરે છે અને બરબારાની પાસે આવી કહે છે બરબારા! ખુદાના અનેક ઉપકારો કે આખરે મોતના પંજામાંથી જીવ બચ્યો. મ્હારા હૈયાના હાર, મ્હારા તન મનના સરદારના દર્શનથી મ્હારી ચક્ષુઓનું તેજ વધ્યું એટલુંજ નહી પણ તેની સાથે મન માનતી વાતો કરવાની તક મલી. તે પ્રિતીના પંથમાં દ્રઢ છે એ પણ સિદ્ધ થઇ ગયું હવે તો માત્ર પેલા નીચ કુસ્તુનતીનની કાશ રહી છે પણ હવે એની કાંઇ ચીંતા નહી. જો તે જીવતોએ હશે તો આ દેશમાં આવવાનું નામ નહીં લે કેમકે અહીંયા આરબો આવી પહોંચ્યા છે. અને તેઓ તેના કટા શત્રુ છે. ગમે તેમ હોય હું તો એજ માગું છું કે ખુદા કરે ને! આ ભલા સદભાગી શતરુઓ સદા આ દેશમાં રહે કે જેથી પેલો દુર્ભાગી આવી શકે નહી.

બરબારાએ લગાર મુસકરાઇને જવાબ આપ્યો કે કેમ હવે ખુશ થયાને? હું કહેતી નહોતી કે તેઓ ઘણા સાહસિક, દ્રઢ અને શુરવીર છે! હું એક વાર નહી ને અનેકવાર કહી ચુકી હઇશ કે આપણે આપણા કામ ખુદાને સોંપી દેવાં જોઇએ તે જે કરે છે તે સારૂંજ કરે છે. જેવી રીતે તેણે મારિયાને બે વાર મોતના પંજામાંથી છોડવી એવી રીતે આપણુને પણ છોડાવશે. ચ્યો આવો આપણે નીચે બગીચામાં ફરી હવા ખાઇયે.

અરમાનુસાએ પોતાના લુગડાં બદલ્યાં અને આસમાની રંગની ચાદર

ઓઢી તે ઉપર એક મોતીઓની ઝાલર નાંખી કોટમાં હીરા માણેક જડીત હાર હાથમં કીમતી કંગણ પહેરી શરીરે સુગંધી પદાર્થોનું અર્પન કર્યું. પોતાના ચોટલાની બે લટો બંને ખભાઓ ઉપર છુટી નાખી દીધી. અને નીચે બગીચામાં ઉતરી. બરબારા કદી ડાબી બાજુએ કદી જમણી બાજુએ અને આગળ પાછળ સાથે સાથે ચાલે જતી હતી. કેટલીક લોંડીઓ સાથે આવી હતી તેમને પાછા વળી જતા રહેવાનો હુકમ કર્યો. લોંડીઓ તરતજ ત્યાંથી ચાલતી થઇ, અને બરબારા અને અરમાનુસા બગીચામાં નમતા પુષ્પોની સલામી વચ્ચે આ બાજુએ અને પેલી બાજુએ આનંદયુકત ફરવા તથા વેલાઓની ખુબસુરતી ઉપર વિવાદ કરવા મંડી ગયા. હજુ થોડીજ મીનીટો થઇ ન હતી એટલામાં શેહેરમાં કોલાહાલ મચતો સંભળાયો અને શેહેરનો હાકિમ હાંફતો હાંફતો શાહાઝાદીને મળવા દોડ્યો આવ્યો, તે વખતે તેની સ્થિતી ખરેખર એક બાવલા માણસ જેવી લાગતી હતી. હાકિમે અદબપુર્વક સલામ બજાવી. અરમાનુસાએ તેને ગભરાએલો જોઇ પુછ્યું ગભરાએલા કેમ લાગો છો,? કાંઇ માઠા સમાચાર તો નથીને?

**હાકિમ**—શાહઝાદી સાહેબ ? હું શું કહું, મ્હારાથી કાંઇ કહેવાતું નથી. આરબી ફોજ દામદમામની સાથે શેહેર લગભગ આવી પહોંચી.

**અરમાનુસા**—(મનમાં ગભરાઇને પણ જાહેર રીતે ધિક્કારયુકત) એમાં ગભરાવાનું શું છે? શું તેઓ શેહરને ઘેરો ઘાલવા તો આવ્યા નથીને;

**હાકિમ**—તેઓ ઘેરો ઘાલવા માટે આવેલા છે. તેમના સેનાધિપતિનો એક પત્ર આવેલો છે જેમાં તે લખે છે કે શેહેર અમને સોંપી દયો નહી તો પરિણામ સારૂં નહી જુવો.

**અરમાનુસા**—તમોએ તેનો શો જવાબ આપ્યો ?

**હાકિમ**— હજુ સુધી તો મેં કશો ઉત્તર વાળ્યો નથી. હવે આપ જેવી અજ્ઞા કરો તેવો જવાબ વાળું મને મકુકિસે કહી દીધું છે કે આપની આજ્ઞા સિવાય મ્હારે કશું કરવું નહી.

**અરમાનુસા**— એમાં હું શું સલાહ આપી શકું ? તમે પોતે સહુ કંઇ સમજો છો ! આપણી પાસે લશ્કર તઇયાર છે. આપણે શેહેરમાં બંધ છીયે અને તેથી રક્ષણમાં છીયે અને શતરૂઓ ખુલ્લા મેદાનમાં છે આપણે આપણાથી બનતું કર્યાં વિના શેહેર સોંપી દઇયે એ તો આપણાથી

કેમ બને ! હજુ આપણામાં શુરવિરતાનું બીજ બાકી છે. આપણા લશ્કરીઓ એ કાંઇ ચુડીઓ પહેરી નથી. તમે માના સંબંધમાં મ્હારા પિતાશ્રીને કદી કાંઇએ પુછ્યું છે ?

હાકિમ— ઘણીએવાર, જયારથી આરબોએ ફરમા ઉપર ચઢાઈ કરી ત્યારથી નિયમિતપણે તેમને સમાચાર લખતો રહયો, પણ હજુ સુધી હું તેમની તરફથી કશી સુચનાઓ મેળવી શકયો નથી.

પ્રથમ અરમાનુસા ભયભીત થઇ ધ્રુજવા મંડી કેમકે તેન મનમાં આરબોની ધાક બેઠેલી હતી. જો તેને આરબો અને મકુકિસ વચ્ચે થએલા કરાર નામાની યાદ આવી ન હોત તો કદાચ તે ભયની મારી અશુદ્ધ થઇ ભોંય ઉપર પડી મુર્છા પામત પણ તે કરારનામામાં આરબોએ કીબ્તી પ્રજાના જાનમાલનું રક્ષણ કરવાનું તથા મકુકિસના કુટુંબનો માન મરતબો જાળવવાનું વચન આપેલું હોવાથી તેણે પોતાને સંભાળી લીધી અને હીમ્મત પુર્વક બોલી—જાઓ ! તમે સીપાહીઓને કીલ્લાના બુરજો ઉપર અને દીવાલો ઉપર પ્હેરો ભરવાનો તથા લડવા માટે તઇયાર રહેવાનો હુકમ આપો. મને આશા છે કે ત્યાં સુધીમાં મ્હારા પિતાશ્રી કુમકનું લશ્કર મોકલી આપશે હાકિમ એ હુકમ સાંભળતાંજ ત્યાંથી ચાલતો થયો અને પોતાની ફોજના સરદારોને અને સીપાહોને ઉશ્કેરી આખા કીલ્લા ઉપર પ્રસારી દીધા. અને ત્યાર પછી આરબોને લખી મોકલ્યું કે અમે શેહેરને સોંપી શકતા નથી. અરમાનુસા બગીચામાં હરવું ફરવું ભુલી મહેલમાં પાછી આવતી રહી, કદી તો તેના મનમાં આવતું કે અરકાદ્યુસ અહીંયાંથી જતો રહયો તે ઘણું સારૂં થયું, જો તે હોત તો આરબો સામે લડાઇમાં ઊતરી નાહક શીશ કપાવા તઇયાર થાત, અને કદી તો વિચારતી કે જો હું કોઇ અચાનક આફતમાં ફસાઇશ તો મ્હારી શી વલે થશે! અહીંયા મહારૂં કોણ છે? જો મહારો પ્યારો અહી હોત તો મહારી વ્હારે આવત અરમાનુસા આવા તરંગોમાં તલ્લિન હતી એટલામા બરબારાએ આવીને કહયું. શાહઝાદી સાહેબ ! આરબોના ચઢી આવતા પહેલાં જો આપણે આ શહેરને છોડી દીધું હોત તો કેવું સારૂ થાત ? મહારા મનમાં તો પહેલાંથીજ એ આવ્યું હતું પણ મેં આરબો સાથેના કરારનામા ઉપર વિશ્વાસ કરી તેની કદી દરકાર કીધી નહિ મને તો લાગે છે કે આરબો

કરારનો ભંગ નહિ કરે તો પણ શતરૂઓનો શો ભરોસો! આપણે મરકસને મોકલી આપણા સમાચાર કહેવરાવીશું?

**અરમાનુસા**—પરંતુ મરકસ છે કયાં તે તો મારિયાની શોધમાં ગયો છે ત્યારથી પાછોજ કયાં વળયો છે! પણ એટલું સારૂ છે કે મારિયાનો પત્તો લાગ્યો છે.

**બરબારા**—અરકાદ્દુસ સાહેબ મને કહેતા હતા કે હું મરકસને મારો ઘોડો અને પોશાક સોંપીને આવેલો છું. હવે જયારે અરકાદ્દુસ અહીંયાથી ગયા છે ત્યારે તે તેમને ઘોડો અને પોશાક સોંપી પાછો આવતો હશે હુતો તેને, આપની આજ્ઞાથી આરબ સેનાધીપતીની પાસે મોકલાશ.





# પ્રકરણ ૫ મું.

યેહી ઝંજીરકે નાલેસે, સદા આતી હે;
કૈદખાનેમેં બુરા હાલ હય સૌદાઇકા.

**અ**રકાદયુસ બેડીયોમાં જકડાએલો આરબોના તંબુમાં નજર કેદ છે બે આરબ પ્હેરેગીર સીપાહો ખુલ્લી તલવારો વડે તંબુની આસપાસ પ્હેરો ભરી રહયાં છે. જ્યારેતેઓ દરવાજા પાસે આવે છે ત્યારે ત્યાં થોડીવાર થોભીને કેદીના ત્યાં હોવાની ખાત્રી કરી લીયે છે અને પછી પાછા તંબુની આસપાસ ફરવું શરૂ કરે છે.

અરકાદયુસ પોતાનીજ ધુનમાં બેઠેલો છે તેને અનેક વિચારો આવે છે તે પોતાના મનમાં કહે છે કે મેં પિતાશ્રીની પરવાનગી વિના કીલ્લાની બ્હાર નીકળવાની જે હિંમત કીધી છે તેનું કોણુ જાણે શું પરીણામ આવશે? તેમનો ક્રોધ ઘણો ખરાબ છે વળી મરકસ કોણુ જાણે કયાં પસાર થઇ ગયો, તેનો તો કયાંય પતોજ નથી. ના તેણે તો ઠીક બદલો વાળયો મહારો ઘોડો એ લઇ ગયો આહ મહારો ઘોડો ! ? કેવો કીમતી ઘોડો! અરે અરમાનુસા બીલબીસમાંજ છે અને આરબો તો શહેર લગભગ આવી પહોંચ્યા ? હાય ? તેની શી વલે થશે ? પણુ કાંઇ ચીંતા નહીં. હું અહીં છું એટલે સારૂ છે. જો પ્યારી અરમાનુસા ઉપર કાંઇ આફત આવી તો મદદ તો કરી શકીશ !! પણુ મ્હારૂં અહીં હોવુ નકકામું છે. હું સાંકળોમાં જકડાયલો શું મદદ કરી શકીશ ? અહીં તો મ્હારાજ જીવની પડી છે ત્યારે અરમાનુસાને તો કયાંથી બચાવી શકીશ ? ખરેખર મ્હારા તગદીર ફુટેલાં છે, નહી તો આ અચાનક આફતમાં કેમ ફસાત? અરમાનુસા ! અરમાનુસા ? પ્યારી અરમાનુસા ! તને મ્હારી દુર્દશાની ખબર છે? બ્હાદુર અરકાદયુસ શું આવી રીતે પકડાએલો અને બેડીઓમાં સજડ જકડાએલો રહેશે ? નહીં, નહીં, એવો વિચાર આવતાંજ તે પોતાની બેડીઓ તોડવા જોર કરે છે, સાંકળોનો ખડખડાટ થવાથી પહેરેગીર સીપાહીઓ તરતજ દોડયા આવે છે. અરકાદયુસ ક્રોધ પીઇ જઇ

ભોંયપર બેસી જાય છે, સંધ્યા થઇ ગઇ હતી અને રાત્રીનું અંધારૂ પ્રસરવું શરૂ થઇ ગયું હતું તેથી એક સીપાહી આવીને તેને પુછે છે કે કેમ કાંઇ ખાવાની મરજી છે? અરકાદયુસ તેનો જવાબ આપતો નથી. તેથી સીપાહી પોતાના મનમાં કહે છે કે આ કેદી કેવો મગરૂર છે? (અરકાદયુસને) અરે ભાઇ તું અમારાથી આટલો બધો શા માટે બીહે છે! અમે તારો જીવ લેવા આવ્યા નથી માટે નચિંત રહે અને ખાવાની મરજી હોય તો બોલી દે કે હાજર કરવામાં આવે.

**અરકાદયુસ**—મ્હારે કશું ખાવું નથી. નાહકની ટકટક મુકો. સી પાહી ઘણું સારૂં કહી ત્યાંથી ચાલતો થયો અરકાદયુસ આખા દહાડાનો તો ભુખ્યો હતો રાતરે પણ ભુખ્યો પડયો રહયો. તેને આખી રાત અનેક વિચારોના કારણથી ઉંઘ આવી નહીં. પાછલી રાતના લગાર આંખ લાગી હતી એટલામાં આરબી લશ્કરમાં વિચિત્ર પ્રકારનો કોલાહલ મચી ગયો. આ કોલાહલ બાંગ (અઝાન) દેનારાઓની બાંગનો અને ખુદાની નમાઝ ગુઝારનારાઓની દાદમદોડાનો હતો. અરકાદયુસ ચમકી ઉઠયો અને આ ગરબડ શાની હશે એમ વિચાર કરતાં કરતાં પોતાના અસલી વિચારોમાં અને ચીંતાઆમાં ગુમાઇ ગયો એટલે સુધી કે સુરજનો તડકો ચારે તરફ પ્રસરી ગયો અને પહેરેગીર સીપાહીયે અંદર આવી તેને નાશ્તો કરવા વિશે પુછયું. અરકાદયુસ નહી, સિવાય બીજો કાંઇ ઉત્તર આપતોજ નહીં આરબ સીપાહીઓ તેની એવી હઠથી ઘણા ગભરાઇ ગયા હતા. તેથી તેઓ લાચાર થઇ સેનાધિપતિની પાસે ગયા અને તેની સર્વ હકીકત કહી કહયું કે અમે ઘણોએ સમજાવ્યે છીયે પણ તે કશું ખાતો પીતો નથી. સેનાધિપતિએ, તે ઉપરથી વરદાનને મોકલ્યો અરકાદયુસે વરદાનની વાતપણના માનતાં પોતાની હઠ મુકી નહીં.

**વરદાન**— (ગુસ્સાપુર્વક) મને લાગે છે કે તું હઠીલાપણું મુકીશ નહી ? શું અહીંયાથી સટકા બટકવાનો વીચાર કરે છે! જો એવો વીચાર ધરાવતો હોય તો તેમાં કાંઈ સાર નહીં કાઢે અને નાહક બીન મોતનો માર્યો જઇશ.

**અરકાદયુસ**—(ક્રોધથી લાલચોળ બની) મેં તને કહ્યુછે કે રૂમી બહાદુરો મોતથી ડરતા નથી. અમે અમારા જીવને હથેલીમાં લઇને ફરીયે છીએ ત્યારે શું જોઇને ધમકાવે છે!

વરદાન—(દાંત કડકડાવી) અફસોસ ! જો સેનાધીપતીને તારા ઉપર દયા આવી નહોત તો મેં ક્યારનું ત્હારૂં શીશ ઉડાવી દીધું હોત.

અરકાદયુસ—બકવા મુક ! હું ત્હારી ને ત્હારા સેનાધીપતીની દયાનો ભુખ્યો નથી. ત્હારાથી જે થાય તે કરી લે. અને નાહકની બકવા મુકી દે વરદાનને, તેની આવી નીડરપણાની વાતો સાંભળી ઘણો આશ્ચર્ય થયો અને તે ખચીત કોઇ મોટી પદવીનો માણસ હશે એવી તેને ખાત્રી થઈ તેણે અરકાદયુસ પ્રત્યે લક્ષ પુર્વક જોવું શરૂં કર્યું. તેણે તેના ગળામાં કીમતી સોનાની સાંકળી પડેલી જોઇ. તેણે વીચાર્યું કે આવા સાદા લુગડા પહેરનાર પાસે આવી કીમતી સાંકળી હોય નહીં. ખચીત તે કોઇ મોહટો અમલદાર હોવો જોઇયે તે વેશ બદલી ને આવેલો હશે વરદાને વધારે ખાત્રી કરવા હાથ લંબાવી તેના ગળામાંથી સાકળી કાઢવાનો પ્રયત્ન કર્યો. અરકાદયુસે મોહટા સાદે કહ્યું અરે ઓ નીચ ! આ શું કરે છે ? દુર હઠ ! ખબરદાર જો તેં મ્હારા શરીરને હાથ લગાવ્યો છે તો ! ! તને મ્હારી તપાસ લેવાથી શો ફાયદો ? તું મ્હારો જીવ લેવા ચાહે છે તો લઇલે. તે ત્હારા હાથમાં છે. મ્હારી વસ્તુ તપાસવાથી શું મળવાનું છે ?

વરદાનને આથી વળી વધારે આશ્ચર્ય થયો. અને સાંકળી તપાસવાનો ઉત્હાસ વધ્યો. અને તેથી બોલ્યો ઓ કાફર ! ચુપ રહે ત્હારૂં મોત ખોત ભમે છે કે નકકામી લવારી કરી રહ્યો છે ? હવે જો અક્ષરે બોલ્યો છે તો જોઇ લેજે કે સીર સલામત નહીં રહે.

અરકાદયુસ—(ઘણોજ ક્રોધાયમાન થઇ) અનેકવાર કહી ચુકયો કે મને મોતની ધમકી ન આપ અને નકામો લવારો ન કર, પણ તું માનતો નથી પકડાએલા અને જકડાએલા કેદીને મારી નાંખવામાંજ ત્હારી બહાદુરી સમાએલી હોય તો એવી બહાદુરીને ધીકકાર છે. જો તને બહાદુરીનો ગર્વ હોય તો મને છુટો મુકી જો જા ત્હારા સેનાધીપતીને કહે વરદાન તેની આ વિગતો સાંભળી ઘણો ક્રોધાયમાન થયો પણ સેનાધીપતીનો તેને સલામતીથી રાખવાનો હુકમ હોવાથી લાચાર થઇ ક્રોધમાં ને ક્રોધમાં સેનાપતીની પાસે ચાલ્યો ગયો અને તેને કતલ કરી નાંખવાની સલાહ આપી.

અરકાદયુસ દાંત કચડતો પોતાના મનમાં ને મનમાં ગુસ્સાનો ઘુંટડો પી ત્યાંજ બેસી રહયો. અત્યંત ક્રોધના કારણથી તેના શરીરની સર્વે નસો

ફુલી ગઇ હતી અને તેના આખા શરીરમાં લોહી ઉછાળા મારી રહયું હતું. ક્રોધાગ્નીની વરાળ મનમાંથી ઉત્પન્ન થઈ મગજમાં પહોંચી પાણીમાં બદ-લાઇ અશ્રુ રૂપે ચક્ષુ વાટે નીકળી પડી. જેથી તેનું મન હલકું થયું તેને ખ્યાલ આવ્યો કે હું કેદી છું અને કેદની સ્થીતિમાં રડવું કે નિરાશ થવું બહાદુરી વિરૂદ્ધ છે. તેથી સાવધ થયો અને સર્વ આધાર ખુદા ઉપર રાખી આશ્વાસન પામ્યો. હજુ તે એજ સ્થીતિમાં હતો એટલામાં વરદાને આવી ને કહયું કે સેનાધિપતી તને તેડે છે અરકાદયુસ ઉભો થયો અને વરદાન ની સાથે જવા નીકળ્યો. બેડીઓ તેની પાછળ પાછળ ઘસડાતી હતી. તે એટલો બધો ક્રોધાયમાન હતો કે પોતે કયાં છે અને કયાં જાય છે તેની તેને કશી ખબર ન હતી. આરબ સીપાહો તેની હીમ્મત અને નિડરપણાની ચર્ચાઓ સાંભળી પોતાના તંબુઓની બહાર તેને જોવા નીકળ્યા હતા.

અર્થાત તે સેનાધિપતીના તંબુ સુધી પહોંચ્યો સેનાધિપતી પોતાના સરદારો અને અમલદારો સહિત, ઉંચી ગાદીએ બેઠેલો હતો તેણે અરકાદયુસને આવતો જોઇ કહયું કે તમે કેદ થયા છો, છતાં તમારો ગર્વ મુકતા નથી.

**અરકાદયુસ**—કેદ થવામાં બહાદુર પુરૂષો માટે કાંઇ શરમ નથી હું આને શરમ માનતો નથી પણ મ્હારી આબરૂ માનુ છુ. જો ખરૂં પુછો તો શરમાવું તમારે જોઇયે કે તમો અસંખ્ય માણુસો હોવા છતાં મ્હારા જેવા એકલાને બાંધી રાખ્યો છે !!

**સેનાધિપતી**—(ગુસ્સાથી) તો ઠીક એની બેડીઓ કાઢી નાંખો જોઇયે એ શું કરે છે વારૂ !

હાજર રહેલા સીપાહીઓએ તરતજ તેની બેડીયો કાઢી નાંખી મુકત કર્યો સેનાધીપતીએ કહયું. લ્યો તમને બેડીયોમાંથી છુટા કરવામાં આવ્યા હવે સીધેસીધો ઉત્તર આપો જોઇએ.

**અરકાદયુસ**—જો આપ મ્હારો ઇન્સાફ કરવા માંગતા હો તો તમારા એક માણુસને મ્હારા મુકાબલામાં લડવા મોકલો જો તે મને હરાવી શકે તો આપ મ્હારી ગરદન મારશો.

**સેનાધિપતી**—અમે તમારા જેવા એક સાધારણ માણુસની સાથે લડવું પસંદ કરતા નથી. હા જો કોઇ અમલદાર હોત તો કદાચ અમે

લડત. અરકાદયુસના મનમાં પોતાની ખરી સ્થીતિ જાહેર કરવાનું આવ્યું પણ રખેને આરબો કાંઇ દગો કરે એવા ભયથી તે ચુપ રહયો. અને કાંઇક અચકાઇને બોલ્યો કે લડાઇના મેદાનમાં અમલદાર કોણ છે અને એક સાધારણ માણસ કોણ છે એની ખબર પડશે, હમણાં તેમાંનું શું છે?

**સેનાધિપતી** (તેની સ્થીતિ જાણવા વધુ ઊત્સુક થઇ) **ભલા માણસ!** તું ત્હારી ખરી સ્થીતી કહી દે! અમે તને કાંઈ નુકશાન નહીં પહોંચાડીયે

**અરકાદયુસ**—આપ મ્હારી શી સ્થીતી જાણવા માંગો છો?

**સેનાધિપતી**—તું કોણ છે? એટલું કહી દે! રૂમી ફોજમાંનો કોઇ સાધારણ માણસ ત્હારા જેટલી હીમત ધરાવતો હોય એમ હું માનતો નથી.

**અરકાદયુસ**—મ્હારી ફોજના સાધારણ સીપાહીયોમાં મ્હારા કરતાં ઘણે દરજ્જે ચઢેલા સીપાહીયો ઘણા છે. તેમની આગળ હું કશા લેખામાં નથી. સીરીયા (શામ) દેશમાં આપને જેવા રૂમી લોકો મળ્યા હતા તેવાજ અમને પણ સમજતા હશો કેમ! નહીં, નહીં, એમ સમજતા નહીં. એ તો કોઇ બાયલા અને પોતાની પ્રજાનું નામ ડુબાવનારા હશે! તેમના માં દેશાભિમાન કે જાતિ અભિમાન નહીં, તો પાછીપાની કદી ન કરત.

સેનાધિપતી તેની વાતોથી ઘણો આશ્ચર્ય થયો. અને તેની બેડીયો કઢાવી નાંખી તેથી ઘણો પસ્તાવો, થયો. "પરંતુ તારી બેડીઓ કાઢી નાંખવાથી તું ત્હારી જીભને કાબુમાં રાખીશ એમ હું સમજ્યો હતો પણ ખરેખર તું બેડીયોમાંજ જકડાએલો રહીશ ત્યારેજ સકણો રહીશ" એમ કહી તેને પાછો જકડી લેવાનો હુકમ આપ્યો.

સીપાહીઓ અરકાદયુસના હાથ પગ જકડી રહયા હતા કે વરદાને નીચા નમી સેનાધિપતીના કાનમાં કહયું કે જુવો? તેના ગળામાં સોનાની સાંકળી છે. એ ઉતારી લેવરાવશો તો કદાચ તેની ખરી સ્થીતિની ખબર પડશે સેનાધિપતિએ તે સાંકળી ઉતારી લાવવાનો વરદાનનેજ હુકમ આપ્યો. અરકાદયુસના હાથ પગ જકડવામાં આવી ચુકયા હતા. તો પણ તેણે ઘણા બે હાંથ માર્યાં પણ કાંઇ ચાલ્યું નહીં. ચાર જણાઓએ મળીને સાંકળી ઉતારી લીધી અને સેનાધિપતીને હવાલે કીધી પછી તેઓ તેને કેદખાના વાળા તંબુમાં લઇ ચાલ્યા.

અરકાદયુસ, તે સાંકળી દેવાને બદલે પોતાનું શીશ દેવું વધારે પસંદ

કરતો હતો. પરંતુ તે અત્યારે એટલો લાચાર અને નીરાધાર હતો કે પોતાનું શીક્ષ આપી શકતો નહોતો. હાય ! તે પોતાને ધિક્કારતો હતો અને વારંવાર કહેતો હતો કે હાય ! તેં માથું ફોડીને પ્રાણ કેમ ન આપ્યા કે પ્યારીની નીશાની શ્રાતરૂઓના હાથમાં જવા દીધી ! તે પોતાના દાંત કચકટો હતો, હાથ પગ પછાડવા જતો હતો પણ એવો મુશ્કેટાટ બંધાએલો હતો કે હાલી વટીક પણ શકતો ન હતો.

**સેનાધીપતીએ** તે સાંકળી જોઇ કહયું—આ સાંકળી તો રૂમીયોના લુટના માલમાંથી હાથ લાગી હતી તેવીજ છે.

આ સાંકળીમાં એક હીરાજડીત ક્રોસ લટકતો હતો જે જોઇને તેણે કહયું "પણ મેં આવો કીમતી ક્રોસ જોયો ન હતો."

**વરદાન**—એથી તો મને શક પડયો કે એ માણસ કોઇ મોહટી પદવીનો હશે. અને વેશ બદલી આપણી હીલચાલની બાતમી મેળવવા આવ્યો હશે.

**સેનાધીપતી**—(પોતાના પડખે બેઠેલા એક માણસને) ઝયાદ ! તને શું લાગે છે ? આ ક્રોસ (+) કોનો હશે ? તમે તો રૂમીયોના પહેરવેશ અને રીત રીવાજથી સારી પેઠે વાકેફ છો.

ઝયાદ જે બે દીવસ થયાં, આરબો તરફથી ફીબ્તી પ્રજાના જાનમાલના રક્ષણનું અમાન નામું લઇ મકુકીસની પાસે ગયો હતો અને અરકાદયુસ ગુમ થઇ જવાનું સાંભલી આવ્યો હતો અને તે અરકાદયુસને કેટલીકવાર જોવાથી ઓળખતો હતો તે એ કેદીને જોઇને શકમાં પડી ગયો હતો. પણ ભેદ ખુલો કરવાથી રૂમી પ્રજાને તેની સ્થીતીની ખબર પડી જવાના ભયથી ચુપ બેઠો હતો જયારે તેને તે સાંકલી આપવામાં આવી ત્યારે તેને ફેરવી ફેરવી જોવા મંડયો તેણે તે સાંકળી ઉપર ફીબ્તી ભાષાના સુંદર અક્ષરોમાં " અરમાનુસા " શબ્દ લખેલો વાંચ્યો અને ચમકયો. અરમાનુસાની સાંકળી અને આ માણસના હાથમાં કવી રીતે આવી ! એ વીચારમાં પડી ગયો. તેણે એ વાત તો છુપાવી પણ સેનાધીપતીને કહયું જો આપ રજા આપો તો હું પોતે જઇને એ માણસની હકીકતથી વાકેફ થઇ આવું, કેમકે હું પણ વરદાનના વ્હેમને ટેકો આપું છું.

**સેનાધીપતી**—હા એમાં શી હરકત છે !

ઝયાદે તે સાંકળી લીધી અને તરતજ કેદખાનાના તંબુનો રસ્તો લીધો અરકાદયુસ પોતાના તરંગોમાં માથું નીચું નમાવી બેઠો હતો તે ઝયાદને આવતો જોઈ ચમકયો. ઝયાદ તેની સનમુખ બેસી ગયો અને લેટીન ભાષામાં બોલ્યો સેનાધીપતીએ મને કેટલીક વાતો પુછવા તમારી પાસે મોકલ્યો છે. (એટલુ કહી તે અરકાદયુસની સામે જોતો રહયો.)

અરકાદયુસ—(વીવેક પુર્વક) આપ સવાલ પુછો ? જો જવાબ દઇ શકતો હઇશ તો દઈસ.

ઝયાદ—(પેલી સાંકલી દેખાડી) આ સાંકલી તમોને કયાંથી મળી ? અરકાદયુસે જ્યારે એ સાંકલી જોઇ ત્યારે તેના શરીરના રૂવાટા ઉભા થઇ ગયા તેના ચ્હેરા ઉપર હવાઇઓ ઉડવા લાગી પણ તેણે પોતાને એ મુશ્કેલીથી સંભાળી કહયું અચાનક મ્હારા હાથ લાગી.

ઝયાદ—અચાનક મલી હોય એવું હું માની કેમ શકુ ! આ સાંકળી તો એવા માણસની છે કે જ્યાં સુધી સાધારણ માણસ પહોંચી શકે નહી અને તમે પોતાને એક સાધારણ સીપાહી બતાવો છો !!!

અરકાદયુસ—(બેદરકારીથી) હું બીજું કાંઇ જાણતો નથી. જે ખરૂં હતું તે મેં કહી દીધું કે મ્હારે હાથ તે અચાનક લાગી છે.

ઝયાદ—અચાનક તો ખરી પણ કેવી રીતે એ હું જાણું તો ખરો.

અરકાદયુસ—રસ્તામાં કોઇ જગ્યાએ પડી હતી ત્યાંથી મેં ઉપાડી લીધી.

ઝયાદ—(સવાલ બદલી) ઠીક તમારૂં નામ તો બતાવો. અરકાદયુસ. પોતાનું ખરૂ નામ કહેવા જતો હતો પણ મોતના ભયે તેને અટકાવ્યો અને તેથી બોલ્યો કે મ્હારૂં નામ ! મ્હારા નામથી તમને શું કામ!

ઝયાદ—મને સેનાધીપતીએ તમારૂં નામ પણ જાણવાનો હુકમ કીધો છે.

અરકાદયુસ—મ્હારૂ નામ "તીતુસ" છે.

ઝયાદ— તમે રૂમી ફોજમાંના છો ! કે કિબ્તી !

અરકાદયુસ—હું કીબ્તીઓમાંનો નથી. રૂમીઓમાંનો છું.

ઝયાદ—કયા પંથના રૂમીઓમાંથી છો !

**અરકાદયુસ**—તમે રૂમી પ્રજાના પંથોની અને તેની ગણુતરી સંબંધે શું જાણો !

**ઝયાદ**—હું સારી પેઠે જાણું છું. હશે તમે ઇરકન્દરીયાની ફોજમાંન છો કે મનફસની ફોજમાંના અથવા કુસ્તુનતીનની મદદ માટે આવેલી છેલ્લી ફોજમાંના છો ?

તે રૂમી ફોજની સર્વ સ્થીતી અને હીલચાલો જાણતો હતો પણ તે (ઝયાદ) દેખાવે આરબ જેવો હતો અને લેટીન ભાષા ઘણી સ્પષ્ટ અને છટાથી બોલતો હતો તેથી અરકાદયુસને ઘણો આશ્ચર્ય થયો તેણે કહયુ કે હું ઇરકન્દરીયાની ફોજમાંનો છું.

**ઝયાદ**—અને કદાચ તમે જનરલ અરકાદયુસના કોલમમાંથી હશો. ઝયાદના મોંહે પોતાનું નામ સાંભળી એકદમ ગભરાઇ ગયો પોતાના મનને કાબુમાં રાખી તરતજ બોલ્યો હા હું એમનાજ કોલમમાં છું. પણ તમે કેવી રીતે જાણ્યું ? કદાચ આ દેશમાં રહયા હશો.

**ઝયાદ**—હા, કેટલાક વર્ષ સુધી મ્હારૂં આ દેશમાં રહેવું થયું છે પણ તમને એ પુછવાથી કશો લાભ થવાનો નથી. માત્ર મ્હારા પ્રશ્નોનો ઉત્તર આપો. તમે અરકાદયુસને ઓળખો છો કે નહીં !

ઝયાદ અરકાદયુસના સંબંધમાંજ પ્રશ્ન પુછતો હતો એ જોઇ તેને ઘણો આશ્ચર્ય થયો તેના મનમાં શું મને ઓળખી તો નહીં લીધો હોય ? એવો વ્હેમ આવ્યો જો ઓળખી લીધો હશે તો મહા મુસીબત થશે. એવો ભય તેને ઉત્પન્ન થયો તોપણુ મનને દ્રઢ રાખી, પોતાના ચ્હેરાનો ફેરફાર ઝયાદ કળી શકે નહીં એટલા માટે મોહું ઠેકાણે રાખવાનો પ્રયત્ન કરત જાણે બેદરકારીથી તેણે જવાબ આપ્યો હું તેમને ઓળખું છું. પણ હું તમારી પાસે એક દરખાસ્ત કરૂં છું જો તમે તેને કબુલ રાખશો તે મહેરબાની થશે.

**ઝયાદ**—ખુશીની સાથે કહો.

**અરકાદયુસ**—તમારા હાથમાં જે સાંકળી છે તે મને દઇ દયો અને તે પછી જે પુછવું હોય તે પુછો.

**ઝયાદ**—હું તેમ કરી શકતો નથી કેમકે મને સેનાધીપતીનો હુકમ

નથી, અને આ સાંકળી માટે તમને જેટલી ચીંતા જણાય છે તેના કરતાં વિશેષ ચિંતા મને છે. જ્યાં સુધી હું ઓળખી શકું છું ત્યાં સુધી મને એમજ લાગે છે કે આ સાંકળી મકુકિસની પુત્રિ અરમાનુસાની છે, અને તમે કહો છો કે હું એક સાધારણ સીપાહી છું ત્યારે એ તમારા હાથમાં અચાનક કેવી રીતે આવી શકે? મ્હારી અકકલ અહીંઆં ચાલતી નથી.

અરકાદયુસ—(ચમકીને તે વાતને ઉરાડી દેવા) નહી, નહીં એ સાંકળીને અને અરમાનુસાને કશો સંબંધ હોય એમ હું સમજતો નથી. પણ એથી શું? ગમે તેની હશે મને તો અચાનક મળી બાકી હુ કાંઇ જાણતો નથી.

ઝયાદ—તમારી આવી વિરૂધ વાતો સાંભળી મને આશ્ચર્ય થાય છે. તમે હમણાં તો કહેતા હતા કે એ સાંકળી મને દઇ દયો અને તે પછી જે પુછવું હોય તે પુછો અને પછી પાછા કહો છો કે એ અચાનક મળી છે એ સર્વનો મતલબ હું સમજી શકતો નથી. મને તો એમાં કાંઇ ભેદ જેવું લાગે છે.

અરકાદયુસ ચીતભ્રમ જેવો થઇ ગયો. કાંઇ પ્રત્યુત્તર સુઝયો નહી એટલે ચુપ થઇ ગયો, તેના ચુપ થઇ જવાથી આ પ્રશ્નોને ઉરાડવાના પ્રયત્નથી ઝયાદને વધારે વ્હેમ પડયો, અને ગમે તે પ્રકારે તેની ખરી સ્થીતી મેળવવાનો ઉત્સાહ એકદમ વધ્યો તેણે કહયું—

જો આવી રીતે ચુપ રહેશો અને જવાબ નહીં આપો તો યાદ રાખો જબરાપથી તમને બોલતા કરવામાં આવશે માટે સાફ સાફ જેવું હોય તેવું કહી દયો.

અરકાદયુસે આનો પણ પ્રત્યુત્તર વાળ્યો નહીં.

ઝયાદ—(લાચાર ગુસ્સાનો ડોળ ઘાલી) કેમ જવાબ નથી આપતો? બોલો છો કે નહીં?

અરકાદયુસ—(ક્રોધથી લાલ ચોળ થઇ તથા ઝયાદની તરફ સખ્ત દ્રષ્ટીએ જોઇ) જ્યાં સુધી તમે પોતે કોણ છો એ નહીં બતાવશો ત્યાં સુધી હું તમને જવાબ આપીશ નહીં. તમે આ આરબોમાંના હોઓ એમ મને લાગતું નથી માટે તમે પણ લગારે ન બીહતાં જેવું હોય તેવું કહી દયો. હું કેદ છું હું તમારૂં કશું કરી શકતો નથી એ સારી પેઠે જાણો છો.

ઝયાદ—મ્હારી સ્થીતી જાણવાથી તમને ન તો લાભ થવાનો છે તેમજ ન જાણવાથી નુકશાન થવાનું છે પછી એથી શો ફાયદો તમે અમારા કબજામાં છો. અમારા કેદી છો. તમે નહી બતાવો તો જબરાઈ વાપર્યાથી બતાવશો અને છતાંએ નહી બતાવો તો અમને તમારાજ મોઢેથી કહેવરાવવાની જરૂર નથી કેમકે અમે તમને ઓળખી ચુક્યા છીયે અને એ ઓળખનારાઓમાં સર્વથી પહેલો હુંજ છું.

અરકાદયુસ—(કેદ મુકાવવા) મેં મ્હારૂં નામ બતાવ્યું પછી ફરી તમે મને કેમ ન ઓળખી શકો ?!

ઝયાદ—(ધીક્કાર યુકત હંસી) તમે તમારૂં નામ તીતુસ બતાવો અને હું તે ખરૂં માની લઉ એવો હું નાદાન કે બચ્ચું નથી. હું ખાત્રીથી કહું છું કે તમારૂ નામ "તીતુસ" નથી. તમે એના કરતાં વીશેષ ચડેલા છો મેં આટલું કહયું છતાં જો તમે પોતાનો દુરાગ્રહ નહી મુકો તો એમાં મને કશું ભોગવવાનું નથી. તમારેજ ભોગવવું પડશે એ યાદ રાખજો.

અરકાદયુસ—હું તીતુસ નથી ત્યારે કોણ છું !

ઝયાદ—નાહક હઠ મુકી દયો જુવો કહું છું તમે ઓધરજના પુત્ર જનરલ અરકાદયુસ છો, કેમ ખરૂં કે નહીં !

અરકાદયુસ—(મનમાં ગભરાઇને તથા બીહીને પરંતુ જાહેર રીતે ધિક્કાર પુર્વક હસીને) ખરેખર નહી. તમારી અકકલ તો ખસી ગઇ નથી ને ! તમે વિચારો તો ખરા કે નામદાર અરકાદયુસ સાહેબ પોતાની લશ્કરી ટુકડીને આવા કટોકટીના વખતે, છોડી અહીંયાં શા માટે આવે ! અને તેઓ આવે તો શું એકલા આવે ! જ્યારે તેઓ રહેજ બહાર નીકળે છે ત્યારે તેમની સાથે ઓછામાં ઓછા એક હજાર બહાદુર અસ્વાર હોય છે. ત્યારે એ શું તમે નથી જાણતા ! મ્હારા ભાગ્ય એવાં કયાંથી કે હુ બહાદર અરકાદયુસ હોઉં. અરકાદયુસ બનતાં જો કીસ્મતમાં મ્હારે શીશ આપવું પડે તો એ પણ નજીવી કીંમત ગણાશે.

ઝયાદ ઉપર તેની આ વાતોનો કાંઇ અસર પડયો નહી ને તેના ચ્હેરા ઉપરના ગભરાટને અને સ્થીતી છુપાવવાના પ્રયત્ન કરતાં ચઢી આવતી ફીકાશને જોઇને સમજી ગયો હતો કે તે અરકાદયુસજ છે અને તેથી તેણે તિરસ્કાર પુર્વક હશીને કહયું શીયાળીયાની જેમ છેતરવાથી અને

લુચ્ચાઇયો કરવાથી શો ફાયદો ? તમે લાખ છુપાવો પણ એમાં કશું વળ વાનું નથી. હું ન્હાનુ બાળક નથી. મુર્ખ નથી. મેં ઉંચ નીચ સર્વ જોએલ છે, ટાઢ તડકો વેઠયો છે. અને તમને ઓળખ્યા છે. શા માટે અણુજાણુ બનો છો ? આજ ચાર દહાડા થયા, જે અરકાદયુસ હજુર અસ્વારો વિના બહાર ન નીકળતો તે અરકાદયુસ માત્ર એકલો બાબુલના કીલ્લામાંથી સટકી ગયો છે એ બિના કાંઇ છુપી નથી બાબુલના કિલ્લામાં શોધમ શોધ થઇ રહી છે, અને આપ અહીં બીરાજો છો ? વાહ તમારૂંએ શું કહેવું.

અરકાદયુસ મહા મુસીબતમાં પડી ગયો, તેનું હૃદય ધડકવા મંડયું પ્રકાર પ્રકારની શંકાઓ અને વ્હેમોએ તથા ભયે તેને ઘેરી લીધો જો તે વખતે તેના હાથ પગના બંધ ખોલી દેવામાં આવ્યા હોત તો અતી વેદનાના લીધે તડપી મરત. પરંતુ અફસોસ તે એવો જકડાએલો અને સજ્જડ પકડાએલો હતો કે તડપીએ શકતો ન હતો. તેણે પોતાના મનમાં કહયું કે આ માણસ બાબુલના કીલ્લામાં કેવી રીતે ગયો હશે ? એતો અરબી ફોજ માંનો છે ! અને જો તે ત્યાં ગયો હતો તો બચીને સહી સલામત કેવી રીતે આવી શકયો ? શું કીલ્લાનું રક્ષણ કરનારા સીપાહી આંધળા હતા કે તેને જીવતો ને જીવતો પકડયો નહીં ?........પછી કેટલીક વાર કાંઇ વિચારી તેણે ઝયાદને પુછ્યું........હે ! આરબ બહાદુર ! હું તમને પૈદા કરનારના સોગન દઇ પુછું છું કે તમે કોણ છો ? અને તમારો ધર્મ શો છે ? એટલું કૃપા કરી બતાવો જેથી હું તમને, તમે જેને માનતા હોઓ તેના સોગન દઇ વધુ પુછી શકું ?

ઝયાદ—તમને મ્હારા ધર્મ કર્મનું શું કામ છે ?

અરકાદયુસ—આરબો બોલ્યું પાળે છે અને પોતાનું વચન તોડતા નથી એવું મેં સાંભળ્યુ છેઃ માટે તમે જો મને એક વાતનું વચન આપશો તો હું મ્હારી સર્વ હકીકત કહીશ.

ઝયાદ—હું પારકો તાબેદાર છુ સ્વતંત્ર નથી પરતંત્ર છું. જે વચન હું પાળી ન શકું એવું વચન તમે લેવા માંગતા હો એ અસંભવિત છે માટે—

અરકાદયુસ—(વચમાં) એવું વચન હું લેવા માંગતો નથી. તેમજ

વળી તમારા સેનાધિપતીની મરજી વિરૂધ્ધ તમારે વર્તવું પડે એવું પણ નથી........ તમારા વચન પછી જ્યારે હું મ્હારી હકીકત કહીશ અને તેની તમારા સેનાધિપતીને ખબર પડશે ત્યારે ખચિત તે મને મારી નં-ખાવશે પણ મને તેનો કશો ભય નથી. માત્ર હું એટલુંજ વચન માંગુ છું કે હું તમને જે કાંઇ કહું તે જોઇયે તો તે મ્હારા મર્ણ પછીજ કેમ ન થાય ? બજાવી લાવશો.

ઝયાદને કેદીની આ દરખાસ્તથી ઘણો આશ્ચર્ય થયો. તેણે મનમાં વિચાર્યું કે આ માણસનો ખરેખર કોઇ છુપો ભેદ હોવો જોઇએ અને હું તે ભેદ જાણી લઉં તો સારૂ છે. તેથી તેણે કહયું કે હું આરબોની ઇજ્જત અને તેમની બહાદુરીની પ્રતિજ્ઞા લઇ કહું છું કે તમને મરણથી બચાવવા સિવાય તમે જે કાંઇ દરખાસ્ત કરશો તે હું બજાવી લાપીશ માટે તમારી હકીકત બેલાશક કહો.

અરકાદયુસ—(લગાર ટટાર થઇ સીધો બેસી) જ્યારે તમે મ્હારી સાથે વચને બંધાયા ત્યારે હું પણ કબુલ કરૂં છું કે હું ઓઓરજનો પુત્ર અરકાદયુસજ છું. હવે તમારા સેનાધિપતીને મ્હારી સાથે જે પ્રમાણે વર્તવું હોય તે પ્રમાણે વર્તે તેની મને કશી દરકાર નથી. તમે બાબુલના કાલ્લામાં ગયા હોઓ એમ મને તમારી હમણાની વાતોથી લાગ્યું હતું અને એ ઉપરથી એ પણ સિધ્ધ થયું કે તમે કોઇના રોકયા ટોકયા વગર ત્યાં જઇ શકયા હશો અને પોતાનો ભેદ કળાયા વગર રૂમી છાવણીની બાતમી મેળવી શકયા હશો...........હાં, મેં જે દરખાસ્ત માટે વચન લીધું તે દરખાસ્ત એ છે કે પેલી સાંકળી અને સલીબ (ક્રોસ) જે તમારા હાથમાં છે તેને તમે સંભાળથી તમારી પાસે રાખજો અને જ્યારે હું માર્યો જાઉં ત્યારે કૃપા કરી પોતાનાં વચન પ્રત્યે વફાદાર રહી સાંકળી તે તેની અસલ માલીક અરમાનુસાને છુપી રીતે પહોંચતી કરી દેજો અને તેને એટલું કહી દેજો કે અરકાદયુસ—નિરાશ અને નાસિપાસ અરકાદયુસ, કયારનો માર્યો ગયો.

અરકાદયુસની આ વાતો ઝયાદે એવા આશ્ચર્ય અને ઉત્સાહ પુંર્વક સાંભળી કે તે સ્વપ્ન જોતો હોય એમ તેને લાગ્યું કેમકે રૂમી અને ઈસ્ત્રીઓ વચ્ચેની કઠી દુશમનાઇની તેને ખબર હતી અને તેથી અરમાનુસાની સાંકળી અરકાદયુસના હાથમાં આવે. અને અરકાદયુસ તેને ઉપર

પ્રમાણેનો સંદેશો કહેવરાવે એ તેને ઘણું વિચીત્ર લાગ્યું તેણે વધારે જાણવા અરકાદયુસને પુછયું અરમાનુસા અને તમારો શો સંબંધ છે કે આવો સંદેશો કહેવરાવો છો !

**અરકાદયુસ**—એવો પ્રશ્ન પુછવાથી તમને કાંઇ લાભ હોય એમ હું સમજી શકતો નથી. મ્હારી દરખાસ્ત મુજબ વર્તવા તમે વચને બંધાએલા છો એટલે કૃપા કરી એ મુજબ વર્તજો નહી તો તમારી મરજી.

**ઝયાદ**—હું મ્હારૂં વચન તો ખચિતજ પાળીશજ. પણ તમે તમારી સ્થીતી વિસ્તારવાર કહો એમ હુ ચાહુ છું કદાચ હું એ સંદેશો લઇ જવાના કામ કરતાં તમારી વધારે સેવા બજાવી શકું અથવા તમને મરણથી પણ બચાવી શકું.

**અરકાદયુસ**—એકવાર કહો છો કે હું તમને બચાવી શકતો નથી અને પાછા બીજીવાર કહો છો કે બચાવી શકું છું એ શું ! ! શું તમે મ્હારી મસકરી તો કરતા નથી? કૃપા કરી એ વાતને મુકો અને મ્હારી દરખાસ્ત મુજબ વર્તો.

**ઝયાદ**—તમે મરણને શરણ થવું પસંદ કરો છો. ત્યારે ભેદ ખુલો કરતાં શા માટે આંચકો ખાઓ છો !

**અરકાદયુસ**—હાય દુર્દશા !—ભેદ ખુલ્લો કરવા કરતાં મરણને શરણુ થવું મ્હારા માટે ઘણું સ્હેલું છે. હવે તમે મને એથી વધુ ન પુછો........તેમાં કશો લાભ નથી.

**ઝયાદ**—તમને આ સાંકળીના માલીકના પ્રાણના સોગન દઉં છું. જો તમે તેણી પ્રત્યે લગારે પ્રેમ ધરાવતા હો તો તમારી ખરી હકીકત કહો. અને હું ખાત્રિ અપાવું છું કે તે તમને ફાયદો પહોંચાડયા વિના નહીં રહે.

**અરકાદયુસ**—(ચમકીને) અરમાનુસા અને મ્હારો શો સંબંધ છે એ જાણવા તમે ઘણા ઉત્સુક હો એમ દેખાય છે. એટલુંજ નહીં પણ હું તેણી પ્રત્યે પ્રેમ ધરાવતો હોઉં એમ અનુમાન કરતા લાગો છો કેમ ખરૂં કે નહી ?

**ઝયાદ**—એમાં શું શક છે? તમારી દરેક શૈલી અને દરેક હીલચાલ તમે અરમાનુસાની મોહજાળમાં સપડાએલા છો એ પુરવાર કરવા પુરતી

છે. તમે માત્ર તમારા મોંહથી કહેતા નથી એટલોજ પરદો છે પણ હું તમને પુછું છું કે પ્રેમ કથા છુપાવવામાં શરમાવવા જેવું શું છે કે તમે કહેતા નથી ? જો તમે તમારા પીતાજી ક્રોધથી અને નારાજીથી બચવા એ વાતને છુપાવતા હો તો ? હુ તમને ખાત્રિ પુર્વક કહું છું કે તમારા એ ભેદને મ્હારાં અંતઃકરણના દાબડામાં હમેશને માટે બંધ રાખીશ. અને મનુષ્ય તો શું દુતોને પણ તેની ખબર નહી પડવા દઉં. હુ તમને આટલી આટલી ખાત્રિ અપાવુ છું છતાં જો તમારી કહેવાની મરજી નહીં હોય તો હું વધુ આગ્રહ કરતો નથી. પણ એટલું કહું છું કે જો તમે મને કહેશો તો કદાચ હું તમારી મદદ કરી શકીશ.

અરકાદયુસ—જ્યારે તમે મ્હારા ઉપર એટલી બધી કૃપા કરવા તૈયાર છો ત્યારે એટલું બતાવો કે તમે કોણ છો.

ઝયાદ—આરબોની ફોજ સાથે મ્હારે કશો સંબંધ નથી એટલું જાણવું તમારા માટે બસ છે.

આ વખતે અરકાદયુસના મનમાં તે મકુકિસનો જાસુસ હશે, અને આરબોની હીલચાલ જોવા આવ્યો હશે, અથવા ખુદ અરમાનુસાનો જાસુસ હોઇ તેની પાસે આવ્યો હશે એમ આવ્યુ તેથી ભેદ કહેવાની તેની હીમ્મત પડી અને તે બોલ્યો કે જ્યારે તમે મ્હારી મદદ કરવાનુ કહો છો ત્યારે હું પણ કાંઇ પડદો ન રાખતાં સ્પષ્ટ જાહેર કરૂં છું કે હું અરમાનુસા પ્રત્યે પ્રેમ ધરાવું છું અને તેણી પણ મ્હારા પ્રત્યે પ્રેમ ધરાવે છે. અમો બન્નેની સ્થીતિ નીચલા શેઅર જેવી-

**ઉલફતકા લુત્ફ જબ હે કે, વોહભી હો બે કરાર,**
**દોનોં તરફ હો આગ, બરાબર લગી હુઇ.**

મેં પ્રેમની નીશાની દાખલ તેની પાસેથી આ સાંકળી મેળવી હતી. આ વાતને તમારા સિવાય બીજું કોઇ જાણતું નથી એ ધ્યાન રાખજો અરમાનુસા અને મ્હારા વચ્ચેની પ્રેમકથા ન તો તેના પિતા જાણે છે ન તો કોઇ રૂમી માણસ જાણે છે. મ્હારૂં કથન મેં કહી દીધું છે હવે તમે તમારી હકીકત કહો.

ઝયાદ—હું શાહઝાદી અરમાનુસાનો એક અદના સેવક છું. આ છાવણીની હીલચાલ જોવા આવ્યો હતો. હું મુળ અરબસ્થાનનો વતની

છું તેથી આરબો મ્હારા ઉપર શંકા આણુતા નથી. તમે તમારી સ્થીતી સ્પષ્ટ કહી ત્યારે હવે તમને અહીયાંથી છોડવામાં મને વાર નહી લાગે જો ખુદાની મરજી છે તો હું હમણુાજ એની પેરવી કરૂં છું હ્યો હું સેના ધીપતીની પાસે જાઉં છું (એમ કહી તે તરતજ તંબુની બહાર નીકલે છે,)

**અરકાદયુસ**—(તેને પોતાનો શુભેચ્છક જાણી મોહટા સાદે) જુવો મેહરબાન ! મેં તમારા ઉપર પુર્ણ વીશ્વાસ કર્યો છે. અને તમોએ પણ જાણુતા હશો કે હું તમારી સચ્ચાઇનો બદલો વાળવા શકિતવાન છું હવે તમારી મરજીમાં આવે તેવી મ્હારા માટે કોશીશ કરો પણ મ્હારો ભેદ ખુલ્લો ન પડે એટલું ધ્યાન રાખજો.

ઝયાદ સેનાધિપતીની પાસે જવા તેના તંબુ તરફ ચાલતો થયો તેના મનમાં અરકાદયુસને જલ્દીથી છોડવવાના વીચારો રમ્યા કરતા હતા. હજુ તો સેનાધિપતીના તંબુ સુધી પહોચ્યો ન હતો એટલામાં તેણે આરબ સીપાહીઓને હાર બાંધતાં સેનાધીપતીને ઘોડે અસ્વાર થતાં, કેટલાકને લડવા તૈયાર થતાં અને કેટલાકને "અન્નફીર, ના પોકારે પાડતાં અને કેટલાંકને શહેર ઉપર હુમલો કરવા આગળ વધતા જોયા તેથી અરકાદયુસના સંબંધમાં સેનાધિપતીને કાંઇ અરજ કરવા જેટલો વખત હાલ નહી મળે એમ તેને લાગ્યું અને તેથી ગભરાયો, પણ સર્વનુ ધ્યાન લડાઇમાં હશે તે વખતે અરકાદયુસ ને છાનામાના છોડી દેવાનું તેને સુઝયુ અને તેણે પોતાના મનમાં કહયું કે સર્વ આરબો લડાઇમાં રોકાશે ત્યારે હું અરકાદયુસને છોડી મુકીશ અને તે સ્હેલાઇથી સટકી જઇ શકશે.





# પ્રકરણુ ૬ ઠું.

## બીલબીસની ફતેહ.

અરે અરકાદયુસ કયાં ગયો ? !

ઝંજીરકા વોહ ગુલ નહીં ઝિંદામેં અયે જુનુ
દીવાના કેદખાનએ તનસે નિકલ ગયા.

**આ**ખા જગત મંડળને પ્રકાશીત કરનાર સૂર્ય પુર્વ દિશાના કીનારામાંથી ડોકું કાઢી ઝાંકી રહયો છે. તેના કીરણોનું અગણિત લશકર પોતાના ભાલાઓ આગળ ધરી ભુમી ઉપર હુમલા કરી રહયું છે, જગત કર્તાના ભકતશિળ મુસલમાન બંદાઓ સવારની નમાઝથી પરવારી, પોતાના શસ્ત્રો સંભાલી તંબુઓની બહાર નીકલી રણક્ષેત્રમાં હારબંધ ઉભા થઈ રહયા છે. ઇસ્લામી સેનાધીપતી એક અસલી અરબી ઘોડા ઉપર અસ્વાર છે, અને તેમનો વફાદાર ગુલામ વરદાન બીજા ઘોડા ઉપર લશ્કરનો વધારો લઇ બાજુમાંજ ઉભો છે.

હવે સેનાધીપતી લડવઇયાઓની હારોને તપાસવા તેમના ટોળામાં આમતેમ ચકકર મારે છે, જ્યાં સુચનાઓ કરવા જોગ લાગે છે ત્યાં સુચનાઓ કરે છે.

સર્વથી પરવારી તેઓ લશકરની આગળ આવી ઉભા છે અને એક છટાદાર જોશ ચઢવનારૂં ભાષણ આપે છે.

"હે ! આરબ ભુમીના શુરવિર પુત્રો ! ત્રિલોકના સરદાર હઝરત મોહમ્મદ સલ૦ ના સાથીઓ ! તેમના પવિત્ર નામ ઉપર પોતાના શીશ દેનારા યુવાનો ! અને ખુદાના પંથમાં લડનારા લડવૈયાઓ ! સજ્જ થાઓ ! કાફર દુશ્મનોનો સંહાર કરવા તૈયાર થાઓ ! જુવો ! તમે સઘળા

તમારી સ્વદેશ ભુમીથી દુર આવેલી શતરૂઓની ભુમીમાં ઘેરાએલા છો! તમારી વિજળી સમાન ચળકતી શમશેરો જેણે આજ સુધી લાખો કાફેર અને હઠીલા શતરૂઓના શીશ તેમના શરીર ઉપરથી જુદાં કર્યાં છે તેજ તલવારો તમારી કેડોમાં લટકે છે. ખચિત માનો કે એજ તલવારોના છાંયા તળે ખુદાએ જન્નત મુકી છે. તમારા પ્રાણુ અને માથાં વેચવાની કીમત ફિરદૌસ છે. અનેક વાર આરબ ફોજો વડે સહાય કરવામાં આવી છે અને જ્યારે તમે અલ્લાહનો સત્ય ધર્મ અને તેના સત્ય વચનનો પ્રચાર કરવા લાખો વિટંબણાએ વેઠી, પોતાનાં બાલ બચ્ચાંઓ અને ઘરની ધણીયાણીઓને પાછળ મેલી સ્વદેશ ભુમીને ત્યજી પોતાની હથેલીપર શીશ ધરી રણક્ષેત્રમાં ઉતરો છો ત્યારે તમારી સહાય શામાટે કરવામાં નહિ આવે? તમારે ખમવુ પડે તો તેનો બદલો ખુદાએ તમારા માટે અનુપમ રાખેલો હોવોજ જોઇએ આ સામે દેખાતા કીલ્લાની અને તેની એકજ હુમલામાં નાશ પામે એવી દીવાલોની તમારા જેવા બહાદુરો આગળ શી બીસાત છે? જ્યારે તમે શામ દેશના મહા મોહટા અને મજબુત કીલ્લાઓને કશા લેખામાં ન ગણ્યા ત્યારે આતો શું છે? હાં બહાદુરો અલ્લાહ ઉપર વિશ્વાસ રાખી આગળ વધો અને એ કાફેરોને ઇસ્લામ જે બહાદુરી અને શુરવીરતા પ્રેરે છે તેનો નમુનો દેખાડી દયો."

જ્યારે ઇસ્લામી લશકરમાં ઉપર મુજબની તઈયારીએ થઇ રહી હતી ત્યારે બીલબીસના કીલ્લામાં આખી રાત વિચિત્ર ગડબડ મચી રહી હતી. આસપાસની વસ્તી સર્વ ટોળે ટોળાં મળી શેહેરમાં ઉલટી પડી હતી અને તેથી ઘણે ઠેકાણે ગીચ ગીચ થઇ ગઇ હતી. શેહેરનું રક્ષણ કરનાર સામાન્ય સીપાહીઓ સંખ્યામાં ઘણા થોડા હતા તેમજ કુમક આવવાની આશા ન હતી તેથી શેહેરનો હાકિમ ઘણીજ ચીંતામાં પડયો હતો, જો સામાન્ય શતરૂ હોય તો ફીકર નહી; પણ આતો મુસલમાનોનો મુકાબલો ?? શું ન્હાની સુની વાત હતી ? કે તેને ચીંતા થાય નહી ? મુસલમાનો જ્યારે લડાઇમાં ઉતરે છે ત્યારે કદી પાછી પાની કરતા નથી, જીવતા રહી ગાઝીની પદવી પામવા અથવા કપાઇ મરી શહીદનું માન મેળવવા નિરંતર તતપર રહે છે, એ તે સારી પેઠે જાણતો હોવાથી નિરાંતે ન બેસતાં આખી રાત કીલ્લાની દીવાલો ઉપર ફરતો અને ભાંગ્યું તુટયું ઠીકઠાક કરાવતો રહયો, તેણે લશ્કરની જુદી જુદી ટુકડીયો દીવાલના જુદા જુદા બુરજોમાં ગોઠવી, હજુ તે એવીજ તઇયારીયોમાં

હતો એટલામાં પોહ ફાટયો અને પોહ ફાટતાંજ મુસલમાનોને હુમલા કરવાની તઇયારીયોમાં જોયા તરતજ તેણે ફોજી જવાનોને ભેગા કર્યા. મોહટાં મોહટા પાદરીયોને બોલાવ્યા જેઓએ લડવૈયાઓને આશિરવાદ દેવા ઉપરાંત દ્રઢ રહી લડવા અને કદીએ પીઠ ન ફેરવવાનો ઉપદેશ કર્યો. અત્યંત ઉશ્કેરનારાં ભાષણો કર્યાં. પવિત્ર સલીબ અને ઇસુ ખ્રીસ્તના નાહક લોહીની પ્રતિજ્ઞાઓ દીધી. મોહટા મોહટા વાવટાઓ જેમાં સલીબો લટકાવવામાં આવી હતી, તેમના માથાઓ ઉપર ઉભા કરવામાં આવ્યાં, બાઇબલના ફકરા વાંચી વાંચીને તેમને સંભળાવવામાં આવ્યા. એક લાંબા સમયથી પાદરીઓએ પવિત્ર જળ સંભાલી રાખ્યું હતું. આ પવિત્ર જળ (બેપ્ટીઝમનું પાણી) એક પાદરી જેરૂસલેમ (બયતુલ મુકદ્દસ) થી લાવ્યો હતો તે, પાણીના ભરેલા વાસણોમાં નાંખી, લડવા તઇયાર થએલા ખ્રીસ્તીઓના શરીરો ઉપર છાંટવામાં આવ્યું, ખ્રીસ્તીઓની માન્યતા એવી હતી કે જે માણસ ઉપર તે પાણીનાં ટીપાં પડે તે રક્ષણમાં રહે. તે ઉપરાંત તેમને લોબાન અને અગરની ધુણીઓ દેવામાં આવી, અને સર્વે ટુકડીઓના સરદારોએ સલીબોને ચુમી ચુમીને પોતાની ટુકડી સહિત પોતાને સીપુર્દ થએલી જગ્યા સંભાળી લીધી. હાકિમે પોતાની ફોજની સંખ્યા ઓછી જોઇને તથા કીલ્લાની દીવાલોના ઘણા ભાગ રક્ષણ વિનાના જોઇને કેટલાંક જંગલી ગામડીયાઓને પત્થર પુરા પાડી તે ખાલી જગ્યાઓમાં ચઢાવી દીધા અને જ્યારે મુસલમાનો દીવાલોની નજદીક આવે ત્યારે એ પત્થરોનો વરસાદ વરસાવવાની સુચનાઓ કીધી અને પોતે યુદ્ધ જોવાના ઇરાદે શાહબુર્જમાં જઇ બેઠો.

આરબી ફોજે અલ્લાહો અકબર નો ભુમંડળ ગજાવી મુકનારો પોકાર પાડયો અને પોકારની સાથે હુમલો શરૂ કરી દીધો અને આરબ લશ્કર આગળ વધતું વધતું કીલ્લાથી પાંચસો ગજ જેટલે છેટે સુધી આવી રોકાઇ ગયું અને તરતજ તેમાંથી એક અસ્વાર પોતાનો ઘોડો કુદાવતો બહાર નીકળ્યો શત્રુઓના તીર અને પત્થરોના પ્રહારને કશા લેખામાં ન ગણતા તે કીલ્લા અને મુસલમાનોના લશ્કરની વચ્ચે આવી ઉભો અને મોહટા સાદે શત્રુઓને પોતાના મુકાબલામાં કોઇ યોધ્ધાને મોકલવાની માંગણી કીધી આ વખતે એક પહોર દહાડો ચઢયો હશે તેના મુકાબલામાં કોઈ માણસને મોકલવાની શત્રુઓની હિમ્મત પડી નહી તેણે ઘણીવાર સુધી વાટ જોઇ પણ કોઇ માઇનો પુત લડવા નીકળ્યો નહી ત્યારે તે કંટાળી પોતાની ફોજમાં

આવી હારોમાં મળી ગયો. સેનાધીપતીએ જ્યારે શત્રુઓની એવી સ્થીતિ જોઇ ત્યારે તેઓએ પોતાના સરદારોને એકઠા કર્યાં અને કહયું " એ ખુદાના શતરૂઓના મનમાં આપણો ભય અને ત્રાસ સમાઇ ગયો છે તેઓ ફરી શુરવિરને છાજતી રીતે રણક્ષેત્રમાં ઉતરી આપણે મુકાબલો કરવાની હિમ્મત કરી શકે એમ લાગતું નથી માટે આપણેજ પહેલ કરી નિવેડો લાવવો ઉચિત છે. માટે ચાલો! તેમને કોઇ જગ્યાએથી મદદ પહોંચે એ પહેલાં આપણેજ હુમલો કરી દઇએ " સર્વ સરદારોને એ વાત પસંદ પડી અને આરબોએ ખુદાની કૃપા અને ખુશી પ્રાપ્ત કરવાના હેતુથી એકદમ હુમલો કરી દીધો સેનાધિપતિએ હુમલો કરવાના પહેલાં પોતાના લશકરને ત્રણ ભાગમાં વ્હેંચી નાંખ્યું હતું એક ભાગે પહેલો હુમલો કર્યો અને જ્યારે તે શતરૂઓના તીરો અને અને અસંખ્ય પત્થરોના મારને ન ગણકારતાં કીલ્લાની દીવાલો લગભગ પહોંચ્યો ત્યારે બીજા ભાગે પણ અલ્લાહો અકબરના મન ધુજાવનાર નાદ સાથે હુમલો કરી દીધો, અલ્લાહો અકબરનો નારો થતાંજ કાફરોના હોશ ઉડી ગયા, તેમના હાથ પગ ધુજવા મંડયા ખરેખર એ નારોજ એવો દીલ હલાવનારો છે. પહેલાં ભાગે કીલ્લાની જે બાજુએ હુમલો કર્યો હતો અને તેજ બાજુએ તેની પાછળ પાછળ આવીને બીજા ભાગે પણ હુમલો કર્યો હતો. અને તેથી આરબોને ઘણો લાભ થયો, કેમકે દીવાલોના જુદા જુદા ભાગ ઉપર જે જે કાફરો હતા તે સર્વે કાફરો અરબોના એવડા હુમલાથી શહેરને તથા પોતાના જુજ સીપાહીયોને બચાવવા પોતાની જગ્યાએ ખાલી પડતી મુકી હુમલાની બાજુએ દોડયા આવ્યા, આ વખતે સખ્ત યુદ્ધ જામી રહયું હતું. કીલ્લાનું રક્ષણ કરનારા કીલ્લાને બચાવવા તનતોડ મહેનતથી બચાવ કરી રહયા હતા. આરબો, દીવસ ઢલી ચુકયો હતો તેથી સંધ્યાના પહેલાં કીલ્લો ફતેહ કરી લેવાના વિચારથી એકી ધુને કીલ્લાપર ચઢવાના પ્રયત્નો કરી રહયાં હતાં, ચઢતા હતા અને ઉપરવાળાઓના હડસેલા ખાઇ પાછા નીચે પડતા હતા, પણ મોંહ ફેરવતા નહતાં કેમકે તેઓના મનમાં હતું કે જો આ પહેલી લડાઇમાં ફતેહ નહીં પામીયે તો શતરૂઓની હીમત વધી જશે અને બીજી લડાઇમાં શુરવિરતાથી લડશે નહીં તો નિરાશ થઈ હીમત હારી જશે....આણી મેરે આવી રીતે બન્ને તરફ પુર જોશ લડાઇ ચાલી રહી હતી ત્યારે પેલી મેર આરબોના લશ્કરના ત્રીજા ભાગે કેટલુંક ચકકર ખાઇ

કીલ્લાની જે બાજુએ થોડા સીપાહીયો હતા તે બાજુ ઉપર હુમલો કરી દીધો અને હુમલો એવો સખ્ત કર્યો કે નિર્ભયપણે આગળ વધતાંજ ગયા. રક્ષણ કરનારાઓના થોડાં ઘણાએ તેમની ઘણી સહાય કીધી. જો કે આ વખતે બીજી તરફથી કેટલાક રૂમી સીપાહીઓ આવી પહોંચ્યા હતા પણ તેમનું આવવું ફતેહમંદ નીવડયું નહી. કેમકે આરબોએ કીલ્લો સર કરી લીધો. અને તેઓ કીલ્લા ઉપર ચઢી ગયા એવી અફવાઓ આખા કીલ્લા ઉપર પ્રસરી ગઇ હતી. આ અફવાએ જેઓ તનતોડ મેહનતથી લડી રહયા હતા તેમને નિરાશ બનાવી દીધા; તેમના હાથ પગ ફુલી ગયા, અને પગ ધરૂજવા મંડયા, અને તેઓનું નરમ પડવું હતું કે અરબ બહાદુરો કીલ્લા ઉપર નજરે પડયા.

અરમાનુસા મેહલની બારીમાંથી અધ્ધર જીવે પુર જોશમાં ચાલતું યુદ્ધ જોઇ રહી હતી. જયારે તેણીએ આરબોનું સાહસ અને બહાદુરી પુર્વક કીલ્લા ઉપર ચઢી આવવું જોયું ત્યારે એકદમ ભયપુર્વક બુમ પાડી ઉઠી. બરબારા દોડી આવી. અને ગભરાઇને બોલી શું છે ? બાઇ ચીસ કેમ પાડી ? અરમાનુસાએ કહયું શું છે ? શું છે ? શું કરે છે ? ગજબ થઇ ગયો ? આરબો કીલ્લા ઉપર ચઢી ગયા ! હાય આપણી શી વલે થશે !

બરબારા—હશે, એમા આપ શામાટે બીહો છો ? આપણને તો આરબો તરફથી સલામતીનો પરવાનો મલેલો છે.

અરમાનુસા—એ વાત ખરી. પણ આપણે અહીંયા છીયે એની ઇસ્લામી સેનાધિપતીને ખબર પડે તે પહેલાં જો કોઇ આરબ લુંટતો લુંટતો અહીં આવી પહોંચ્યો તો ?? મવે ! મરકસ એવો ગયો કે પાછો આવ્યોજ નહિ, નહીતો તેને મોકલીને સેનાધિપતીને આપણે કહેવરાવત.

બરબારા—બાઇ ! ગભરાઓ નહી. જુવો તો ખરા પેલા રૂમીઓને ? મુવા કેટલા ફીશીયારી મારતા હતા ? હવે કયાં ગઇ એમની ફીશીયારી ? ધિક્કાર છે ? ધિક્કાર છે ?!

અરમાનુસાએ જોયું તો સર્વ રૂમી સીપાહીઓ જીવ બચાવવા દીવાલો ઉપરથી ઉતરી નહાસતા હતા. આરબ બહાદુરો ચારે તરફ લુટમાર ચલાવી રહયા હતા. તેમના મુકાબલામાં કોઇ આવતું નહતું. આખા શેહેરમાં એક કોલાહલ મચી રહયો હતો. શેહેરીઓ બારણા બંધ કરી કરી ઘરમાં

સંતાઇ રહેતા હતા. વિજયી મુસલમાન દરેક ગલી કુચીમાં પ્રસરી ગયા હતા. નાસતા રૂમી સીપાહોના લોહીની નદીઓ વહેતી હતી. એ સર્વ જોઇ અરમાનુસાએ વળી ભય પામી કહયું બરબારા ! આપણી પણ હમણા એવીજ વલે થશે. જો પેલી અરબોની ટાળી આ મહેલ તરફ આવે છે. હાય હવે શું કરીશું ? દોડ દોડ જલદી દોડ બારણાં બંધ કરાવી દે ભુંગોળો ચઢાવી દે નહી તો વગર મોતે મર્યા ગયા ? હાય ! મ્હારો અરકાદયુસ......

- બરબારા દોડી ગઇ અને એકદમ બારણા બંધ કરાવી ભુંગોળો ચઢાવી દેવરાવી.

જ્યારે એ પ્રમાણે બંદોબસ્ત કરાવી લીધો ત્યારે લગાર નચિંત થઇ બારણાઓની તડોમાંથી બીહતી બીહતી શેહેરમાં જોવા મંડી.

આરબ સીપાહીયો લોકોના ઘરોમાં પ્રવેશ કરી તેમનો માલ અસબાબ લુટી રહયા હતા. રૂમી સીપાહીઓ એવા નાઠા હતા કે તેમનો કશો પતો લાગતો ન હતો સેંકડો માણસો લોહીમાં તડપતા હતા. ન્હાના ન્હાના બાળકોનું રડવું સ્ત્રીયોનું વિલાપ કરવું હૃદયને ભેદી નાંખે એવો દેખાવ થઇ રહયો હતો. અરમાનુસા આ કરૂણા જનક દેખાવ જોતી ઉભી હતી એટલામાં તેણીએ કોઇ માણસને જે દેખાવે આરબ જેવો હતો તેને નીચે પ્રમાણે કહેતાં સાંભળ્યો "મને ઇસ્લામી સૈનાધિપતીએ મોકલ્યો છે અને હું શાહ ઝાદી અરમાનુસાને મળવા માંગુ છું" આ માણસ ક્યારનો બહાર ઉભો ઉભો ઘાટા પાડી પાડી ઉપર મુજબ કહેતો હતો પણ તેના ઉપર વિશ્વાસ ન આવવાથી કોઇ બારણા ઉઘાડતું ન હતું. જ્યારે તેણે ઘણો શોર બકોર કરી મુકયો ત્યારે બરબારાથી રહેવાયું નહીં. તેણીએ બારીમાંથી પોતાનું ડોકું બહાર કાઢયું અને પુછયું તું કોણ છે ?

( કીબ્તિ ભાષામાં ) ઇસ્લામી સૈનાધિપતીનો માણસ છું.

( આરબી લુગડા પહેરેલ હોવા છતાં કીબ્તી ભાષા બોલતો સાંભળી આશ્ચર્ય પામી ) ત્હારે શું કામ છે ?

બારણા ઉઘાડો તો શું કામ છે એ કહું ! અહીં ઉભો ઉભો કેવી રીતે કહું ? મ્હારે શાહઝાદીની સેવામાં કાંઇ વિનંતી કરવાની છે.

તે આવેલા માણસે એક સોનાની સાંકળી પોતાના ઝુબ્બાના ગંજવમાંથી કાઢી દેખાડી અને અક્ષરે બોલ્યો નહીં તે સાંકળીને જોતાંજ બર-

બારા તેને ઓળખી બોલી ઉઠી. અરે એતો અરકાદયુસને ભેટ આપવામાં આવી હતી તે સાંકળી છે!!! (શાહઝાદીને) આપે અરકાદયુસને પ્રેમ ચિન્હ તરીકે જે સાંકળી આપી હતી તે એની પાસે છે!!!

**શાહઝાદી**—શું કહે છે! જો એમજ હોય તો એને ઉપર બોલાવ બારણા ઉઘાડવામાં આવ્યા અને તે માણસ મેહલમાં દાખલ થયો.

અરમાનુસાએ એને ઓળખી લીધો કે એતો એજ માણસ છે કે જે યુધ્ધના આવવા વખતે મરકસની સાથે આવ્યો હતો. તેણે આગળ વધી ઝુકી સલામ કરી કહયું શાહઝાદી સાહેબ! આપ ભય પામતાં નહી હું શત્રુ તરીકે નહી પણ મિત્ર તરીકે આવેલો છું સૈનાધીપતીએ, આપને કશીએ ધાસ્તી કે બ્હીક નહીં રાખવાનું કહેવરાવ્યું છે. આપ અને જેઓ માટે આપ ભલામણ કરશો તેઓ સર્વ અમનો અમાન (સલામતી)માં રહેશે.

**અરમાનુસા**-(ઝયાદના હાથમાંથી સાંકળી લઇ) આ સાંકળી તમને કયાંથી મલી? આતો મ્હારી સાંકળી છે! અને જેની પાસે તે હતી તે કયાં છે!

આપ ધીરજ ધરો! ગભરાઓ નહીં, જે માણુસની પાસે તે હતી તે માણુસનું નામ અરકાદયુસ છે હું હમણા તેની સર્વ હકીકત કહું છું. પહેલાં આ વાવટાને આપના મ્હેલ ઊપર લગાવી દ્યો જેથી આ મહેલના સર્વ માણુસોને **અમાન** (સલામતી) મળેલી છે એમ સહુ કોઈ જાણે અને ભુલે ચુકે પણ અંહીં ધસી આવી ન શકે.

**અરમાનુસા**—હાય ગજબ! અરકાદયુસ કયાં છે એ પહેલા કહો. (એજ આવેલો માણસ જે ઝયાદ હતો તે અરમાનુસાના કાનમાં) તે આરબોના પડાવમાં કેદ છે. પરંતુ આરબોએ તેને ઓળખ્યો નથી એટલે કશી હરકત નથી. હવે લડાઇ પુર્યું થઇ ચુકવા આવી છે. એટલે હું તેમને મુકત કરાવવાની યુકિત રચું છું. આપ નચિંત રહો.

**અરમાનુસા**—(નિશ્વાસ નાખી) તેઓ ત્યાં કેવી રીતે સપડાઇ ગયા એ જલદી કહો.......હાયરે અરકાદયુસ!........શું તું કેદ થઇ ગયો! ઝયાદે બારબારાને કહયું કે તમે આ વાવટો મહેલ ઉપર લગાવી દેવરાવો. અને અરમાનુસાને સમજાવો કે આરબો સ્વભાવે ઘણા ઉદાર વૃત્તિના છે. અરકાદયુસને લગારે દુઃખ થવા દેશે નહીં અને વળી હું હાલ જાઉંછું. આરબોનું ચિત લડવામાં ચોટેલું છે, પડાવ ખાલી પડયો

હશે. જો તક મલી તો અરકાદયુસના બંધ છોડી નાખીશ એટલુ કહી તે બહાર ચાલ્યો ગયો અરમાનુસા રડવા કુટવા અને બરબારા તેને સમજાવવા અને દીલાસો દેવા મંડી.

અરમાનુસા—તે જીવતો છે એવાં સમાચાર હવે કોણ લાવશે ! અફ્-સોસ મ્હારૂં દુર્ભાગ્ય મને ઘડીએ ચેન લેવા દેતુ નથી. નસીબ એ ડગલા આગળ આવે છે હાય! મ્હારો હઇયાનો હાર ક્યાં છે અને અહીંયા હું નીરાતે બેઠી છું—કેવી શરમ !.......(રડવા માંડે છે) તેના રૂદનને જોઇ બરબારાનું હૃદય પણ ભરાઇ આવે છે તોપણ હીંમત રાખી સમજાવે છે.

ઝયાદ મહેલમાંથી નીકળી પાસરો આરબોના પડાવમાં આવે છે. આખો પડાવ ખાલી પડેલો જુવે છે. કેમકે લડાઇમાં ફતેહ પામવા બાદ સર્વ આરબો ગુલામો સુદ્ધાં લુંટનો માલ લુંટવા ચાલ્યા ગએલાં હતાં. ઝયાદ કયદીયોના તંબુમાં ગયો અને ત્યાં કોઇને નહીં જોવાથી અરકાદયુસને પણ નહીં જોવાથી આશ્ચર્યથી સ્તબ્ધ બની ગયો તેણે પોતાના મનમાં કહ્યું અરે આ શું ! અરકાદયુસ ક્યાં ? તે ત્યાંથી ગભરાઇને બહાર નીકળ્યો. અને એકે એક તંબુ ફરી વળ્યો. કોઇ પણ જગ્યાએ અરકાદયુસનો પત્તો લાગ્યો નહીં તેથી લાચાર થઇ પાછો વળ્યો અને વળી પાછો એજ કેદખાનાના તંબુમાં આવ્યો અને લક્ષ પુર્વક નિહાળી નિહાળી જોવા મંડ્યો તો તેને વાળના ગુંથેલાં દોરડાઓના કેટલાક હુકડા દેખાયાં જે ઉપર લોહીના ટીપાં પડેલાં લાગતા હતા તથા આસપાસ પણ લોહીના ટીપાં માલમ પડતા હતા. જે ઉપરથી તેનો એવો અનુમાન કર્યો કે અરકાદયુસને કેટલાંક આરબોએ માર્યો હશે અથવા તેને મારી નાંખ્યો હશે પણ મારી નાંખ્યો હોય તો એટલામાં લાશ હોવી જોઇએ શોધ કરતાં લાશનોએ પતો લાગ્યો નહીં તેથી તે ઘણો ભય પામ્યો અને શું થયું હશે એની તેને સમજણ ન પડવાથી તથા જો એ બાબતની અરમાનુસાને ખબર પડશે તો તેણી વગર મોતે મરશે એવો વિચાર આવવાથી ત્યાંને ત્યાં સ્તબ્ધ પુતલાં સમાન શુધ વિનાનો ઉભો રહયો.

અરકાદયુસનું શું થયું હશે એ ગભરાટમાં ઝયાદને પડતો મુકી આપણે અરકાદયુસના પિતાની અરકાદયુસના અટકી જવાના સમાચાર મળવાથી શી સ્થીતિ ગઇ હતી એ તપાસવા બાશુલના કીલ્લામાં જઈશું.

# પ્રકરણ ૭ મું.

## મરકસની સ્થીતી.

હમ્અવઅે ખુનમ બ હમરાઝાંને મન કય મીસઝદ
મન કે ખુને ખુદ બમિન્નત વકફે કાતિલ કરદઅમ

**આ**પણે ઓઘરજને તેના ઓરડામાં જ્યારે અરકાદયુસ તેની પાસેથી પાછો જઇ ચુકયો હતો ત્યારે મકુકિસના સંબંધમાં વ્હેમ આણી ક્રોધથી દાંત કચ્ચડતો, અને મકુકિસને પોતાની સનમુખ બોલાવી ઠપકો આપવાનું વિચારતો પણ આરબો સાથેની લડાઇનો અંત આવી ન રહે ત્યાં સુધી ચુપ બેસી રહેવાનું ઉચિત ધારી ગુસ્સાને દાબતો જોયો હતો. તે રાતની સવારે જાસુસોએ આવીને અરજ કીધી કે હજુર ! આરબોની ફોજે ફરમા ઉપર ચઢાઇ કરી તેને લુટી બરબાદ કરી બિલબીસ ઉપર હુમલો કરી દીધો છે. ઓઘરજે આ સમાચાર ઘણાંજ ધ્યાનથી સાંભળ્યા અને ગભરાઇને એક માણુસને કહ્યું—જા અરકાદયુસને બોલાવી લાવ. કેમકે ફોજ અને કીલ્લેબંધી સંબંધીના સર્વ કામકાજ અરકાદયુસના હાથમાં હતાં અને તેથી તેનો અભિપ્રાય લેવો ઘણો અગત્વનો હતો. જે માણુસ અરકાદયુસને બોલાવવા ગયો હતો તેણે પાછા આવી કહયું હજુર શ્રી ! અરકાદયુસ સાહેબ પોતાના તંબુમાં હાજર નથી.

**ઓઘરજ**—ક્યાં ગયા છે ? એ શામાટે પુછતો આવ્યો નહી.

**માણુસ**—મેં પુછ્યું હતું, તો કહેવામાં આવ્યું કે તેઓ ગઇ કાલે સાંજના ક્યાંય ચાલ્યા ગયા છે. હજુ સુધી પાછા આવ્યા નથી.

**ઓઘરજ**—હેં ! એ શું ! અરકાદયુસ લડાઇની તઇયારી પડતી મુકી મ્હારી આજ્ઞા કે પરવાનગી વિના કાલ સાંજનો ક્યાં ગયો, છે ! (એક માણુસને ) જાઓ મકુકિસ સાહેબને બોલાવી લાવો.

મકુકિસ—(આવીને) કેમ ! આ વખતે મ્હારૂં શું કામ પડયું. ઓઇ-રજે જાસુસોએ કહેલી હકીકત વર્ણન કરી, અરકાદયુસનો પત્તો નહી હોવાનું સંભળાવી પુછયું તે કયાં ગયો હશે ! એ કાંઇ આપ જાણો છો કે કહી શકો છો !

મકુકિસ—ના સાહેબ ! મેં પણ તેમને કેટલાક દહાડા થયા દીઠા નથી ! તેઓ કયાં છે !

હવે તો ઓઅીરજની ચિંતા વધી પડી, ગઇ કાલ સાંજથી અરકા-દયુસનો પતો નથી તે કયાં ગયો છે ? એની ખબર પડતી નથી એવી અફવા આખા કીલ્લામાં પ્રસરી ગઇ. દરેક માણસ એક બીજાની સાથે તેજ સંબંધમાં વાત કરતો હતો. ધીમે ધીમે એટલું જણાયું કે જ્યારે તેઓ પોતાના પિતાશ્રી પાસેથી પાછા આવ્યા હતા ત્યારે તેમની પાસે કોઇ માણસ આવ્યો હતો જે જાસુસ હશે એમ માની શકાય. તે માણસે તેમને કહયું કે તરતજ અરકાદયુસે પોતાનો ઘોડો મંગાવ્યો, અને સવાર થતાંજ કીલ્લાની બહાર નીસરી ગયાં ઓઅીરજ ઘણીજ ચિંતામાં આવી પડયો હતો કેમકે અરકાદયુસ તેનો પુત્ર હોવા ઉપરાંત, લડાઇના આવા હંગામા વખતે, કિલ્લાના રક્ષણાર્થે ઘણો મદદગાર હતો, તેની ગેર હાજરીથી ઓઅીરજની નાસી પાસી વધી પડી, તેણે કીલ્લા આસપાસ ચાર ચાર પાંચ પાંચ ગાઉ સુધી અરકાદયુસની શોધમાં માણસ દોડાવ્યા પણ અરકાદયુસનો પતો મળ્યો નહિ ઓઅીરજના મનમાં આ વખતે અનેક વીચારો આવતા હતા કદી તો તે મકુકિસ ઉપર શક આણતો હતો કે તેણે તેને છેતરીને કતલ [illegible]રી નાંખ્યો હશે. અથવા એવો વિચાર આવતો હતો કે તે ઘોડા ઉપર અસ્વાર થઇ કીલ્લાની બહાર ગયો હશે અને અકસ્માતથી ઘોડા ઉપરથી [illegible]ડી જવાથી મર્ણ પામ્યો હશે આવી ચિંતાઓ અને ફિકરોનું પરિણામ [illegible] આવ્યું કે તેને ન તો કાંલ્લો દુરસ્ત કરાવવાનું ધ્યાન રહયું ન શત્રુઓના [illegible]મલાગ આવી પહોંચવાની બ્હીક રહી. કીલ્લા સંબંધી અને યુદ્ધ સંબંધીના [illegible] કામકાજ એમ ને એમ અધ્ધરજ રહયાં વળી તેણે પોતાના ખાસ [illegible]સુસોમાંથી કેટલાકને તેની શોધમાં રવાના કર્યાં. જેમાંના કેટલાક પુર્વ [illegible] તરફ જ્યાં બિલબિસ આવેલું હતું, ત્યાં ગયા હતા. તેઓએ બિલ-[illegible]ની પાસેના ગામની નજીક મરકસને અરકાદયુસના લુગડાં બખ્તર [illegible]લો અને અરકાદયુસના ઘોડાં ઉપર અસ્વાર થયેલો જોયો એટલે

તરતજ તેને પકડી લીધો અને પુછ્યું કે બતાવ અરકાદયુસ કયાં છે! અને તું અહીં આ સામાનને લઇને કેમ ઉભો છે! મરકસે જવાબ આપ્યો કે હું અરકાદયુસના સંબંધમાં કાંઇ જાણતો નથી. આ સામાન મને અહીંયાથીજ જડયો છે. અને એટલાજ માટે અહીં ઉભો છું કે એનો કોઇ દાવેદાર મળે તો તેને સોંપી દઉં.

એથી પણ જ્યારે અરકાદયુસનો પતો લાગ્યો નહી. ત્યારે તેઓ કાંઇ સલાહ કરી મરકસને કેદ કરી ઓઇરજની પાસે લઇ ગયા ઓઇરિજે મરકસને જોયો, અને પોતાના બહાદુર પુત્રનો સામાન તેની પાસે જોઇને ક્રોધથી લીલો પીળો થઇ ગયો, તેની આંખોમાં લોહી ઉતરી આવ્યું અને દાંત કચડી મરકસને તેણે પુછ્યું! હે! નીચ જલ્લી બતાવ મ્હારો પ્રીય પુત્ર અરકાદયુસ કયાં છે? જો તું મને સાચેસાચું નહીં બતાવે તો યાદ રાખ હમણાં હાલ હું ત્હારૂં માથું ઉડાવી દઇશ, મને લાગે છે કે મ્હારા પુત્રને કતલ કરી નાંખ્યો છો! જો કે આ ઘણોજ નાજુક વખત હતો અને ઓઆરજના ગુસ્સાને જોઇને સર્વ જણાના હોશ ઉડી ગયા હતા, તોપણ જવાંમર્દ અને પોતાની વાતના ધુની મરકસે લગારે ન ડર્તાં મજબુત હ્રદયે જવાબ આપ્યો કે હજુર! આપ મુખ્તાર છો. આપ ચાહો તો મારો અને ચાહો તો જીવાડો, એમાં મ્હારી કાંઇ ભુલ નથી. હું તો મ્હારી દુર્ગતિથી આજ સવારે બિલબિસના પાસેના રસ્તે થઇ જતો હતો ત્યારે આ ઘોડાને અને આ સામાનને જોઇને ઉભો રહયો. તેનો માલિક તેને શોધતો આવશે તો સોંપી દઇશ એવા વિચારથી મેં તેને કબજે લીધો અને હજુ તેના માલિકની શોધ કરવા માટે આમ તેમ જવાના વિચારથી નજર કરતો હતો. એટલામાં આપના માણસોએ આવી મને કેદ કરી લીધો અને આપની સેવામાં હાજર કરી દીધો એ સિવાય વધુ હું કાંઇ જાણતો નથી માનવું હોય તો માનજો નહીં તો આપની મરજી! જુઠું બોલવું હું શીખ્યો નથી. કેમકે તેમાં કાંઇ સાર નથી.

ઓઇરિજ—લુચ્ચા! ખરેખર તું જુઠું બોલે છે? અને વળી પાછો સતો બને છે! સાચુ બોલ તને આ લુગડાં—બખ્તર અને ઘોડો કયાં મળ્યાં? એ સર્વે મ્હારા પુત્રની મીલકત છે. મને ખાત્રી થાય છે કે તેં મ્હારા પુત્રને કતલ કરી નાંખી એ સામાન મેળવેલો છે. (માણસોને) જાઓ આ પાપીને થોડીવાર બહાર ઉભો રાખી મકુકિસને બોલાવી લાવો.

માણુસો જાય છે અને મકુકિસને બોલાવી લાવે છે, મકુકિસ મરકસને જોઇને તેને એટલો ઓળખે છે કે આ માણુસ મ્હારા પુત્ર અરસ્તુલીસના રસાલાનો છે. એથી વધુ તે બીજું કાંઇ ધ્યાનમાં લાવી શકતો નથી તેણે અરસ્તુલીસને બોલાવ્યો. અરસ્તુલીસે આવી ને મરકસને સાચું બોલવા ઘણો સમજાવ્યો અને ફોસલાવ્યો પણ મરકસ હતો. કે એકનો બે ન થયો જે પેહલાં કહયું હતું તેજ કહેતો રહયો. અરકાદયુસ કયાં અને કેવી સ્થીતીમાં છે એ મરકસની વાતો ઉપરથી જણાયું નહી તો પણ સર્વ જણાઓને મરકસે તેને કતલ કરી નાંખ્યો હશે એવો વ્હેમ પડી ગયો. અરસ્તુલીસ ઘણો હેરાન હતો. તે મનમાં કહેતો હતો કે મરકસ એવું નીચ કામ કરે એવો નીચ અને પાપી માણુસ નથી. પણ મરકસના કબજામાં આવેલી અરકાદયુસની લોહીવાલી તલવાર તેને એમ સુચવતી હતી કે તેણે અરકાદયુસને તેનીજ તલવાર તડે કતલ કરી તલવાર પણ પોતાને કબજે કરી લીધી છે, બાકી વાંચકો તમે તો જાણો છો કે અરકાદયુસની તલવાર ઉપર, જે લોહીના ડાઘા હતા તે તેના બીલબીસ તરફ આવવાની રાતે સારિયાને દુશ્મનોથી બચાવી તે વખતના હતા.

મરકસનું કહેવું જે હતું તેનાથી ઉલટી તે વખતની તેની સ્થીતિ હતી તેથી સર્વ જણા ખરી બીના શું છે એ જાણી શકયા નહી. અને ઓઇરજ તો એટલો બધો ગભરાયો અને ગુસ્સે થયો કે તેણે મકુકિસને સ્પષ્ટ કહયું કે "હું બીજું કાંઇ જાણુતો નથી. તેંજ મ્હારા પુત્રને કતલ કર્યો છે. આ મરકસ ત્હારાજ માણુસોમાંથી છે અને અમને તેનીજ પાસેથી મ્હારા પુત્રનાં લુગડાં; બખ્તર, ઘોડો અને હથીયાર મળ્યાં છે. માટે તમારે તેના ખુનનો જવાબ આપવો પડશે જો આ માણુસે મ્હારા પુત્રને કતલ કર્યો છે તો આખી કીબ્તી પ્રજાનું ખુન પણ મને શાંત પાડી શકશે નહીં. હાય મ્હારો પ્રિય પુત્ર !

મકુકિસ ઓઇરજના આવા વેણુ સાંભળી સ્તબ્ધ બની ગયો તેના શરીરનું લોહી સુકાઇ ગયું તેણે ઓઇરજને ધીમે રહી વિનંતી કીધી કે ગભરાઓ નહીં. હું એમાં કશું જાણુતો નથી. જો આપ રજા આપો તો હું તે માણુસને પુછું હું તમને સાબીત કરી બતાવીશ કે હું એ કામમાં તદન નિર્દોષ છું, ઓઇરજે રજા આપી તેથી તે અને અરસ્તુલીસ મરકસને સાચી હકીકત કહેવા ઘણું સમજાવવા લાગ્યા પણ વાહરે મરકસ ! તેણે

અરકાદયુસના સંબંધમાં અક્ષરે કહ્યો નહિ. આખરે મકુકિસે ક્રોધાયમાન થઇ તેને કતલની ધમકી દીધી જેના જવાબમાં મરકસે કહ્યું આપ મને કતલ કરો કે આપની મરજીમાં આવે તેમ કરો હું એ વીશે કાંઇએ જાણતો હોઉં તો કહું એ વિના કેવી રીતે કહું!!

અરસ્તુલીસે મરકસને વાતોમાં લગાડી ઠેકાણે લાવવા તેનો હાથ પકડી લીધો અને તેને એકાંત એક ખુણામાં લઇ જઇને કહ્યું—

શું મેં તને મ્હારા પિતાશ્રીની પાસે બિતરીકનો પત્ર લઇ મોકલ્યો ન હતો?

મરકસ—શામાટે નહીં.

**અરસ્તુલીસ**—એ પછી તારા ઉપર શું શું બન્યું?

મરકસે, તેના જવાબમાં, પાછલા પ્રકરણોમાં જે જે વર્ણન થયું તે સર્વ કહી સંભળાવ્યું પણ એવી ખુબીની સાથે કે તેમાં અરકાદયુસ સંબંધે અક્ષરે કહ્યો નહીં, તોપણ તેણે કેટલીક બીનાઓ વર્ણન કરવી પડતી મેલી છે એવો અરસ્તુલીસને શકવહીક પડયો નહીં. મરકસે જીવ જતાં પણ અરકાદયુસના સંબંધમાં અક્ષરે નહીં ઉચ્ચારવાનો દ્રઢ નિશ્ચય કરી લીધો હતો કેમકે તે જાણતો હતો કે જો એઇરજને અરમાનુસાની અને તેની ખાતર અરકાદયુસના કાહ્લેો છોડવાની વાતની ખબર પડી જશે તો મોહટી આફત આવી પડશે તે ઉપરાંત તે બહાદુર અરકાદયુસનો ઘણો આભારી હતો અરકાદયુસે તેની પ્રિય પ્યારી મારિયાનો જીવ બચાવ્યો હતો તેથી તેનું બહાદુર અને ઉદાર મન, અરકાદયુસનો ભેદ ખુલ્લો કરી દેવાની રજા આપતું ન હતું. મકુકિસ અને અરસ્તુલીસે તેની સાથે નાહક માથાકુટી કીધી. પણ મરકસ પોતાના ખ્યાલ મુજબ વર્તવામાં દ્રઢ રહ્યો.

મકુકિસે, પાઘડી ફેરવી બાંધી. તેણે વાતનું રૂપ બદલી નાંખી મરકસને કહ્યું મરકસ! તું અમારી સ્થીતિને તથા રૂમી લોકોની અમારી સાથેની વર્તણુંકને સારી પેઠે જાણે છે. હું કેવી કેવી વિટંબણાઓમાં ફસાએલો ગુંથાએલો છું એ પણ ત્હારાથી અજાણ્યું નથી. તેઓ અમારા ઉપર દરેક વાતમાં શક આણે છે. અને વળી ઉપરથી આવો બનાવ બન્યો એટલે તું સમજી શકે છે કે તેઓ શું શું નહીં કરે? ત્હારા આવા ઇન્કાર કરવાથી આખી કીબ્તી પ્રજા ઉપર આફત આવી પડશે. માટે જો તેં અરકા-

દયુસને કતલ કરી નાંખ્યો હોય તો મને ચોખું કહીદે, હું તને વચન આપું છું કે હું તને બચાવી લઇશ અને જો તેં તેને કતલ કર્યો નથી અને બીજા કેઇએ તેને કતલ કર્યો છે તો તેનું નામ બતાવ કે જેથી અમારી આખી કીપ્તી પ્રજાની અને ત્હારી જાનો બચવા પામે.

**મરકસ**—(ઘણીજ બેદરકારીથી એવી રીતે કે મકુકિસની વાતોનો જાણે તેના ઉપર લગારે અસર થઇ ન હોય) મને અરકાદયુસની લગારે ખબર નથી મને તો એનીએ ખબર નથી કે આ લુગડાં ઘોડો અને હથીયાર કોના છે? પણ હું તો એમ માનું છું કે આપ સઘળાં નાહક ગભરાઓ છો અને રજનું ગજ કરો છો. કેમકે એ કતલ થયો હોય એવો શક આણવાનું કોઇ સંગીન કારણ હજુ સુધી મળ્યું નથી. આપ એમ માનતા હો તો ભલે, હું તો એમજ ધારૂં છું કે તે કતલ થયેલો હોવો ન જોઇયે.

**મકુકિસ**—(આશ્ચર્યયુકત) વારૂ? તે કતલ નથી થયો એની તને શી ખબર? અરકાદયુસ જીવતો હોય અને તેના લુગડાં વિગેરે સામાન બીજાના કબજામાં આવે એ કેવી રીતે બની શકે?

**મરકસ**—એ તો હું નથી જાણતો. પણ એટલું ખચિત કહું છું કે તે કતલ થયો નથી.

**મકુકિસ**—તો અરકાદયુસને કતલ કરવામાં આવ્યો નથી એવી તને શું પુર્ણ ખાત્રી છે?

**મરકસ**—જી હા સાહેબ! મ્હારી એવી ખાત્રિ છે કે અરકાદયુસ માર્યો ગયો નથી. અને હું હજુરની સેવામાં વિનંતી કરૂંછું કે હવે આપ તેના સંબંધમાં અક્ષરે વધુ પુછશો નહી કેમકે જો તમે મારૂં માથુંએ કાપી નાખશો તો હું એ સંબંધનો અક્ષરે બોલીશ નહી.

**મકુકિસ**—(સ્તબ્ધ) ઘણું સારૂં તું એટલું તો ખાત્રિ પુર્વક કહે છે કે તે મરી ગયો નથી. અને ત્હારૂજ કહેવું હતુ કે હું અરકાદયુસના સંબંધમાં કશું જાણતો નથી. એ કેવી વાત છે? તું નહોતો જાણતો તો એ જીવતો છે એ કયાંથી કહયું.

**મરકસ**—હું વિનંતી કરી ચુકયો છું કે હવે એના સંબંધમાં હું અક્ષરે બોલીશ નહી આપ મ્હારૂં માથું કાપી લ્યો. મ્હારો પ્રાણ હાજર છે. મને તેની કશી દરકાર નથી.

**મકુકિસ**—( પોતાના માણસને ) આ નિમકહરામ જુદાને અહીંયાંથી લઈ જાઓ અને તેને પહેરામાં રાખો ( પછી અરસ્તુલીસને ખાનગીમાં ) પુત્ર ! આ શું બીના છે એ કાંઇ મ્હારી સમજમાં આવતું નથી. તમારા મતમાં શું આવે છે ?

**અરસ્તુલીસ**—મને તો એમાં કોઇ ભેદ નજરે પડે છે. એ ભેદ શું હશે એ તો ખુદાજ જાણે પણ મરકસ તેને છુપાવવા પોતાના જીવને જોખમે પણ પ્રયત્ન કરતો લાગે છે. જો મરકસને કતલ કરી નાંખવાથી આપણને કાંઇ લાભ થતો હોય તો આપણે હમણાં તેને કતલ કરી નાંખીયે પણ એથી તો ઉલટી બાજી બગડશે. ભેદ ધીમે ધીમે જાણમાં આવતો હશે તે પણ નહી આવે માટે તેને હાલતો ચોકી પ્હેરામાં કેદ રાખવો બેહતર છે, અને વળી જોઇએ છીએ ખુદા શું દેખાડે છે ! અરકાદયુસના જીવતા હોવાની તો તેણે ખાત્રિ આપી છે એટલે જો આપણે ઓઇરજ આગળ એવો ઇકરાર કરીએ કે આપના પુત્રના જીવના જોખમદાર અમે છીયે જો તે કતલ થએલો સાબીત થાય તો તેનો બદલો અમારી પાસેથી લેજો, તો તેમાં કશી અડચણ મને દેખાતી નથી, અને તે દરમિયાન આપણને તેની શોધ કરવાની પુરી તક મળી શકશે પત્તો લાગ્યો તો વાહ ભલા નહીં તો જે થવાનું હશે તે થશે. અરસ્તુલીસ પોતાની વાત પુર્ણ કરી રહયો ન હતો એટલામાં ઓઇરજનું માણસ તેડવા આવ્યું. મકુકિસ પોતાના પુત્ર અરસ્તુલીસ સહીત ઓઇરજની પાસે ગયો. તે વખતે ઓઇરજ ગુસ્સાથી ધરૂજી રહયો હતો અને ગાજી રહયો હતો તેણે મકુકિસને જોતાંજ સખત શબ્દોમાં કહયું. મકુકિસ હું જાણું છું કે તેંજ મ્હારા પુત્રનો જીવ લીધો છે, પરંતુ યાદ રાખ કે અરકાદયુસના લોહીના એક ટીપાના બદલામાં મીસરની જમીનના તથા જળના રહેનારાઓ સર્વેના લોહી વહેવરાવીશ તો પણ તેનો પુરો બદલો ગણી શકીશ નહી.

**મકુકિસ**—(ઓઇરજનો ક્રોધ શમાવવા ઘણીજ નરમીથી) આપ ઉતાવળા ન થાઓ ધિરજ ધરો તે માણસ તો કહે છે કે મને અરકાદયુસની કશી ખબર નથી. તોપણ હું જામીન થાઉ છું અને તમને ખાત્રી આપાતું છું કે આપનો પુત્ર જ્યાં છે ત્યાં સહી સલામત છે, અત્યારથી હું અને મ્હારો પુત્ર બંને જ્યાં સુધી બહાદુર અરકાદયુસને જીવતો આપની પાસે ન લાવી દેખાડીયે ત્યાં સુધી આપની હાજરીમાંથી કોઇ ઠેકાણે જઇશું

નહીં. દીલગીરી માત્ર એટલી છે કે અમને તેની કશી ભાળ મળી નથી. આરબોમાં કેદ પકડાયો છે કે કોઇ અગત્યના કામસર ગયેલો છે તેની કશી સમજણ પડતી નથી. તો પણ કાંઇ હરકત નહી. અમે આ માણસ પાસેથી બાતમી મેળવવા પુરતા પ્રયત્નો કરીશું. અને નહીં તો આપણાં તગદીર! પરંતુ ખુદાથી ઉમેદ તો સારાજ પરીણામની છે, તે જલ્દી આપને અને આપના પુત્રને મેળવી અમને જામીનગીરીમાંથી મુક્ત કરે એવી પ્રાર્થું છે.

ઓઇરજ—(કેટલોક વિચાર કરી) હાકિમ સાહેબ! એટલું ખચિત માનજો કે મ્હારા પુત્રનું કશુંએ વાંકુ થયું તો તેનું સર્વ જોખમ આપનેજ સીર છે. આપની કોઇ યુક્તિ ચાલી શકશે નહી, હું રૂમી પ્રજાના માનની અને શેહનશાહ હરકુલના શીશની પ્રતિજ્ઞા લઇ કહું છું કે જો આપ અને આપના પુત્ર, મ્હારા પુત્રને ક્યાંયથીએ જીવતો લાવીને નહીં સોંપો તો યાદ રાખજો કે આપ અને આપની પ્રજાના લોહી વડે નીલ નદીના પાણીને લોહી લોહી કરી દઇશ. આ શબ્દ સાંભળી મકુકિસના હોશ ઉડી ગયા, હૃદય ધડકવા મંડયું તેને એવો વિચાર આવ્યો કે જો હું મ્હારા કાવત્રામાં નિષ્ફળતા પામ્યો અને આરબી ફોજ હારી પાછી ચાલી ગઇ તો આ નીચ મ્હારી સાથે ઘણીજ નિર્દયતાથી વર્તશે; કેમકે હું તેમની સાથે સખત દગો રમી રહયો છું પછી તેણે પોતાના મનમાં કહયું "એ તો ખાત્રિબંધ છે કે થોડાંજ દહાડામાં આરબી ફોજ અહીં આવી પહોંચશે, અને એ પણ ખાત્રિબંધ છે કે તે વિજય પણ પામશે, એટલે મ્હારા માથા ઉપરની આળ એની મેળે નાશ પામશે. માટે ચિંતા મિથ્યા છે." પણ હાલ આ નીચ ઓઇરજને શાંત પાડવો જોઇયે. (ઓઇરજને) આપને અરકાદયુસ વિશે કશી ખબર પડી નથી તેનું આપને ઘણું લાગતું હશે એ હું પણ કબુલ કરૂંછું. અને કેમ ન લાગે? પુત્ર જેવો પુત્ર લાંબા સમય સુધી આવા અંધાધુંધીના વખતે દ્રષ્ટિથી દુર રહે તે શું કાંઇ ન્હાની સુની વાત છે? પરંતુ હાલ કશો ઉપાય નથી. આરબો જેવા સખ્ત શત્રુ માથે ચઢી આવ્યા છે. હજુ આપણે આપણી સામગ્રી પુર્ણ રીતે કરી શકયા નથી તેવા વખતે માંહોમાંહે કજીયા કે કંકાશને ઉત્પન્ન કરવો યોગ્ય નથી. આપ ધિરજ રાખો જો બહાદુર અરકાદયુસ માર્યો ગયો સિદ્ધ થાય તો અમે બદલો આપવા હાજર છીયે માટે આપ વધુ ચિંતા ન કરતાં ધિરજ ધરો એજ ઉત્તમ છે. ખુદા ધિરજ ધરનારાની સાથે હોય છે.

**ઓઇરિજ**—ઠીક ! હું થોડા દહાડા ધિરજ ધરૂં છું, પણ આપ અને આપનો પુત્ર બન્ને આ કીલ્લાની બહાર નહીં નીકળી શકો એ શરત છે હા અરકાદયુસની શોધ માટે વિશ્વાસ પાત્ર માણુસ મોકલશો તો મને હરકત નથી.

એટલું કહી ઓઇરજ કીલ્લાના બુરજો અને દીવાલો ઉપર સર્વ સામગ્રી બરાબર છે કે કેમ એ તપાસવા માટે ત્યાંથી ઉઠી ચાલતો થયો પણ પોતાના હાથ નીચેના અમલદારોને મકુકિસ અને તેના પુત્ર અરસ્તુલિસને કીલ્લાની બહાર નહીં જવા દેવાની સખ્ત આજ્ઞા કરતો ગયો. અહીંયા મકુકિસની ઉપર પ્રમાણેની સ્થીતિ હતી ત્યારે ત્યાં મરકસ કેદખાનાનાં પડયો પડયો પોતાની સ્થીતિ સંબંધે વિચાર કરી રહયો હતો. તેને છુટવાનો કે વાતનો અંત લાવવાનો કશો આરો દેખાતો નહતો. પોતે ભેદ છુપાવવાથી નિવડતી વિટંબણાઓને સહન કરી પોતાને જોખમમાં નાખે કે ખરી હકીકત જાહેર કરી અરકાદયુસનો ભેદ ખુલ્લો કરી તેને તેના પિતાના ક્રોધને પાત્ર બનાવે એ બેમાંથી શું કરે ! તેની તેને સમજણ પડતી ન હતી. હજુ તે આવીજ મુઝવણ અને ચિંતામાં મસ્ત હતો એટલામાં અરસ્તુલીસ ત્યાં આવી પહોંચ્યો, અરસ્તુલીસના ચ્હેરા ઉપર દીલગીરી અને ગભરાટના ચીન્હ પ્રગટેલા સ્પષ્ટ જણાતા હતા; મરકસને, તેનો એવો ચહેરો જોઇને ઘણું દુઃખ થયું કેમકે અરસ્તુલીસ ઉપર એવી ચિંતાઓ આવી પડવાનું કારણ તે પોતે હતો એવું તે સમજતો હતો. અરકાદયુસનો ભેદ ખુલ્લો પડવા ન પામે એવા તેના પ્રયત્નનું પરિણામ અરસ્તુલીસ માટે ઉપર પ્રમાણે નિવડયું હતું. અરસ્તુલિસે મરકસને કહયું—ભલા મરકસ ! શું ત્હારાથી અમારી સાથે આ પ્રમાણે વરતાય ! ગાંડા લગાર વિચાર તો કર, ત્હારા દુરાગ્રહથી અમને કેટલું ખમવું પડે છે !!! .

**મરકસ**—નામદાર સરદાર ! મ્હારાથી શું ભુલ થઇ જે આપ મને એ મુજબ કહો છો ?

**અરસ્તુલીસ**—શું ભુલને માથે શીંગડા હોતા હશે ! તું પોતે કહેછે કે અરકાદયુસ માર્યો ગયો નથી, અને પાછો તુંજ તેની હકીકતને છુપાવે છે ! ઓઇરજ પોતાનો સર્વે ક્રોધ અમારા ઉપર ઉતારે છે. તેતો એમજ કહેછે કે ગમે તેમ કરી મ્હારા પુત્રને લાવો, નહીંતો તમારા ટુકડે ટુકડા કરી નાંખીશ જીવતાને જીવતા ખાઇ જઇશ રૂમી લોકોનિ સાથે આપણે કેવા પ્રકારે

દહાડા ગાળીએ છીયે એથી તુ કાંઇ અજાણ્યો નથી, કેટલી મુસીબતોથી અને કેવી કેવી યુકિતયોથી આપણે આપણા કાવત્રાં છુપાવ્યા છે? એ પણ તું જાણેછે ત્યારે શું તું એમ ચાહે છે કે અમારી એ સર્વે મેહનત અકારત જાય અને કુતરા બિલાડાના મોતે માર્યા જઈએ?

**મરકસ**—અરકાદયુસના માર્યા જવાનું આળ તે આપને માથે કેવી રીતે ચઢાવે છે? આપ તો અરકાદયુસ કીલ્લામાંથી ચાલ્યો ગયો એ પણ જાણતા ન હોતા! ત્યારે એથી આપનો શો સંબંધ છે?

**અરસ્તુલીસ**—તે ખરૂં છે. અમને તેથી કાંઇ સંબંધ નથી પણ અમારી વાત સાંભળે છે કોણ? જો ઓઇરજ અમારા સંબંધમાં શહેનશાહી દરબારમાં કાંઇ ઉંધું સીધું લખી દેશે તો અમારા ઉપર નાહક આફત આવી પડશે, અને અમારા પ્રાણ નાહક જશે? ઇન્સાફ દુન્યામાં કયાં છે?

**મરકસ**—એવું ખુદા ન કરે (કેટલીકવાર ચુપ રહી) જો કદાચ તેની પાસે અરકાદયુસના હાથનો તેની મોહરવાળો કોઈ પત્ર આવે તો? પછી.

**અરસ્તુલીસ**—પરંતુ એવો પત્ર આવે કયાંથી?

**મરકસ**—એનું આપને શું કામ છે? જો એવો પત્ર આવે તો, તો પછી આપ ઉપર આળ નહીં મુકેને?

**અરસ્તુલીસ**—હા, તો તો પછી તેને અમારા ઉપર આળ મુકવાનો કશો હક રહેશે નહીં. પણ એ કેવી રીતે બને?

**મરકસ**—ત્યારે જો આપ મને આ કીલ્લા બહાર જવાની રજા આપો તો હું તેવો પત્ર લાવી આપું.

**અરસ્તુલીસ**—(સ્તબ્ધ બની, અને મરકસ એ કામ કરી શકવાનું શા આધારે કહે છે? એવો આશ્ચર્ય પામી તથા અરકાદયુસ જીવતો હોવાની ખાત્રી પામી.) શું ખરેખર તું એ કામ કરી શકે છે?

**મરકસ**—ખચિત હું કામ કરી શકીશ, પરંતુ એ શરતે કે હું એ પત્ર કેવી રીતે અને કયાંથી લાવ્યો તે વિશે આપ કશી પુછપરછ ન કરો, તેમજ હું તે પત્ર લેવા જાઉં છું એવું ઓઇરજને પણ ન કહો. હા જો કહેવું હોય તો એટલુંજ કહો કે જેમ બીજા માણસોને શોધ માટે મોકલવામાં આવે છે તેમ તેને પણ મોકલવામાં આવ્યો છે.

**અરસ્તુલીસ**—(થોડીવાર આશ્ચર્યમાં ઉભો રહી) તું થોડીવાર ઉભો રહે? હું પિતાશ્રીને એ સંબંધે પુછી જોઉં.

એટલું કહીને પોતાના પિતાની પાસે ચાલ્યો ગયો, તે વખતે મકુકિસ સખ્ત ગભરાટમાં અને ઉંડા વિચારમાં બેઠેલો હતો, એટલો કે વાતે કરી શકતો ન હતો, અરસ્તુલીસે તેની પાસે જઇ સલામ કીધી. મકુકિસે માથું ઉચું કરી કહયું કહે અરસ્તુલીસ શું સમાચાર લાવ્યો છે?

અરસ્તુલીસે મરકસ સાથેની સર્વ વાતચીત કહી સંભળાવી. જે સાંભળી તેણે કહયું—અરસ્તુલીસ! આ શું વાત છે? હું તો સમજી શકતો નથી? આ માણુસ તો વિચિત્ર પ્રકારનો લાગે છે. નવા નવા ચમતકાર દેખાડે છે? શું આપણને રમકડાં સમાન રમાડતો તો નહીં હોય? નહીં તો એવો શો મ્હોટો ભેદ છે કે જે કાંઇ છે, તે ખુલ્લે ખુલ્લું કહી દેતો નથી? મને તો તેની લુચ્ચાઇ લાગે છે. તે આપણી પાસેથી છટકી જવા એવી યુકિતઓ તો રચતો નહીં હોય? એનો ભરોસો શો!

**અરસ્તુલીસ**—પિતાશ્રી તે આપણને એ સંબંધે ખરી હકીકત કહેશે એવી આશા રાખવી નકામી છે. તે જીવ જતાં પણ ભેદ ખુલ્લો નહીં કરે એ નિશ્ચય છે. તેને કેદ રાખવાથી આપણને ઘુણે લાભ થવાનો નથી, જ્યારે આટલું થયું છે ત્યારે એટલું વધારે જો તે પ્રટકીએ જશે તો આપણા ઉપર જેટલું તોહમત મુકાયું છે એટલુંજ તોહમત રહેશે અને જે પરીણામ હાલ આવવાનું છે તે ત્યારે પણ આવશે માટે તેને તો મોકલી દેવો ઉચિત ધારૂં છું, અને જો કદાચ તે, પોતાના કહેવા મુજબ અરકાદયુસના અક્ષરનો પત્ર લઇને આવશે તો આપણે મોહટી આફતમાંથી છુટીશું, હું તો એમ ધારૂં છું કે તે આપણી સાથે બેવફાઈ નહી કરે કેમકે આપણે તેને લાંબા વખતથી ઓળખીયે છીએ, તેનાથી સેંકડો કામ લીધા છે અને તેણે ઇમાનદારીથી કીધાં છે.

**મકુકિસ**—(ઘણી વાર સુધી વિચાર કરી) ત્યારે શું આપણે તેના ઉપર ભરોસો કરી મોકલીશું? અને એ સંબંધે ઓઇરજની પરવાનગી પણ મેળવીશું?

**અરસ્તુલીસ**—આપણને કહેવા મુજબ પત્ર લાવી આપે અથવા તે દરમિયાન અરકાદયુસ પોતે હાજર થઇ જાય એ બનવાજોગ છે.

ત્યાર પછી એ બન્ને જણા ઓધ્રજની પાસે ગયા અને કહયું મરકસ આપના પુત્રની શોધ ઘણી સારી પેઠે કરી શકશે બીજાઓથી જે નહીં બની શકે તે તેનાથી બની શકશે માટે અમારો વિચાર તેને તપાસ માટે મોકલવાનો છે આપનો શો મત છે?

ઓધ્રજ—હું તેને કેવી રીતે છુટો મુકી શકું? તેણે તો મારા પુત્રને કતલ કર્યો છે. અથવા તે મ્હારા પુત્રના કતલ કરનારાઓને ઓળખે છે અમે તેને મુદ્દા માલની સાથે પકડ્યો છે. હા, જો અરકાદ્યુસનો ઘોડો તેની તલવાર વિગેરે સામાન તેની પાસેથી નીકળ્યો નહોત તો જુદી વાત હતી.

મકુકિસ—જાહેર રીતે જોતાં, તેણે આપના પુત્રને કતલ કર્યો હોય એમ અમને લાગતું નથી. કેમકે તે એવા પ્રકારનો માણસ નથી. જેમ બીજા માણસોને તપાસ માટે મોકલ્યા છે તેમ તેને પણ મોકલવો અમે ઉચિત ધારીયે છીયે. કદાચ કાંઇ સમાચાર લાવી શકે?

ઓધ્રજ—ઠીક! હું કાંઇ વાંધો લેતો નથી. માત્ર એટલું યાદ રાખજો કે સર્વ જોખમ તમારે સીર છે.

મકુકિસ અને અરસ્તુલીસે પોતાને સીર સર્વ જોખમ લેવું કબુલ કર્યું પછી તેઓએ ત્યાંથી પાછા આવી મરકસના બંધ છોડાવી તેને છુટો કર્યો, અને તેને જલદી પાછા વળવાની સુચના કરી વિદાય કીધો.

મરકસે બંધમાથી છુટતાંજ, સુચનાઓના જવાબમાં, કાંઇ ફિકર નહીં, હું ઘણોજ જલ્દી પાછો વળીશ એમ કહેતાં કહેતાં એક દિશા તરફનો રસ્તો લીધો.



## પ્રકરણુ ૮ મું.

### વાહ ! ઠીક બચ્ચા ! !

**વાહરે દસ્તે જુનું કયા બાત તેરે ઝોરકી**
**કયડે આહન તોડ ફેંકી કુચ્ચે ધાગેકી તરાહ**

હવે ઝયાદની હકીકત સાંભળો તે અરકાદયુસને આખી આરબી છાવણીમાં શોધી વળ્યો, કોઇ તંબુ કોઇ રાવટી બાકી મુકી નહીં પરંતુ કાંઇ પત્તો લાગ્યો નહીં આખરે તે નિરાશ થઇ અરમાનુસાને કહેવા બીલબીસની તરફ ચાલ્યો.

અરમાનુસા પોતાના મહેલમાં ઘણીજ બેચેની સાથે ઝયાદની વાટ જોઇ રહી હતી. ઝયાદને ગયાને ઘણો વખત લાગેલો હોવાથી તે ગભરાતી હતી અને બરબારાને કહેતી હતી—

બરબારા ! ખરેખર હું દુર્ભાગીણી છું. આ નીચ આરબોએ ખચિત અરકાદયુસને કતલ કરી નાંખ્યો હશે. હાય ! નસીબ બે ડગલાં આગળનું આગળ ! હવે મ્હારો પ્રીતમ પ્યારો કયાં મળશે ? (રડે છે)

એટલામાં મેહલના નોકર ચાકરોમાં એક પ્રકારની ગરબડ થઇ અને એક નોકરે આવીને કહ્યું કે કોઇ રૂમી માણુસ દરવાજે આવીને ઉભો છે, અને હાંકો મારે છે.

બરબારા બહાર દોડી ગઇ, અને જુવે છે તો અરકાદયુસ પંડે હતો, પણ વિચિત્ર ડોળમાં તેના ચ્હેરા ઉપર ગભરાટના ચીન્હ પ્રગટેલા હતા. તેના ઉભય દંડ લોહી લવાન થએલાં હતા. તેના લુગડામાંથી લોહીના ટીપાં ટપકતાં હતા. તેણે બરબારાને જોતાંજ ગાંટો પાડી કહયું અરમાનુસા કયાં છે ? છે તો સારી પેઠને !

બરબારા—હા, સારીપેઠે છે આપ અંદર પધારો.

અરકાદયુસ ઝડપથી પગ ઉપાડી અંદર દાખલ થયો હજુ તેને અરમાનુસાના જીવતા હોવાની અથવા સહી સલામત હોવાની ખાત્રિ ન હતી.

તેણે અરમાનુસાને જોતાંજ ખુશીના ઉદ્દગારો કાઢયાં. ખુદાનો ઉપકાર માન્યો અને બોલ્યો. હું આપના માટે ઘણી ચિંતામાં હતો આપની સલામતી સંબંધે અનેક વ્હેમો અને તરંગો આવતા પણ ખુદાની કૃપાથી આપને સલામત જોઇ ઘણી ખુશી થઇ—

અરમાનુસા, અરકાદયુસને અચાનક જોઇ એકદમ ઉભી થઇ હર્ષાવેશમાં પરંતુ અધીરાઇ પુર્વક બોલી—મ્હારા હૈયાના હાર ! હું પણ આપનીજ ફિકરમાં હતી. આપ ઉપર શું શું વીતી એ કહેવા કૃપા કરો જેથી દાસીને શાંતી થાય, આપ અહીં સુધી કેવી રીતે આવી શકયા? ઝયાદ આપને મળ્યો.

અરકાદયુસ—ઝયાદ કોણ ! મને મળ્યો નથી એમ બોલતો બોલતો પાસે પડેલી કુરસી ઉપર બેસી ગયો.

અરમાનુસા—પણ આપ અરબોની કેદમાંથી કેવી રીતે છુટયા !

અરકાદયુસ—જે દોરડાઓમાં તેઓએ મને મુશ્કેટાટ બાંધ્યો હતો તે દોરડાંઓને તોડીને; પ્રાણ પ્યારી ! ત્હારી સ્થીતિ અને શત્રુઓના પંજામાં તું ફસાઇ જાય એવો સંભવ હોવાના ભયે મ્હારા શરીરમાં એટલી બધી શક્તિ મુકી કે મેં મજબુતમાં મજબુત વાળના દોરડાંઓને ટુકડે ટુકડા કરી નાંખ્યા હું કેદના તંબુમાં બંધાએલો બેઠો હતો ઝયાદ મ્હારી પાસેથી ઉઠીને, તને ત્હારી સાંકળી આપવા આવવા તંબુની બહાર નીકળ્યો ત્યારે મેં યુદ્ધ શરૂ થવાના ઢોલના અવાજ સાંભળ્યા. લશકરની તૈયારીનું બ્યુગલ ફુંકાયું અને હું ગભરાયો. મ્હારા મનમાં એવો ભય થયો કે આ આરબો જો હુમલો કરી દેશે તો કોણ જાણે શુંએ પરિણામ આવશે. ટુકામાં મેં લડાઇના મેદાન તરફ મ્હારી નજર ફેરવી જોયું તો આરબો શહેરની દીવાલો ઉપર ચઢી ગએલો નજરે પડયાં. અને ત્યારે તો મને ખાત્રિ થઇ કે તેઓ આપના નાજુક અને પુષ્પ સમ શરીરને ઇજા પહોંચાડયા વિના નહી રહે અને એવો ખ્યાલ આવતાંજ મ્હારા તન મનમાં લજ્જા (ગૈરત)ની અગ્નિ-સળગી ઉઠી. મ્હારા હોશ ઉડી ગયા. અને મેં કોઇ પ્રકારે પણ આપને બચાવવા અહીં આવવાનો અથવા પોતાનો જીવ આપવાનો નિશ્ચય કીધો અને તેથી મ્હારા બંધ છુટી જાય અથવા તુટી જાય એવી યુક્તિ કાઢવા તરફ મ્હારૂં ધ્યાન ખેંચાયું પણ એ અશકયવીત હતું. કેમકે દોરડાંઓ મજબુત અને વાળના વાળેલા હતા. હું નિરાશ બની ગયો મ્હારૂં માથું ફરવા લાગ્યું છેવટે

મ્હારૂં કાંઈ ન ચાલ્યું ત્યારે તંબુની ચોભની સાથે મ્હારી પીઠ લગાડી દોરડાંને ઘસવું શરૂ કર્યું. ચોભની અંદર કોઈ અણીવાળી ચીજ ઉપર ઉભરેલી મને માલુમ પડી મેં એજ અણીવાળી વસ્તુ ઉપર દોરડું ઘસવું જારી રાખ્યું અને મ્હારામાં જેટલી તાકત હતી તે સઘળી તાકત વાપરી મ્હારા બન્ને હાથને ખેંચતો રહયો અને તેથી તે દોરડું મ્હારા ઉભય હાથના માસમાં ઘુસી ગયું લોહી ટપકવું શરૂ થયું. પણ સારા નસીબે મ્હારી મહેનત સફળ થઈ દોરડું ઘસોઈ ઘસાઈને કપાઈ ગયું પછી મેં મ્હારા હાથે મ્હારા પગની બેડીઓ ઉતારી નાખી અને ઘણી ઝડપથી ગાંડા માણસની પેઠે દોડતો દોડતો અહિં સુધી આપની શેવામાં આવી પહોંચ્યો મને આપની સલામતીની ઘણી ફીકર હતી પણ ખુદાના શુકર કે આપને સહી સલામત જોયા હવે મને કશી ફીકર નથી

અરમાનુસ—( અરકાદયુસની બહાદુરીથી આશ્ચર્ય પામી તથા હર્ષાશ્રુ વહેવરાવી ) મ્હારા પ્યારા ! ખુદા આપને દરેક આફતથી રક્ષણમાં રાખે હું સારીપેઠે છું હું આપના દર્શનની તરશીને તરશી રહેવા ન પામું એટલા માટે ખુદાએ એવો સંજોગ બનાવ્યો.

અરકાદયુસ—મ્હેલ ઉપર આ વાવટો શેનો ઉડે છે ?

અરમાનુસા—એ આરબોનો વાવટો છે. તેઓએ અમારા મેહેલને લુટફાટથી બચાવવા મોકલ્યો છે અને તેથી તેઓ કોઈ પ્રકારે અમને સતાવવા ચાહતા નથી એમ સિદ્ધ થાયછે એટલુંજ નહીં પણ તેઓએ અમારા રક્ષણાર્થે પુરતી ગોઠવણ કરાવેલી છે.

અરકાદયુસ આરામ વિશ્રામ લેવા પાસે પડેલી આરામ કુરસી ઉપર આડો પડયો બરબારા તેના ઝખમને ધોઈ મલમપટી કરવાનો સામાન લઈ આવી. પરંતુ જોવાથી માલમ પડયું કે તે કાંઈ એવો સખત ઝખમ ન હતો. માત્ર ખેંચમ ખેંચાઃ અને તાણુમ તાણીથી ચામડી ઉતરી ગઈ હતી. અર્થાત ઝખમને ધોઈને તેના ઉપર મલમપટી મારવામાં આવી પછી તેણે પોતાના લુગડાં બદલી બારીની પાસે બેસી શેહેરમાં જોવું શરૂ કર્યું તેણે આરબોનો લોકોના ઘરમાં ઘુસી લુટમાર કરતાં દીઠા તેને રૂમી જોશ ચહડયો અને ક્રોધમાં આવી બોલ્યો, આહ, આ નીચ આરબો કેવો જુલમ ગુજારે છે ! તેઓ અમારા દેશને કેવો પાયમાલ કરી રહ્યા છે અફસોસ મને શરમ અને ધિક્કાર છે કે હું બેઠો બેઠો જોઉં છું અને કાંઈ કરી શકતો

નથી......આરબો ! તેઓની શું બીસાત છે ! હાય મ્હારૂં કાંઈ ચાલતુ નથી નહિતો શું તેઓ આવી રીતે હાર પમાડી શકત ! પણ કાંઈ ફીકર નહીં હમણા તો તેમની મરજીમાં આવે તેમ કરવા દયો જ્યારે બાબુલના કીલ્લામાં પહોંચીશ ત્યારે તેમને ઠેઠ પહોંચાડીશ હમણાં શુ છે ! જો તેઓ શીયાલીયાઓની પેઠે નાસતા નજરે ન પડે તો કહેવું હતું.

અરમાનુસા તેને ક્રોધ પુર્વક ઉપર મુજબ કહેતાં સાંભળતી હતી પણ કશું બોલી નહી. તેમજ તેણીએ, આરબો અને તેણી વચ્ચે જે કાંઇ વાત ચીત ચાલી હતી તે પણ કહી નહી કેમકે તેમ કરવાથી તેના બાપને કેટલું બધું ખમવું પડશે અને રૂમી લોકો તેને કેટલો બધો સંતાપશે એ સારી પેઠે સમજતી હતી.......પણ અરકાદયુસનું ધ્યાન તે તરફથી બીજી તરફ ખેંચવા તેણીએ કહયું પ્યારા ! ખુદા તમને કાળની કુતીથી રક્ષણમાં રાખે જો રૂમી ફોજમાં તમારા જેવા માત્ર પાંચ જણ પણ હોત તો આ નીચ અને નિર્દય આરબોને દેશમાં ધુસવા ન દેત હશે જે થવાનું હતું તે થઇ ગયું હવે એ વિશેનો વિચાર નિર્થક છે તમે કાંઇ વિશ્રામ કરો થાકેલા છો ખુદા ચાહશે તો પરિણામ સારૂંજ આવશે.

અરકાદયુસ—રૂમી લોકો બકરાંઓની જેમ કપાતા મ્હારાથી જોઇ શકાતા નથી હું એવી શરમને વીસરી શકનો નથી હું આ નીચ આરબો પર હાલ તલવાર ખેંચી તુટી પડીશ અને તેઓનું લોહી પીઇને મ્હારૂં કલેજું ઠંડુ કરીશ ( ઉભો થાય છે અને તલવાર હાથમાં પકડી બહાર નીકલવા જાય છે ) અરમાનુંસા પગે પડી હાથ જોડી કરગરી પ્યારા ! મ્હારી વિનંતી સાંભળો ! આપ પોતાના જીવને જોખમમાં ન નાખો આપને વેરજ વાળવું હશે તો શી ઉતાવળ છે તેઓ એક બે દહાડામાં બાબુલના કીલ્લા ઉપર પણ ચઢી આવશે ત્યાં જોઇ લેજો એ સિવાય આવી સળગતી હોળીમાં હોમાવા મોકલવા મ્હારૂ મન ચાહતુ નથી. પ્યારા ! કૃપા કરી લડાઇ બડાઇનું નામ ન લ્યો એ શબ્દ સાંભળતાં મ્હારૂ હૃદય ધડકે છે, શરીર કંપે છે લોહી સુકાઇ જાય છે, હવે તો આપ નચિંત થઇ ખુલ્લા મનથી મ્હારી સાથેજ રહો અને મારી સોડની શોભા બનો મ્હારાથી આપનો વિયોગ સહન નહિ થઇ શકે.

અરકાદયુસ—(મોહટી ગફલતમાંથી ચમકયો હોય તેમ) પ્યારી ! તને મરકસની કાંઇ ખબર છે !

**અરમાનુસા**—ના, મેં તો તેને ઘણા દહાડાથી જોયો નથી, હા આપ એ તો કહો આપ કેદ કેવી રીતે થયા હતા?

**અરકાદયુસ**—હું તમારી પાસેથી ઉઠીને, જ્યાં મરકસને ઉભો રાખી આવ્યો હતો ત્યાં ગયો, તો તે ત્યાં હાજર ન હતો. તેથી ચારે તરફ શોધવા મંડયો. એટલામાં આરબી લશ્કર આવી પહોંચ્યું અને તેમણે મને પકડી લીધો, પણ સત્ય કહું છું કે જો હું તે વખતે મ્હારા ઘોડા ઉપર અસ્વાર હોત તો તેઓ મને કદી પકડી શકત નહીં. પણ શું કરૂં ઘોડો નહીં હોવાથી પુરી લાચારી હતી (મરકસ અને પોતાના ઘોડાને યાદ કરીને) અફસોસ મરકસ કયાં ચાલ્યો ગયો તેના કશા ખબર મળ્યાં નહીં. અને મ્હારા ઘોડાનું શું થયુ હશે? મ્હારા પીતાશ્રીના સીપાહીઓ મરકસને પકડી લઇ ગયા તો નહી હોય? જો એમ બન્યું હશે તો તેના ઉપર મોતનું તોહોમત મુકી તેને ગરદન મારશે. હાય, હવે શું કરવું?

છેવટનું વાકય સાંભળી અરમાનુસાને પણ મરકસની ફીકર થઇ. તેણીએ કહયું કે બાપડા મરકસ ઉપર એવું તોહમત ખુદા ન લાવે મને તો આશા છે કે તે જ્યાં હશે ત્યાં સહીસલામત હશે. હમણા આપ નિરાંત જીવે બેસો, કશી ફીકર નહી એના સંબંધમાં પછી જોઇ લેવાશે આપ એવી વાતો મુકી આપ મ્હારી પાસે રહેશો કે નહીં એ કહો.

**અરકાદયુસ**—(નિશ્વાસ નાંખી) પ્યારી! હું ત્હારી પાસેથી એક પળવાર પણ વિખુટો પડવાનું પસંદ કરતો નથી પરંતુ બદનામીની શરમ, અને બહાદુરી આવી લડાઇ જેવા કઠણ કટીના વખતે મ્હારી ફોજનું ઉપરી પણું છોડી અહીં રહેવાની રજા આપતી નથી. તે ઉપરાંત હું મ્હારા પિતાશ્રી આગળ મ્હારી ગેર હાજરીના સંબંધમાં શું બહાનું કાઢીશ એનો પણ મેં વિચાર કર્યો નથી. હું ગમે તેવા અને ગમે તેટલા બહાના કાઢીશ પણ ખચિત તેઓ માનશે નહી અરમાનુસાએ આ સાંભળી કહયું વારૂ કાલે જોઇ લેવાશે. હમણાં એને મુકો પછી તેઓ બન્ને પ્રેમગોષ્ટીમાં ગુંથાયા વિયોગ દુઃખની કથા શરૂ થઇ પરસ્પર એક બીજાનો વાંક કઢવા લાગ્યા. મેહલના દ્વાર બંધ હતા સઘળાં રહેનારાં બ્હીકના લીધે ચુપ ચાપ દુમ દબાવી પડયા હતા ચારે તરફ સુનસાન ભાસી રહયું હતું. આ બન્ને આશક આશુકની ગોષ્ટિમાં અડચણ કરે એવું ત્યા કોઇ ન હતું. બેશક

લ્હેરીયોના રડવા કુટવાના તથા હાય વોયના પોકારો તેમને બેચેન બનાવી તેમના ધ્યાનને ખેંચી રહયા હતા. અને તેમાં અરકાદ્યુસનો ક્રોધને લીધે દાંત કચડી કચડીને ચુપ થઇ જતો હતો.

સમી સાંજના વખતે ઝયાદ પાછો આવ્યો તે અરકાદ્યુસને સહી સલામત જોઇને તથા તેની બહાદુરીની કહાણી સાંભળીને ઘણો ખુશ થયો તથા આશ્ચર્ય પણ પામ્યો, તેણે આવીને કહયું કે પ્રસલામી સેનાધિપતીએ આપ સર્વે કુશળતાથી છો કે કેમ, એ પુછવા આપની પાસે મોકલ્યો છે આપને કોઇ વાતની અડચણ તો નથીને ! તેઓએ પોતાના માણસોને આ મહેલની પાસે આવવાની સખત બંધી કીધી છે, તમને કોઇએ સતાવ્યા તો નથી ને !

સર્વ જણાઓએ જવાબ આપ્યો કે નહીં. અમે સર્વ દરેક પ્રકારે સુખી અને ખુશી છીએ.

અરકાદ્યસને, આરબોના આવા વિવેકથી ઘણો આશ્ચર્ય થયો. વિચાર્યું કે માત્ર અરમાનુસાનાજ મહેલને નહીં લુટવામાં અને તેમાં રહેનારા સર્વ જણાઓને અમાન આપવામાં કાંઇ કારણ હોવું જોઇયે વિના કારણ તો આરબો એટલી બધી શરમ રાખે નહીં. તેના મનમાં અનેક શંકાઓ ઉત્પન્ન થઇ પણ વાહરે પ્રેમ ચમત્કાર ! પોતાની પ્રેમદાના બચી જવાના હર્ષે તરતજ તેના એવા શંકાશિલ વિચારને મનના પ્રદેશમાંથી હાંકી કાઢયો.

તે લોકોએ એ રાત આરામ સાથે પસાર કીધી બીજે દહાડે સહવારે કેટલાંક આરબો એક માણુસને બાંધીને લાવ્યા જયારે તેઓ તેને લઇને મહેલમાં દાખલ થયાં ત્યારે તે બંધાએલો માણુસ મરકસ હતો એમ માલુમ પડયું. તે અરબોએ અરમાનુસાને પુંછયું અમે આ માણસને શહેરની દીવાલો પાસથી પકડયો છે, તે આપના નોકરોમાંથી છે, એમ તેનું કહેવું છે શું એ વાત ખરી છે !

અરમાનુસાએ કહયું હા, તે અમારા નોકરોમાંથી છે.

તરતજ આરબોએ તેને છોડી દીધો, અને અરમાનુસા પાસે તેને પકડવા માટેની માફી માંગી પછી તેઓ વિદાય થયા અરમાનુસા અને બીજા માણુસોએ મરકસને સર્વ હકીકત પુછી. તેણે અથઇતિ સર્વ વર્ણન કહી સંભળાવી મરકસ અરકાદ્યુસને ત્યાં સહી સલામત જોઇને એટલો ખુશ

થયો કે કુલ્યો ન સમાયો. તેણે પોતાની કહાણી કહી સંભળાવી. અરકાદયુસને કહ્યું હજુર સાહેબ ત્યાં તો મકુક્સિ અને તેમના પુત્ર અરસ્તુલીસ એ બન્ને ઉપર આપના કતલનું તોહમત મુકવામાં આવ્યું છે જો આપ જેમ બને તેમ ઉતાવળાં કીલ્લામાં નહીં પહોંચો તો નાહક તે બન્નેના જીવ જશે કેમકે આજ તેઓ કેદ થશે અને એક બે દહાડામાં મોતની શિક્ષા પામશે.

અરમાનુસા—( એ સાંભળી એકદમ ગભરાઇ રડતાં રડતાં ) શું મ્હારા પીતાશ્રી ! શું મ્હારા બાંધવ ! ઉપર એવું તોહમત મુકવામાં આવ્યું છે. પ્યારા ! મ્હારા પિતાશ્રી અને ભાઇ શું એવા ભયમાં છે ! હાય ! હાય ! આતો ગજબ થાયને !........વ્હાલા ! અરકાદયુસ પ્રાણ પ્યારા અરકાદયુસ તમેજ તેમને બચાવી શકો છો !!

અરકાદયુસ—પ્યારી ! બીહો નહીં તેઓ તો તમારા પિતાજી અને ભાઈ છે ! પણ જો તમારા વાળનેએ દુઃખ પહોંચે તો હું લોહીની નદીઓ વહેવરાવી દઉં જો મને તમારો ભય ન હોત તો હું તરતજ સીધો ત્યાં જાત પણ હવે તો અહીંયાનું પરિણામ જોઇનેજ જવું ઉચિત ધારૂં છું.

અરમાનુસા—તમે પાછા બાબુસના કીલ્લે જાઓ અને યુદ્ધાર્થે રણ-સંગ્રામમાં ઉતરો એમ હું કહેતી નથી, તેમજ મ્હારા પિતા તથા ભાઇના જીવ જાય એ પણ ચાહતી નથી. (મનમાં) હાય ! અરકાદયુસ નજરોથી દુર થાય નહી અને પિતાજી તથા ભાઇના જીવ જાય નહી એવી શું યુક્તિ યોજું ! એ સર્વે આદતો આ મુવા રૂમી લોકોનાજ કારણથી આવી પડી છે, નહીતો એમાંનું કાંઇ નહોતું. માત્ર અરકાદયુસ વિના તેઓ સર્વ નીચ પાપીયો અને સખત જુલ્મી છે.

અરકાદયુસ—(મરકસને) કીલ્લામાં હાલ શી હીલચાલ ચાલે છે ! તેઓ મ્હારા સંબંધે શું ચર્ચાઓ કરે છે ! તું ત્યાંથી કયારે નીકળ્યો હતો !

મરકસ—મેં આપના પિતાશ્રીને સખત ગુસ્સા અને દીલગીરીમાં ડેલતાં જોયાં હતાં તેઓએ આપની શોધાર્થે ચારે તરફ માણસ દોડાવ્યા હતા. જ્યારે આપનો કાંઇ પત્તો લાગ્યો નહીં ત્યારે તેમનો સર્વ ગુસ્સો મકુક્સિ

સાહેબ અને તેમના પુત્ર ઉપર ઉતરેલી. હવે તેઓ એ બન્નેના લોહીના તરસ્યા બન્યા છે. જો આપના જીવતા હોવાના સમાચાર તેમને વખતસર ન મળ્યા તો તેઓ બન્નેને કતલ કરી નાખશે. હું સત્ય કહું છું કે, શાહજાદી અરમાનુસા પાસે આપની જે મોહર છે તે મોહર એક પત્રપર પાડી આપના નામથી આપ જીવતા છો અને થોડા વખતમાં કીલ્લે હાજર થનારા છો તેવા મતલબનો એક જુઠો પત્ર તઈયાર કરી તેમની પાસે લઇ જવાના વિચારથી હું અત્રે પાછો આવ્યો હતો—

મરકસ હજુ બોલતો હતો તેને અટકાવી અરકાદયુસ વચમાં બોલી ઉઠયો કે વાહ ! વાહ ! ઠીક યાદ દેવરાવ્યું. મરકસ તું ઘણો શાણો અને સમજુ છે ! વાહ ! શું સારૂં યાદ આપ્યું છે ! લાવ લાવ બાબીરૂસનો એક પત્ર લાવ, હું એજ મતલબનો પત્ર લખી આપું છું. બાબીરૂસનો પત્ર શોધવામાં આવ્યો, પણ તે વખતે મળ્યો નહીં તેથી પલંગ ઉપરની કેમાતી* ફાડીને તેમનો એક ટુકડો હાજર કરવામાં આવ્યો જે ઉપર અરકાદયુસે પોતાના પિતાશ્રીને નીચે પ્રમાણે પત્ર લખ્યો:—

"પુજ્ય પિતાશ્રી"—

આપની આજ્ઞા વિના હું કીલ્લાની બહાર નીકળું અને તેથી આપને ક્રોધ આવે તો તેમાં કાંઇ નવાઇ જેવું નથી, તેમજ તેમાં આપનો દોષ ગણી શકાય નહી, પરંતુ આપે મ્હારા વિશે ચિંતા કરવી નહીં. હું ઘણીજ જલ્દી આપની સેવામાં હાજર થઇ સર્વ હકીકતથી વાકેફ કરીશ. આપને મહારા જીવતા હોવાની ખાત્રી થઇ જાય એટલા માટે આ થોડી લીટીઓ લખું છું, હું હાલ બીલબીસમાં સહીસલામત છું. થોડા વખત ઉપર આરબોની કેદમાંથી મુકત થવા પામ્યો છું. કેમકે તેઓએ મને પકડી કેદ કર્યો હતો. હું આરબોની હકીકતથી ઘણો વાકેફ થયો છું. સેવામાં હાજર થઇ જ્યારે વર્ણન કરીશ ત્યારે તે આપને કીંમતી લાગશે અને આપને આશ્ચર્ય પણ પમાડશે. જો હાલ મ્હારા હાથમાં નહીં જેવા

---

* આ એક પ્રકારનું લુગડું હતું. જે બીસરમાં વણવામાં આવતું હતું અને તેના ઉપર લખવામાં પણ આવતું હતું. આજ જાતના લુગડા ઉપર "મોઅલ્લકાતે સબઆ"ના સાતે કસીદા લખીને ખાનએ કઅબામાં લટ-લટકાવવામાં આવ્યા હતા.

અખત્ય ન હોત તો આ પત્ર લખવાને બદલે હું પંડે સેવામાં હાજર થયો હોત, પણ હમણા અશક્ત છું એટલે લાચાર, પણ એ ખુદાની મરજી છે તો ઘણા થોડા વખતમાં હાજર થઈશ.

આપનો આજ્ઞાંકિત ફિરજુંજીવી
અરકાદયુસ.

મરકસે તે પત્ર લઇ અદબપુર્વક જમીનને ચુમી હાથ જોડી અરમાનુસાને કહયું કે હજુર ! મને આશા છે કે આપ, નાચીજ લોંડી મારિયાનું ધ્યાન રાખશો.

અરમાનુસા—હા, હા, મારિયા કયાં છે ? અને તેના શું સમાચાર છે ?

મરકસ—હું જ્યારે તેના ગામની પાસે થઈને આવતો હતો ત્યારે થોડી વાર તેને મળવા જવાનો વિચાર મ્હારા મનમાં આવ્યો અને તેથી મેં તે તરફનો રસ્તો લીધો. હજુ મેં તે ગામમાં પગ મુકયો ન હતો એટલામા તો આરબોએ આવી મને પકડી લીધો અને અહીં લઇ આવ્યા મને ભય છે કે તેઓએ મારિયાને પણ સંતાપી હોય ! કૃપા કરી મારિયાને સતાવવામાં ન આવે એવી કોઇ યુકતી કાઢી તેણીને બચાવવાની કાંઈ ફિકર કરો.

અરકાદયુસ—( મરકસને ધીરજ દઇ કહ્યું ) તેં અમારા ઉપર ઘણાં ઘણાં ઉપકાર કર્યાં છે, જેથી અમારાથી બનતાં પ્રયત્ને તને અને મારિયાને બચાવતા રહેવું એ અમારી પવિત્ર ફરજ છે, માટે તારે ગભરાવું નહીં. એનો પણ બંદોબસ્ત થઇ જશે.

મરકસ—સત્ય છે સાહેબ ! પરંતુ આ લડાઈ પછી તેણી ઉપર શું શું દુઃખ કે સુખ ગુજર્યું છે તે હું જ્યાં સુધી જાણીશ નહી ત્યાં સુધી હું બીજી કોઇ જગ્યાએ જઇ શકીશ નહીં.

અરમાનુસા જાણે બરબારાનો મત માંગતી હોય એવી રીતે તેની સામે જોયું બરબારાએ તેના જવાબમાં કહ્યું કે "મ્હારો મતતો એવો છે કે, મુસલામી સેનાધિપતિને આપણે કહેવરાવી દેવું જોઇએ કે મારિયાનું ઘર તે અમારામાંનું એક છે. માટે તેમના સર્વ માણસોને સંભાળથી અહીંયા પહોંચાડવી દેવરાવશે તેઓ પણ અમારી સાથે રહેશે.

**અરમાનુસા**—ત્હારો મત વાજબી છે. એમજ કરવું જોઇયે; પરંતુ સેનાધીપતીને કહેવા કોને મોકલશું ?

બરબારા—ઝયાદને મોકલશું. કેમકે તે હજુ સુધી અહીંયાજ છે.

એટલું બોલી બરબારા બ્હાર ચાલી ગઇ અને ઝયાદને લઇને પાછી આવી ઝયાદે મરકસને જોઇને સલામ કરી, તબીયત પુછી, હાથ મેળવ્યો અને પુછયું કે કહો શું સમાચાર છે ? બરબારાએ તક જોઇ સર્વ હકીકત કહી સંભળાવી જે ઉપરની ઝયાદે મરકસને કહયું—

તમે ગભરાઓ નહી, મારિયા અને મારીયાને લગતા સર્વ માણુસો મ્હારા ઝીમ્મામાં છે. હું તેમના સંબંધમાં કોશીશ કરવા હમણાં જાઉં છું. એટલું બોલી તે ચાલતો થયો.

અહીં સર્વ માણુસો ઝયાદના પાછા વળવાની વાટ જોઇ રહયા હતા. થોડીજવાર પછી મેહલના દરવાજા પાસેથી ઘણાં લોકોના અવાજો આવતાં સંભળાયા નોકર ચાકરોએ ઇસ્લામી સેનાધિપતીના મુલાકાતે આવવાના સમાચાર કહયાં, અરમાનુસાએ અરકાદયુસને કહયું કે આપ કયાંય સંતાઇ જાઓ તો વધારે સારૂં.

બરબારા, સેનાધિપતીના શુભાગમન માટે બ્હાર ગઇ. આવા મોહટા માણુસને લેવા જવાને તેણી માટે આ પહેલોજ પ્રસંગ હતો, તેણીએ ઇસ્લામી સેનાધિપતીને, મોહટાં મોહટાં નામી ઇસ્લામી સરદારોના ટોળા વચ્ચે ઉભેલાં જોયા. સર્વેની આગળ વરદાન નામનો તરજુમો કરનાર હતો. બરબારાએ તેમને અદબ પુર્વક સલામ કીધી અને વીવેકના શબ્દો વડે તે સર્વેને મુલાકાતના હોલમાં લઇ ગઇ અને ત્યાં સર્વેને માનપુર્વક બેસાડયાં તરજુમો કરનાર વરદાને કહયું કે સેનાધિપતી સાહેબે એટલા માટે તસ્દી લીધી છે કે તેઓ પોતે શાહઝાદી અરમાનુસાને રૂબરૂ મળે અને દીલાસો આપી કહી દે કે તેમને અને તેમના લગતા સર્વ જણુને કશા પ્રકારનું દુઃખ દેવામાં નહીં આવે તેમણે નચિંત રહેવું અને લગારે ગભરાવું નહી.

**બરબારા**—ઇસ્લામીઓએ અમારા ઉપર જે જે ભલાઇઓ કરી છે તેનો ઉપકાર માનવા અમો તદ્દન અશકત છીયે. તેઓએ અમારી દરેક રીતે હીમાયત કીધી છે.

એટલું કહી તેણે શાહઝાદી અરમાનુસાને બોલાવી શાહઝાદી અરમાનુસા કીમતી લુગડામાં શોભતી, હીરા, મોતીના ઘરેણાંઓથી ઝગમગતી, શરમ અને લાજને લીધે પરસેવે પરસેવો થતી મુલાકાતના ઓરડામાં દાખલ થઇ તેને દબદબા પુર્વક આવતી જોઇ સર્વ ઇસ્લામીઓ માન આપવા ઉભા થયા. તેણીએ ત્યાં પડેલી એક સોનાની ખુરસી ઉપર બેઠક લીધી અને સેનાધિપતીને ક્ષેમ કુશળતા પુછી નીચે મુજબ ગોષ્ટિ શરૂ કીધી—

"આપે મ્હારા ઉપર જે જે આભાર કીધાં છે તેનો ઉપકાર માની શકવા જેટલી શક્તિ મ્હારામાંન થી."

**સેનાધિપતી**—(નીચી નજરે) મુખમાંથી જે વચન ઉચારવું, ને કોલ આપવો તે મરતાં સુધી પાળવો એ અમારો ધર્મજ છે. અને ખરી બહાદુરી કે શુરવીરતા આનુંજ નામ છે. તમારા પિતાશ્રીને તમને રક્ષણમાં રાખવાનું મેં વચન આપ્યું હતું. અને તે મુજબ હું વર્તી શકયો એવી ખાત્રિ થવાથી હું અલ્લાહનો ઉપકાર માનું છું તમને યુકન્નાના હાથથી ઘણું કાંઇ વેઠવું પડયું તે માટે મને ઘણી દીલગીરી થાય છે, અફસોસ તે સટકી ગયો જો અહીંયા મળ્યો હોત તો તેને તેના પાપની મઝા ચખાડત તમે અમારી ઝિમ્મેદારીમાં છો, અમે તમારી સાથે કોઇ પ્રકારનો દગો રમવાના નથી, કેમકે દગો અમારા ધર્મમાં નથી. અમો ન્હાનપણુંથીજ દગાને ધિક્કારતા આવીયે છીએ એવું કરવું નીચ પાપી અને બાયલાનું નિર્બળ અને શુરવિરોને શરમાવનારૂં પ્રબળ હથિયાર છે. જો તમે અહીં રેહવા માંગતા હોતો ખુશીથી અહીંજ રહો અને તમારા પિતાશ્રીની પાસે જવા માંગતા હોતો તમારા રક્ષણાર્થે સીપાહોનો એક રસાલો તમારી સાથે મોકલવાનો બંદોબસ્ત કરવામાં આવે. બોલો આ બન્નેમાંથી કઇ બાબત પસંદ કરો છો?

**અરમાનુસા**—જો આપની આજ્ઞા હોય તો પિતાશ્રીની શેવામાં જવું હું વધારે પસંદ કરૂં છું' આ વાતચીત વરદાન મારફત ચાલતી હતી. અરમાનુસાની મરજી પિતાશ્રીની પાસે જવાની જાણી સેનાધિપતીએ વરદાનને કહયું વરદાન! શાહઝાદીની સાથે જવા માટે ચુનંદા સીપાહીયોનો એક રસાલો તૈયાર કરવો, અને શાહઝાદીની તૈનાતમાં સોંપી શાહઝાદી સાહેબ જ્યાં જવા માંગતા હોય ત્યાં, જવાનો હુકમ આપી આવ અને તું પણ એ રસાલાના સરદાર તરીકે શાહઝાદીની તૈનાતમાં હાજર રહે જો શું કહું છું એમાં કશો ફેર પડવા ન પામે!

ઘરદાને જવાબ આપ્યો ઘણું સારૂં આપ બેફિકર રહો.

બરબારાએ, પોતાને ત્યાંની આદર સત્કારની રીત મુજબ, આવેલા પરોણાઓને પીવરાવવા શરાબ તઇયાર કરાવવા પુછ્યું વરદાને તેને તરફી નહીં લેવાનું કહી કહ્યું કે "તમો શરાબ કે બીજા કશાનો બંદોબસ્ત ન કરો કેમકે અમારા ધર્મમાં શરાબ હરામ છે. એવી તસ્દી લેવાની જરૂરત નથી. હવે તમારે મુસાફરીની તઇયારી કરવી જોઇએ, કેમકે કાલે સવારે હું મ્હારા રસાલાને શાહઝાદીની તૈનાતમાં રવાના કરી દઇશ.

બરબારાએ અને શાહઝાદીએ ઇસ્લામીયોનો ઘણો ઉપકાર માન્યો અરસ પરસ વિવેકની વાતો થઇ. પછી ઇસ્લામીઓ રજા લઇ ત્યાંથી વિદાય થયા

અરમાનુસા હંસતી અને ખુશ થતી અરકાદયુસની પાસે ગઇ અને થયેલી સર્વ વાતચીત કહી સંભળાવી જેના જવાબમાં અરકાદયુસે કહ્યું "હું પણ કીલ્લા સુધી સાથે હઇશ. આપ સીધાં મનફજ જજો રસ્તામાં આડા અવળા ન ચઢી જજો."

બપોર ઢળવા વખતે ઝયાદ પણ આવી પહોંચ્યો, તે મારિયા અને તેના માતપિતાને સાથે લેતો આવ્યો હતો. મરકસ પોતાની પ્રેમદાને જોઈ હર્ષઘેલો બની ગયો, તેણે મારિયાને સલામ કીધી અને તેના માતપિતાના હાથ ચુમ્યા, પછી અરમાનુસાને તેની પુરેપુરી ખબર રાખવાની ભલામણ કરી વિનંતી કીધી કે "આપ આને પણ મનફ લઇ જાઓ તો મોહટી કૃપા. તેણી આપની સેવામાં ત્યાં ઘણા આરામથી રહેશે.

અરમાનુસાએ તેની વાત મંજુર રાખી અને તેને સાથે લઇ જવાનું વચન આપ્યું."

મરકસ અરકાદયુસનો પત્ર લઇ બાબુલના કીલ્લા તરફ ચાલતો થયો કેમકે મારિયા તરફની તેની ચિંતા હવે નાશ પામી હતી.



# પ્રકરણ ૯ મું.

## મનફ તરફની રવાનગી.

બામપર આકે જમાલ અપના દિખાએ કોઇ
મિસ્લે મુસા મુઝે બેહોસ બનાએ કોઈ

**આ**બુલના **કીલ્લામાં** ઘણીજ બેચેનીથી મરકસની વાટ જોવામાં આવતી હતી. બીજે દહાડે કીલ્લાવાળાઓએ બિલબિસના પરાજિત થવાના સમાચાર સાંભળ્યાં મકુકિસને પોતાની પુત્રિ અરમાનુસાની ઘણી ફીકર થઇ. પરંતુ તેને આરબોનું કીબ્તીયોને રક્ષણમાં રાખવાનું વચન યાદ આવવાથી શાંતી થઇ. તેને આગલે દીવસે મરકસ પણ આવી પહોંચ્યો. તેણે અરકાદયુસનો પત્ર રજુ કર્યો. મકુકિસ તે પત્ર લઇ ઓધારજની પાસે ગયો. ઓઈરિજે તે પત્ર વાંચ્યો. તેનો બહાદુર પુત્ર જીવતો છે અને તેને ખાત્રિ થઇ મન શાંત થયું, ગુસ્સો નરમ પડયો. પણ અરકાદયુસ પુછ્યાગાછ્યા વિના કીલ્લો છોડી અચાનક કેમ ચાલ્યો ગયો હશે એનો તેને આશ્ચર્ય રહયો.

મકુકિસ ઓધારજના પાપમાંથી છુટી પોતાના મુકામે પાછો આવ્યો તેણે મરકસને ખાનગીમાં બોલાવી બિલબીસથી સર્વ હકીકત પુછી મરકસે ઇસ્લામીયોની ભલાઇયો અને કૃપાઓની સર્વ કથા કહી સંભળાવી એક બે દહાડામાં શાહઝાદી સાહેબ એ કીલ્લા આગળ થઈને મનફ તરફ જવાના છે એ પણ તેણે વાતોના પ્રસગમાં કહયું. જે સાંભળી મકુકિસે પોતાના ખાસ રસાલાના માણસોને શાહઝાદીનું શુભાગમન કરવા સામે જવાની આજ્ઞા આપી.

બીજે દહાડે ઓધારજ અરકાદયુસના આવવાની પાણી સમાન વાટજ જોતો હતો એટલામાં તે પણ આવી પહોંચ્યો. વિખુટા પડેલા પિતાએ તેને છાતી સરખો ચાંપી લીધો. અને ક્ષેમ કુશળતા પુછયા બાદ એકદમ કોઇને કાંઇએ કહયા કર્યાં વિના કીલ્લો છોડી જવાનું કારણ પુછ્યું, જેના જવાબમાં અરકાદયુસે કહયું—

પિતાશ્રી ! રૂમી સીપાહીયોના ઉજવળ નામોને કોઈ પણ પ્રકારની નામોશીવાળો બટ્ટો લાગે એવું હું કદી ચાહતો નથી. આપણા જાસુસો કોણ જાણે એક બીજાની વિરૂધ એવી બાતમીઓ લાવતા હતા કે જેથી આરબોની ખરી કુવ્વતનો અંદાજો થઈ શકતો નહતો અને તેથી મ્હારા મનમાં આવ્યું કે ચાલ પોતે જઇને તેમની હીલચાલ અને રંગ ઢંગ જોઇ આવું હુ એમ માનતો હતો કે જો હું આપથી રજા લેવા આવીશ તો આપ મને રસ્તામાં એકલા મુસીબતો વેઠવી પડશે એ ખ્યાલથી રજા આપશો નહીં તેથી મેં આપની રજા લીધી નહીં. અને લોકોને બે ધ્યાન જોઇ કીલ્લાની બહાર નીકળી ગયો. અને પાછા આવીને આપની માફી માંગી લેવાનો નિશ્ચય કર્યો કેમકે મને ખાત્રિ હતી કે જ્યારે હું પાછો જઇ આરબોની કુવ્વતની અને હીલચાલની ખરી બાતમી પહોંચાડીશ ત્યારે આપ મને માફ કર્યા વિના નહી રહો. મ્હારો વિચારતો માત્ર એક બે દહાડામાં પાછા આવતા રહેવાનો હતો.

અર્થાત જ્યારે હું બિલબીસના કીલ્લાની લગભગ પોંહચ્યો ત્યારે મારો કીમતી પોશાક અને કીમતી ઘોડો એ બન્ને મારા વિચારને પુરો થવા નહીં દેશે એવો મને ખ્યાલ આવ્યો ત્યારે શું કરવું એ વિચારમાં પડયો એટલામાં આપણી ફોજમાંનો માણસ શહેરના કીલ્લાની બહાર નજરે પડયો મેં તેને હાંક મારી પાસે બોલાવ્યો. અને તેને ઘોડો તથા પોશાક સોંપ્યો અને તેના રદ્દી લુગડા મેં પહેર્યાં. પછી આરબોના પડાવમાં જે શેહરની બહાર પડેલો હતો, હું દાખલ થયો.

તેમની સર્વ હીલચાલ અને કુવ્વતનો અંદાજો કરી હું બહાર નીકળતોજ હતો કે તરત આરબોએ મને પકડી લીધો અને કેદખાનામાં મોકલી જકડી લીધો અને મ્હારા ઉપર પ્હેરો બેસાડી દીધો તેઓએ બિલબીસના કીલ્લા ઉપર હુમલો કર્યો ત્યાં સુધી હું કેદખાનામાં જકડાએલોજ પડયો રહયો. લડાઇના સમયે તેઓ એવા નિર્ભાન હતા કે મને મ્હારા બંધન કાપ નાંખી સટકી જવાની સારી તક મલી. જુવો ( પોતાની બાજુ દેખાડી ) બંધન તોડતી વખતે પડેલાં જખમ હજુ મોજુદ છે. કેદમાંથી મુક્ત થઇ હું શેહરમાં દાખલ થયો અને જ્યાં સુધી બની શકયું ત્યાં સુધી તેમની સર્વે બાતમી મેળવી. તેમની સંખ્યા ચાર હજાર કરતાં ઓછી પણ વધારે નહીં હોય. પરંતુ જો ખરૂં પુછતાં હો તો હુમલો કરતી વખતે તેઓ એક વિજ્ઞ

સિંહ સમાન છુટે છે અને શેહરના કીલ્લાઓ ઉપર હરણના ઉપર તરાપ મારતા ચીતા સમાન ટુટી પડે છે. અને ઘણીજ બ્હાદુરીથી હુમલો કરેછે પાછી પાની કરવી તે સમજતાજ નથી. પણ કાંઇ ફીકર નહીં. જો ખુદાની મરજી છે તો અહીં બાબુલની લડાઇમાં આપણે તેમની ફીશીયારી કઢી નાખીશું અને આ કીલ્લા આગળથી તેમને દુમ દબાવી નાસતાં કુતરાઓ સમાન નસાડીશું. કેમકે આપ એતો જાણો છો કે બિલબીસ કાંઇ યુદ્ધ સ્થાન (જંગી મુકામ) હતું નહીં.

ઓઇરજ—(ખુશ થઇને) શાબાશ! પુત્ર શાબાશ! ત્હારૂં આ સાહસ મને ઘણું પસંદ આવ્યું તેં ત્હારી કોમ માટે અને ત્હારા દેશ માટે ત્હારા પ્રાણને જોખમમાં નાંખ્યા હતા! પણ કોમ અને દેશની પવિત્ર સેવાની નિષ્ટાએ તને રક્ષણમાં રાખ્યો. શાબાશ છે શાબાશ!

અરકાદયુસ—જે માણસ પોતાની કોમ અને દેશની ખાતર જીવને જોખમમાં નાંખતા અચકાય છે તે માણસ નહીં પણ પશુ કરતાંએ પામર છે, એવાઓએ મિથ્યા જન્મ ધારણ કર્યો છે. તેમનો અવતાર એળે જાય છે, પિતાશ્રી! એતો ખચિત ખરૂં છે કે જ્યાં સુધી સાહસ વ્હોરી લેવામાં આવતું નથી ત્યાં સુધી મન માનતી ફતેહ નસીબ થતી નથી.

ઓઇરજ—સત્ય છે! પુત્ર! સત્ય છે! પોતાની કોમ અને દેશની સેવામાં પ્રાણ વટીકનીએ પરવા નહીં કરનારાઓની સંખ્યા વધો! એવી મ્હારી દુઆ છે. પણ બેટા! મેં ત્હારી તલવાર લોહીવાળી જોઇ હતી.

અરકાદયુસ—કદાચ તે ઘણાં દીવસથી એમને એમ પડી રહી હશે. સાફ નહીં કીધી હોય. ગમે તેમ હો; જે બન્યું હતું તે મેં કહી દીધું. પિતાશ્રી હવે આપણે ઉતાવળથી યુદ્ધની સામગ્રી કરવી જોઇયે. શત્રુઓ આજકાલમાંજ ચઢી આવનારા છે.

એ સાંભળી ઓઇરજે આરબોનો મુકાબલો કરવાથી તઇયારીનો સર. કયુલર કાઢયો અને પોતાના નામી નામી સરદારોને બોલાવી એક કાંઉનસીલ ભરી તેની રૂબરૂ નીચે મુજબ બોલવું શરૂ કર્યું—

રૂમી પ્રજાના શૂરવિરો! મ્હારા માનવંતા અને વફાદાર સરદારો હું તમારી બહાદુરી અને શૂરવિરતાને એકવાર નહીં અનેકવાર અજમાવી ચુકેલો છું.

પેલા ઇરાનીયો તમારી ખુંખ્વાર તલવારના ભોગ થઇ ચુકેલા છે, તમારા કોવતદાર ઉભય દંડ પોતાની શુરવિરતાનો સિક્કો જમાવતા રહ્યા છે અને જમાવે છે. તમે જાણો છો મેં તમો સર્વને આજે શામાટે એકઠા કર્યા છે ? શું મ્હારે તમને નવો હુકમ સંભાળાવવાનો છે ? નહીં, નહીં, તમે મ્હારા હાથ નીચેના તાબેદાર હો એમ હું ગણતો નથી, પરંતુ એથી ઉલટાં હું તમે સર્વેને મ્હારા માનવંતા ભાઈ લેખું છું, નહીં, નહીં, ભાઇ કરતાં પણ વિશેષ માનું છું કેમકે સખતમાં સખત વખતે અને પ્રાણ આપવાના મેદાનમાં તમેજ મ્હારી આજ્ઞાઓને માન આપો છો. પોતાની પ્રજાકિય કીર્તિમાં વૃદ્ધિ કરવા પોતાના પવિત્ર અને અમુલ્ય પ્રાણને હથેલીએ ઉપર ધરો છો........મ્હારા શુરવિરો ! માત્ર એટલું યાદ રાખજો કે હવે આપણે જેવા તેવા શતરૂઓનો મુકાબલો કરવાનો નથી. કટ્ટા શતરૂઓને મારી હઠાવવાના છે તેમણે માત્ર આપણા બહાદુર સીપાહીયોનેજ લોહી વહેવરાવ્યાં નથી પરંતુ આપણા કમ નસીબે આપણા તાબાના દેશને પણ જીતી લીધો છે, આપણું અપમાન કર્યું છે. તેમનાજ પ્રતાપે આપણો અપયશ ગવાયો છે, જે પવિત્ર ભુમી ઉપર આપણા પ્રભુ ઇસુ ક્રીસ્તે જન્મ લીધો, જે ભુમી ઉપર જીવન ગાળ્યું, જ્યાંથી બોધ શરૂ કર્યો તે પવિત્ર ભુમીને પણ છીનવી લેનારા એજ શતરૂઓ છે, અને વળી એટલેથીજ શાંત ન થતાં ઇજીપ્ત–મીસરને પણ ખુંચવી લેવા આવ્યા છે. આપણા દુર્ભાગ્યે અને ફરમા તથા બીલબિસ વાશીયોની નાહિમ્મતે અને બાયલાપણાએ, આપણા કબજામાંથી એ દેશ પણ જતાં કરી દીધાં છે. પણ તમોએ તેની કશી ચિંતા કરવી નહીં. તમે રૂમી ફોજના જીવનતત્વ સમાન છો. તમારી બહાદુરીને તમારી હિમ્મતને તમારા સાહસને આખું જગત જાણે છે. અને રૂમી પ્રજા તમારો ગર્વ ધરાવે છે........અહાહાહા ! શું સમયની બલિહારી છે કે ઉંટ અને બકરાંના ચારનારા આરબો જેમને ખાવાને રોટલી અને પહેરવાને લુગડા વટીક પણ પુરા મળતાં નહીં, તેઓ આજે કયસરો રૂમના રાજ્ય ઉપર ચઢી આવ્યા છે. આપણા દેશને લૂટે છે, કતલ ચલાવે છે અને સત્તા જમાવતા જાયછે. કાંઇ ફિકર નથી, શુરવિરો કાંઇ ફિકર નહીં, લાંબા સમયથી તમારી તલવારો લોહીની તરશી તલવલી રહી છે, હવે તેમને તૃપ્ત કરવાની ઉમદા તક એની મેળે હાથ લાગી છે. માટે મન ખોલીને ખુબ મેદાનમાં લડો અને શતરૂઓને દેખાડો કે શુરવિરો આવા હોય

છે. ફમી રાજ્યની મંદ પડી ગયેલી જ્યોત જલાવી પાછી તમારાજ હાથથી પ્રદિપ્ત થનારી છે. એ કીર્તિ તમારાજ નામે લખાનારી છે ઇતિહાસોના પૃષ્ઠો આ જગતના સ્થાયિ રહેવા સુધી તમારાજ ગુણ ગાતા રહેનારાં છે માટે પોતાના પવિત્ર પ્રાણોના ભોગ આપી પોતાના દેશની કીર્તિ વધારતાં કદાપિ ન અચકાઓ અને અમર નામ કાઢો. અને પ્રાણ જેવી કીંમત વડે પોતાનો જવા બેઠેલો દેશ પાછો ખરીદી લ્યો, અને રાજ્ય તથા દેશનું કલ્યાણ કરનારા કહેવરાવવાનો મુગટ સીર ધરો, હવે હું એ સંબંધમાં વધારે બોલવાની જરૂર જોતો નથી. દેશ તથા રાજ્ય પ્રત્યે પોતાની ફરજ કેમ પાળવી તે તમે સારી પેઠે જાણો છો અને તે ફરજ પુરી પાળવામાંજ જીવનનું સાર્થક્ય છે એમ પણ માનો છો, માટે હવે પોતપોતાના બુરજો અને ફસીલોમાં ચાલ્યા જાઓ અને યુદ્ધની સર્વ સામગ્રીથી સજ્જ થઇ શતરૂઓના ચઢી આવવાની રાહ જોતાં બેસો, આ મ્હારો પુત્ર અરકાદયુસ તમારી હીલચાલોની દેખરેખ રાખશે અને પ્રસંગોપાત યોગ્ય સુચનાઓ કરશે માટે તેના હુકમ મુજબ અમલ કરશો. (અરકાદયુસને) પુત્ર! તમે આ સરદારોને યોગ્ય સ્થાન સોંપો અને સર્વ તૈયારીની પુરતી દેખરેખ રાખો, લડાઇનો સર્વ સામાન, રસદ, સીપાહોને આરામ મળે તેવો સામાન વિગેરે વિગેરે સર્વ જરૂરી વસ્તુઓ બરાબર પહોંચતી રહે અને કાંઇ ખામી ન પડે, નહીં તો જો જો એવું ન થાય કે થોડી ગફલતનું પરિણામ ઘણું ભોગવવું પડે.

અરકાદયુસે પોતાનું શીશ નીચું નમાવી લીધું અને પછી ત્યાં હાજર રહેલા સર્વ સરદાર અને ઓફીસરોને લઇને પોતાના પડાવે આવ્યો, અને શાતરૂઓને ચઢી આવતા જોઇ કીલ્લા વાસીઓને હૈરાન સમાચાર પહોંચાડી શકે એવી નેમથી તેણે કેટલાંક રસાલા કીલ્લાની બહાર દુર આવેલી ટેકરીઓ ઉપર ગોઠવ્યાં, કીલ્લાની આસપાસ મોહટી વિશાળ અને ઉંડી ખાઇઓ તો પ્રથમથીજ ખોદાવી રખાવી હતી હવે તેમાં લોખંડના ખીલા તથા ખીલીઓવાળા ઘુઘરૂ તથા લોખંડની કાંટાવાળી જાળીઓ પથરાવી દીધી કેમકે આરબોમાંનો મોહટો ભાગ ઉઘાડે પગે રહેનાર હતો. અને તેથી તેઓ એમ સમજતા હતા કે જો તેઓ ખાઇઓમાં ઉતરી કીલ્લાની દીવાલો પાસે પહોંચવાનો પ્રયત્ન કરશે તો એ લોખંડના ઘુઘરૂ અને ખીલા ખીલીઓ તેમને લોહીલુહાણ કરી ન તો આગળ વધવા

દેશે ન તેમજ ન પાછા વળવા દેશે. સાંપે છછુંદર ગળ્યાં જેવા ઘાટ થશે. ત્યાંજ ખાઇમાં પડયા પડયા કીલ્લાની દીવાલોપરના તીર તથા પાહાણુના પ્રહારથી પ્રાણુ આપી દેશે. આ મેર અરકાદયુસ ઉપર પ્રમાણેની તઇયારીઓમાં રોકાયો હતો ત્યારે પેલી મેર મકુકિસ પોતાની પ્રિય પુત્રી અરમાનુસાને જે નીલ નદીને કીનારે કયારની આવી પહોંચી હતી મળવા ગયો હતો, અરસ્તુલીસ તેની સાથે હતો. અરમાનુસાને જોઇ, તાત ભ્રાતના મન અત્યંત પ્રફુલ્લિત થયાં ક્ષેમકુશળતા પછી તેઓએ આરબોના સંબંધમાં પુછપરછ કીધી. અરમાનુસાએ ઇસ્લામીઓની જવાં મરદી, બહાદુરી અને ઉદારતાના આશ્ચર્ય સાથે વખાણુ કર્યાં. મકુકિસ જે સાંભળી ઘણો ખુશ થયો, અને પોતે આરબોની સાથે જે કરાર કરી લીધો હતો તેના માટે પોતાની મેળે પોતાને મુબારકી આપવા મંડયો. પુત્રીને મળતાં કરતા ઘણો વખત થઈ ગયો હતો અને અરમાનસાને મનફ લઇ જનારા મછવા કીનારાને આવી લાગ્યા હતા તેથી તાત ભ્રાતે, અરમાનુસાને મછવામાં બેસાડી વિદાય કરી, પોતાના પડાવ તરફનો રસ્તો લીધો હતો.

કીલ્લાની દીવાલોની પાસેથી નીકળતા મછવામા બેઠેલી શાહઝાદી વારંવાર કીલ્લાના બુરજો અને ફસીલો ઉપર નજર દોડાવતી અને જાણે કોઇના દર્શનની આતુર હોયની! તેમ આકુળવ્યાકુળ થઇને આંખો ફાડી ફાડીને જોતી પસાર થતી હતી તેના મનમાં કોણ જાણે તે વખતે કેવા તરંગો હતા એ કહેવું જો કે મુશ્કેલ છે, તોપણ આતુરતાની વિશેષતાના કારણુથી તેના મુખારવિંદનો જે રંગ બદલાતો તે રંગ ઉપરથી એટલું તો કળી શકાતું કે તેના મનમાં નાચેના ઉરદુ કાવ્ય જેવો કાંઇ કલ્પાંત જારી છે.—

બામપર † આકે જમાલ ‡ અપના દિખાએ કોઇ,
મિસ્લે મુસા મુજહે બે હોશ બનાએ કોઇ.

અહા! આશું! હમણાં તો તેના ચ્હેરા ઉપર આતુરતાના ચિન્હ હતાં અને એટલામાં આ હર્ષના ચિન્હ કયાંથી? તેનું શરીર અથાગ હર્ષથી કેમ ધ્રુજે છે? તેના શરીરમાં એટલીવારમા શરમના પરસેવાના ઝોળેઝોળ કેમ વળે છે! શું તેની નજર કીલ્લામાંની કોઇ વસ્તુ ઉપર પડી? હા ખરેખર તેણે પોતાના હૈયાનો હાર, પ્રાણુના આધાર સરદાર અરકાદયુસના

†—છત, ‡—કાંતિ.

દર્શન કીધાં જે કીલ્લાના ઉંચા બુરજ ઉપર ઉભો રહી ત્યાંથી પસાર થતી પોતાની પ્રેમદાને કોઇ અલૌકીક લાગણી સાથે જોઇ રહયો હતો અને આંખોઆંને આંખોમાં વિદાવ કરતો દેખાતો હતો.

તાકમેં હૈ નિગહે શૌક ખુદા ખૈર કરે,
સામને સે મેરે બચતા હુવા જાએ કોઇ.

અરમાનુસા કીલ્લાની તઇયારીઓને તથા અરકાદયુસને તેમાં ગુંથાએલો જોઇને તડપી ગઇ. તેના મનમાં આવ્યું કે હાય ! અફ્સોસ ! મ્હારો પ્રિતમ સખ્ત ભયમાં છે. આરબ શતરૂઓ ઘણાં ખુંખ્વાર તથા જબરા છે. આ (અરકાદયુસ) હઠીલો, પોતાની ધુનમાં મસ્ત રહેનારો અને સાહસ કરવામાં પયેલ કરનારો છે. એટલે કોણ જાણે પરિણામ શુંએ આવશી ! (ધરૂજીને) માર્યો.......નહીં, નહીં, એવા અપશુંકન ભર્યાં શબ્દોનો ખ્યાલે કરવો ન જોઇયે. તે હજારો વર્ષ સલામત રહે અને તેના શતરૂઓના મોંહ કાળા થાય. ખુદા તેને શતરૂથી રક્ષણમાં.......હા, હા, મ્હારો અને તેનો મેળાપ થશે. મન શાક્ષી પુરે છે. આવી રીતે અરમાનુસાના મનમાં અનેક તરંગો એક પછી એક આવતા જતા હતા. મછવો પાણીના વહેવા સાથે ચાલતો હતો એટલે જોત જોતામાં કયાં ને કયાં પહોંચી ગયો. તેણીએ એક નિશ્વાસ નાંખી હવે દુર દેખાતાં કીલ્લા તરફ છેલ્લી નજર ફેંકી

બરબારા, અરમાનુસાની પાસે બેઠી સર્વે તમાશો જોતી હતી, અને તેના સંબંધમાંજ વિચાર કરતી હતી. જ્યારે તેણીએ અરમાનુસાને નિશ્વાસ નાંખતા તથા ઉદાસીમાં આવતાં જોઇ ત્યારે બોલી—શાહઝાદી સાહેબ ! તમે નિશ્વાસ બિશ્વાસ નાંખવા મુકી દયો. ખુદાનું નામ લ્યો. તે સહુ સારૂંજ કરશે

અરમાનુસા નિરાશ થઇ બરબરાના ખોળામાં પડે છે અને ડુસ્કા ભરીને રડે છે.

બરબારા !—જુઓ શાહઝાદી જુઓ ! આપ ઘેલાં કાં બનો છો ! લગાર હિમ્મત રાખો. નહીં તો જે જો ભેદ ખુલ્લો થઇ જશે.

એ સાંભળી અરમાનુસા પોતાને સંભાળી બેસે છે અને અનુક્રમે એક પછી એક મંદ મંદ નિશ્વાસ નાંખે છે.

મારિયા પોતાના ઘરના બીજાં માણસો સહિત એક બીજા મછવામાં બેઠેલી હતી, મછવા નીલ નદીના મોજાઓને કાપતા કાપતા આગળ વધે જતા હતા. સુર્ય, પશ્ચિમ દિશા તરફ નમી ગયો હતો. સંધ્યા સમયે તે મછવા મનફના કીનારે પહોંચી ગયા. અરમાનુસાએ, પોતાના અને અરકાદયુસ અને કુસ્તુનતીનના સંબંધમાં બનેલી સર્વે બીનાઓને યાદ કરીને, તથા તેવખતની ચિંતાઓ અને ગભરાટનું સ્મરણ કરીને પોતાના સહી સલામત પાછા આવવાનો, ખુદાનો ઉપકાર માન્યો. પણ તેના મનમાંથી, અરકાદયુસ ભયમાં હતો, એ ખ્યાલ નાશ પામ્યો નહીં દરેક વખત તેનું મન અધ્ધર રહેવા લાગ્યું, લગાર પણ ખુશીની લાગણીયો ઉદભવતી કે તરત અરકાદયુસના ભયમાં હોવાનો ખ્યાલ તેની સર્વે ખુશીનો નાશ કરી તેને નીરાશાના અથાગ ખાડામાં નાખતો અને બોરબોર આંસુએ રડાવતો. બરાબર તેને ઘણુંએ આશ્વાસન આપતી પણ તેથી અરમાનુસાના મનને શાંતી વળતી નહીં.

જ્યારે તે કીનારા ઉપર ઉતરી ત્યારે ઘણી લોંડીયો તેને લેવા માટે ત્યાં આવેલી હતી. તેણીયો સર્વે પોતાની શાહઝાદીને સહી સલામત પાછી આવેલી જાઇ, એટલી હર્ષિ થએલીયુ હતી કે માંહો માંહે ખુશીથી એક બીજાની ઠઠો મશ્કરી કરતી.

એક કહેતી કે—

અહો....હો હો મુઇ નરગિસને તો જુઓ કે આજ કેવી ઇતરાય છે. અને શાહઝાદી તો સામુંએ જોતાં નથી.

બીજી કહેતી કે—

અરે સોસન! ત્હારી જીભતો દોઢ હાથ લાંબી રહી! શાહઝાદી સાહેબને કહીને નાક કાન ન કપાવું તો કહેવું તું?

સોસન—અરે વાહરે! ત્હેરા નખરા! અને તેમાં વળી ગરમ મસાલો તું તે શું મોંહ લઇને બોલતી હઇશ! ત્હારા સર્વે કરતુત જ્યારે કહી સંભળાવી ત્યારે મુઇને ખબર પાશે.

ત્રીજી દાઈ ડાહી—

અરે મુઈયો આ રાંડો તો સદા લડતીયોજ રહી! બળ્યું આતે શું? શાહઝાદી સાહેબ ઘણે દહાડે આવ્યાં છે તેમને તો કોઇ પુછતુંજ નથી.

એ પ્રમાણે લોંડીયો અને ખવાસણો ખુશીના કારણે ઉધમ મચાવી રહીયો હતી ત્યારે શાહઝાદી, એજ જગ્યાએથી ચાંદની રાતમાં, તેના પ્રેમની કથા શરૂ થઇ હતી. એ જગ્યા તથા સમયને યાદ કરી આકુળ વ્યાકુળ થઇ રહી હતી. લોંડીયોએ અને ખવાસણોએ મુબારક બાદીના ગીત ગાવા શરૂ કર્યાં. સર્વે લોંડીયોએ તેને ઘેરી લીધી, પુષ્પોમાં વધાવી લીધી અને એવીજ હંસી ખુશીથી તેને મેહલના બગીચા સુધી લઇ ગયા. મેહલ આવતાંજ અરમનુસા અંદર દાખલ થઇ અને પોતાના રૂમમાં જઇ પહોંચી, બરબારા મારિયાંના ઉતારાનો બંદોબસ્ત કરવા મેહલમાં કોઇ જગ્યાએ ચાલી ગઈ, તેણે મેહેલમાંનું એક મકાન મારિયા અને તેના માણસો માટે ખાલી કરાવ્યું અને તેમાં ઉતારો આપી નોકર ચાકરોને પુરતું ધ્યાન રાખવાની વરદી આપી શાહઝાદીની સેવામાં પાછી હાજર થઇ ગઇ.

આ વખતે શાહઝાદીનું મન એટલું ચિંતાગ્રસ્ત હતું કે તેને મારિયાને કયાં ઉતારવામાં આવી અથવા પોતે કયાં છે અને શું કરે છે એનું એ ભાન ન હતું જયારે બરબારા રૂમમાં દાખલ થઇ ત્યારે તે પોતાના મોંહને રૂમાલથી ઢાંકી ડુસકા ભરતી પલંગ ઉપર પડી હતી. બરબારા પાસે જઇને દીલાસો દેવા મંડી. અરમાનુસાએ નિશ્વાસ નાંખી કહયું—બરબારા! ત્હારા ખાલી શબ્દોથી શું? ત્હારા દીલાસા દેનારા વાયદા અને વચનો મ્હારા મનના દુઃખને દુર કરી શકતા નથી:—

મ્હારી સ્થીતિનું શું પુછે છે?

મક્કે ગયે મદીને ગયે કરબલા ગયે
જૈસે ગયેથે વયસેહી ચલ ફિરકે આસયે

પાછું એજ વિયોગ દુઃખ, એજ મનનો કલ્પાંત, અને એજ જીગરની બળતરા શરૂ થઈ છે—"ખ્વાબ થા* જો કુચ્છ કે દેખા........જો સુના અફસાના થા—‡ રડે છે અને ડીચકીયો બંધાઇ જાય છે.

*—સ્વપ્ન; ‡—કહાણી.

બરબારા—(મુસ્કરાતી મુસ્કરાતી અરમાનુસાની પાસે બેસી જાય છે અને હાથ પકડી કહે છે) એવું શું બોલો છો! આપની જે ઇચ્છા હતી તે પુરી થઇ, પછી એવા નાશુકરી (અપકાર) ના શબ્દો કેમ ઉચ્ચારો છો? હવે શું છે! પહેલામાં અને હમણામાં કેટલો બધો તફાવત છે! શું આપને અરકાદયુસ ચાહે છે કે નહીં એની શંકા હતી નહીં! અને હવે આપે એક કરતાં વધારે વાર મળી તે શંકાનું સમાધાન કરી લીધું નથી! મળ્યા મળ્યા, વાતો થઇ, ઠઠ્ઠા થયા, એક બીજાના દોષ કાઢયા, સમાધાન થયું અરમારા વચન લેવાયા દેવાયા, થવું જોઇતું બધુંએ થયું, શું બાકી રહ્યું છે કે હવે પ્રથમ જેવાજ નિરાશાના ઉદ્દગારો કાઢો છો!

કુસ્તુનતીનનો ભય હતો તે પણ દુર થયો એનું તો એવું કાશ ટળ્યું કે ઠંડા પાણીએ ખસ ગઇ અને હજુ કહો છો કે "ખ્વાબ થા જો કુચ્છ કે દેખા........જો સુના અફસાના થા."

અરમાનુસા—(આવેષમાં આવી) હા, હા, ખરેખર "ખ્વાબ થા જો કુચ્છ કે દેખા—જો સુના અફસાના થા." જે કાંઇ જોયું કર્યું ભોગવ્યું તે સર્વ ખ્વાબ (સ્વપ્ન) નહીં તો બીજુ શું હતું? આ ઓરડાની ચાર દીવાલોને છોડીને હું જેવી રીતે ગઇ હતી તેવીજ રીતે પછી એજ ઓરડાની ચાર દીવાલોમાં આવી બેઠી, મનને ક્ષણવાર રીઝવનાર આશાઓ વિના બીજું શું હું સાથે લાવી શકી! એટલે એ સ્વપ્ન નહીં તો શું! બરબારા! હું સત્ય કહું છું કે પ્રથમ કરતાં પણ વિશેષ દુઃખી છું, મારા મન ઉપર જે ગમ હતો તે ગમ હવે ઘણોજ વધી ગયો છે. પહેલાં તો અરકાદયુસ મને કેટલે દરજ્જે ચાહે છે એ હું જાણતી ન હતી. તેનામાં માશુકો જેવા આશકોના ગુણ હસ્તી ધરાવે છે એનાથી અજ્ઞાન અને અજાણ હતી. અને હવે તો મેં એની મન હરનારી, લલચાવનારી, ઘાયલ કરનારી ભ્રમિત કરનારી સુસ્વરિત ભાષા કાનોકાન સાંભળી છે. તેના પ્યારા પ્યારા અને મીઠા શબ્દો હજુ મ્હારા કાનમામાં વાજીંત્ર સમાન ઝણકારા કરી રહ્યાં છે. મન લલચાય છે. ભરમાય છે, દોરાય છે, ખેંચાય છે. ન કહેવાય છે ન સહેવાય છે, બરબારા! હું શું કરૂં ક્યાં જાઉં, કોને કહું! હાય હું કેવી દુર્ભાગણી! જેવી ગઈ તેવીજ પાછી આવી એટલુંજ નહીં પણ હૃદયને તલમલાવી મુકનાર વિશેષ વિયોગ દુઃખ સાથે લાવી ક્યાં છે,

એ મ્હારા રસીયા મન મોહન હૈયાના હાર, પ્રાણના આધાર! કે હું તેમના રસીલા છબીલા મુખના દર્શન કરી મનને શાંત કરૂં! (રડે છે અને મુર્છા પામી સુધ જાય છે બરબારા ચુપ બેઠી બેઠી તેની સામે જોયા કરે છે. તે મુર્છામાંથી શુદ્ધિમાં આવતાં, દાસીને કેમ ભુલી ગયાં! મને સાથેજ લઈ જવી હતી! યુધ્ધે નહોતું જવું! વિગેરે વિગેરે જાણે હાજર બેઠેલા અરકાદયુસને કહેતી હોયની તેમ ઉદ્‌ગારો કાઢે છે)

બરબારાએ તેને શાંત પાડવાના ઘણુંએ પ્રયત્નો કર્યાં, વચન આપ્યા, આશા દીધી પણ સર્વ વ્યર્થ. આ વખતે સુર્ય અસ્ત થઇ રહયો હતો. આ વખતે નીલ નદીના કીનારાની અજબ બહાર હતી. શાહઝાદી કદાચ એવા રળીયામણા વખતથી રીઝશે એમ ધારી બરબારા તેને મહેલની અગાસી ઉપર લઇ ગઇ. આ અગાસી ઉપરથી દેખાતાં મનહર સઘળાં ઘરો તથા નીલ નદીના દુર સુધીના કીનારા, આસપાસના લીલાંછમ ઝાડ અને હરીયાળીના ખેતરોનાં મનમોહક દેખાવો તથા ઠંડી હવાની લ્હેકીયો ઇત્યાદી સાધન દુઃખી મનને શાંત પાડવા પુરતાં હતાં પણ એ સર્વ સાધનો તથા બરબારાની આમ તેમની વાતોએ અરમાનુસાના મનને કશી અસર થઇ નહીં તેણી તો પોતાના વિચારોના વમળમાં ડુબેલી ચુપ નીલ નદીના સામેના કીનારાને ટકટકી બાંધી જોતી બેઠી રહી હતી. અને પોતે જ્યાં હતી ત્યાં કરતા સામેના કીનારાથી અરકાદયુસ જે બાબુલનાં કીલ્લામાં હતો તે કીલ્લો વધારે નજીક હતો એ ખ્યાલ કરી કાંઇ આશ્વાસન પામતી હતી. પણ જ્યારે પોતે અરકાદયુસથી દુર છે, અરકાદયુસ કયાં છે. શું કરતો હશે! યુદ્ધમાં તેને કશી હાની તો નહીં પહોંચે એવા વિચારો આવતા ત્યારે તડપી જતી, કલેજું મોઢામાં આવી જતું નિશ્વાસ ઉપર નિશ્વાસ નીકળતાં, માથુ ફરી જતું, ચક્કર આવવાથી પડી જતી......બરબારા ઘણુંએ સમજાવતી પણ કશીએ અસર થતી ન હતી. તેના મનમાં તો એજ વાત સમાએલી હતી. અને તે અરકાદયુસ અને અરકાદયુસની રસીલી છબી હતી—ને જાણે તે વખતે નીચે મુજબના કાવ્ય કહેતી હતીઃ—

ખ્વાબમેં જલવએ રૂખસાર દિખાયે કોઇ
મેરી સોતી હુઈ તકદીર જગાયે કોઈ

ઇસ્કે હાથાં જો ન ઉમ્મિદ બર આયે કોઇ
અયસી તકદીરકો કયા આગ લગાયે કોઇ

ઉન્કી આંખોમેં મુરૂવ્વત કા નહીં નામ ઝરા
દિલ હસીનોંસે ન ભુલેસે લગાયે કોઇ

નકશએ યાર ખિંચા રહેતા હૈ હરદમ ઇસ્મેં
ખાક નઝરોંમેં મેરી ઔર સમાયે કોઇ

મુઝકો મરગુબ નહીં તઝકરએ સરવે ચમન
સિફતે કામતે મહબુબ સુનાયે કોઇ

તા દમે મર્ગ ન ઉમ્મિદ વફાકી રખ્ખે
અયે શરાફત જો દિલ ઉસ બુતસે લગાયે કોઇ



# પ્રકરણ ૧૦ મું.



## બાબુલના કીલ્લાપર આરબોની ચઢાઇ.

જ્યાં સુધી અરમાનુસાનો મછવો દેખાતો રહયો ત્યાં સુધી અરકાદયુસ તેની તરફ ટકટકી બાંધી જોતો ઉંચા બુરજ ઉપર ઉભો રહયો, પણ જ્યારે તે અદ્રષ્ય થયો ત્યારે તેના મનમાં પણ અનેક તરંગો આવવા મંડયા, તે સ્તબ્ધ પુતળા સમાન બની જઇ, આરબોની સાથે લડતાં કેવી કેવી ઘાલેમાંથી પસાર થવું પડશે, બચાશે કે નહીં, વિગેરે બાબતોનો વિચાર કરતો હતો. કિબ્તી પ્રજા અને રૂમી પ્રજા વચ્ચે લાંબા સમયથી જે વેરભાવ ચાલ્યો આવતો હતો તે, અરમાનુસાનો સંયોગ થવા દેશે કે નહી એ ખ્યાલ પણ તેના મનમાં રોકાઇ તેને નિરાશ કરતો હતો. હજુ તે એવાજ વિચારોમાં બાવરો હતો એટલામાં એક સીપાહીયે દાખલ થઇ કહયું કે "આપને આપના પિતાશ્રીએ કાંઇ અગત્યના કામસર તેડયા છે." અરકાદયુસ પોતાની ફીકરોને ત્યજી આ તેડવા આવનાર સીપાહીની સાથે ગયો. જ્યારે તે પોતાના પિતાશ્રીની સેવામાં હાજર થયો ત્યારે તેણે જોયું કે ફોજ ના સઘળાં ઓફીસરો પોત પોતાના દરજ્જા મુજબ બેઠેલાં છે અને યુદ્ધ સંબંધી અરસપરસ વિચાર ચલાવે છે. અરકાદયુસને જોતાંજ તેના પિતાએ તેને પોતાની પાસે બોલાવી બેસાર્યો, અને તેને ચિંતાતુર જોઇ પુછયું બેટા આજ ચિંતાતુર કેમ દેખાય છે? શું આરબોની ભીતિ બીતી તો લાગી નથી ને?

અરકાદયુસ—(ચમકીને) શું આરબોની ભીતિ! હું ન તો મોતથી ડરૂં છું ન લડાઇથી હબુ છું એ આપ સારીપેઠે જાણો છો, લડાઇ એતો મન રંજન કરનાર એક ખેલ છે. હું ડરૂં છું અથવા ભય પામુ છું એ આપે કેવી રીતે કહયું. હું શામાટે ડરૂં? શું હું આપના છાંયા તળે રહેતો નથી! એટલુંજ નહીં પણ હું તો આરબોની કમજોરી અને લડાઇની કળાથી તેમની અજ્ઞાનતાને નજરો નજર જોઇ આવેલો છું, તેમની ઓછી સંખ્યા પણ મ્હારા ખ્યાલ બહાર નથી પણ આપનો અનુમાન ખોટો નથી, હું ચિંતાતુર દેખાતો હઇશ. યુદ્ધની સામગ્રી કરી રાખવી અને શતરૂઓને

આવતાંજ પાછા હઠાવવા એ સંબંધી ખચિત મ્હારા મનમાં ચિંતા છે. પણ આ (સરદારો તરફ ઇશારો કરી) સરદારોની હિમ્મત અને જવાંમરદીથી મને આશા છે કે આપણે આરબોને હાંકી મુકવા શકિતવાન થઇશું.

સઘળા સરદારો—(એક જીભે) અમે સઘળાં આપના શિવાયેં હાજર છીયે, અમે ફરી જાહો જલાલી જાળવવા ફરી પ્રજાના મરતબાનુ સંરક્ષણ કરવા, ફરી શહેનશાહ હરકુલનું રાજ્ય શતરૂઓના હાથમાં જતું અટકાવવા અમારા જીવમાં જીવ હશે ત્યાં સુધી અમારાથી બનતું કરીશું. અને જો કાંઇ નહી થાય તો આખર લડીને પ્રાણ દઇ મરીશું.

ઓઇરજે પોતાના સરદારોની આવી હિમ્મત અને આવી ટેકની ઘણી પ્રસંશા કીધી અને પછી તેઓ સર્વેને વિદાય કીધાં હવે તે હોલમાં માત્ર ઓઇરજ અને અરકાદયુસ બેજ જણું રહી ગયા અને તે બન્નેમાં નીચે મુજબ વાતો થવા મંડી.

ઓઇરિજ—પુત્ર! શતરૂઓને તુચ્છ ગણવાનું અને પોતાની હિમ્મત અને બહાદુરીનો ગર્વ કરવાનું મુકી, તેં આરબોની કર્ઉવત સંબંધે જે કાંઇ જ્ઞાન મેળવ્યું હોય તે સર્વ મને કહી સંભળાવ. તેઓની રીત ભાત કેવી છે! તેઓએ ફરમાં અને બિલબીસના કીલ્લાઓને જોતજોતામાં કેવી રીતે સર કરી લીધાં! તું તો કહે કે તેઓ કમજોર, સંખ્યામાં થોડાં, અને લડાઇની કળાથી અજ્ઞાન છે! જો તેઓ કમજોર સંખ્યામાં થોડાં અને યુદ્ધકળાથી અજ્ઞાન હોતતો બિલબીસ અને ફરમા જેવા મજબુત અને સંગીન કિલ્લાઓને કેવી રીતે ફતેહ કરી લેત! હું સારીપેઠે જાણું છું કે બિલબીસની અસંખ્ય ફોજે અને તેના મોહટા મોહટા નામદાર સરદારો પાછી પાની કરે એવા નથી! અને વળી બિલબીસનો કીલ્લો પણ ઘણો મજબુત છે! આ સર્વે જવાબોનો શો જવાબ વાળવો એ અરકાદયુસ વિચારતોજ રહયો, તે જાણતો હતો કે આરબોએ મિસરમાં જે સઘળી ફતેહો મેળવી તે માત્ર તેમની કર્ઉવત અને બળને આભારી નહી પણ કિબ્તી પ્રજાના અંદર ખાતેના ફુટેલપણા અને પ્રપંચને આભારી હતી. તેણે વિચાર્યું કે ઇસ્લામીયોએ અરમાનુસાની તથા તેના સંબંધના માણસોની જે હીમાયત (પક્ષ) કીધી તે માત્ર ઇસ્લામીયોની ઉદાર વૃતીના કારણથી ન હોતી કોઇ જુદાંજ ગુપ્ત કારણથી હોવી જોઇયે. એ સર્વ હકીકત પોતાના પિતાશ્રીને કહી દેવી એવું તેના મનમાં તે વખતે આવ્યું અરમાનુસાના

ખ્યાલથી તથા જો તેમ કરવામાં આવશે તો મકુકિસ અને ઓધરજ વચ્ચે લડાઇ સળગી અરમાનુસાને મળી શકવાની જે થોડી ઘણી આશા રહેલી છે તે પણ નાશ પામશે એવી બ્હીકથી તે ખરી હકીકત કહેતાં અચકાયો, ઓધરજે તેને વીચાર કરતો, કાંઇ કહેવા જતો પણ પાછો અચકાતો જોઇ પુછયું પુત્ર ! શી ફિકરમાં પડી ગયો ! મ્હારા સવાલોના જવાબ કાં આપતો નથી ? આ બાબત એવી છે કે તેમાં સર્વ હકીકત પુરેપુરી અને સાચેસાચી કહી દેવી જેથી તેના ઘોરણે આપણી હવે પછીની હીલચાલોનું મંડાણ મંડાય, જો કાંઇ આપણી ખામીઓ હોય તો તે પણ કહેતાં શરમાવું કે ખ્યાલ કરવો ન જોઇએ સાફ અને સ્પષ્ટ કહી દેવું જોઇયે જેથી ખામીયો દુર કરી શકાય લડાઇની બાબત છે શત્રુઓ અને તે પણ આરબો જેવા શત્રુઓનો મુકાબલો છે. એટલે તો આપણે સર્વ બાબતોનો પ્રથમથી વિચાર કરી લેવો જોઇયે. ગફલતમાં રહેવું નુકશાન કર્તા છે. તુ તેમના સંબંધમાં કે આપણા સંબંધમાં જે કાંઇ કહેવા ચાહતો હોય તે ખુલ્લા દીલે કહે, કારણ કે જ્યારે ખામીયો ઇત્યાદી જાણવામાં આવશે ત્યારે તેનો ઉપાય કરી શકીશું.

શું કહેવું એ વિશે અરકાદયુસ હેરાન હતો. પણ તેના પિતાશ્રી તેની ચુપકીદી અથવા ગભરાટથી કાંઇ શંકા ન લાવે એવા ખ્યાલથી તેણે લગાર મુશ્કરાઇને તથા તેના વિચારોને તુચ્છકારવા જેવો ડોળ કરી કહયું—આપના મનમાં જે વિચારો ઘોળાયા છે તેના લીધે હું ચુપ રહયો ન હતો, પણ તેથી ઉલટું જે કાંઇ અત્યાર સુધી બન્યું છે તેનું મુળ કારણ શું હશે એ હું શોધી રહયો હતો. અફસોસ મ્હારા સમજવામાં તે ન આવ્યું. આપનો એ ખ્યાલ સત્ય છે કે યુદ્ધની શરૂઆત પહેલાં સર્વ પ્રકારનો—આપણી ખામીઓ ખુબીઓનો વિચાર કરી લેવો ઘટે છે કેમકે ડાહયા પુરૂષોએ કહયું છે કે યુદ્ધને બે શીશ હોય છે. એક દહાડો આપણે જીતીયે, અને બીજે દહાડે શત્રુ જીતે, એ જંગલી અને ઢોરાં ચારી ખાનાર આરબોએ આપણા કીલ્લાઓને ફતેહ કરી લીધેલા છે. અત્યાર સુધી તેમની જીત થયેલી છે, ત્યારે હવે આપણે જીત પામીએ અને તેઓ હાર પામે એ બનવાજોગ છે.

ઓધરજ—(ખુશીને લીધે) શાબાશ પુત્ર ! શાબાશ ! મને પણ એમજ લાગે છે. મ્હારૂં મન પણ એજ શાક્ષી પુરે છે કે આરબો અદ્યાપિ લગી તો વિજય પામતા આવ્યા છે ખરા, પણ હવે તે અમારાજ હાથે

તેઓ પાછા હઠનારા છે. વળી તેમને હરાવી નસાડવાનું માન રૂમી પ્રજાનેજ પ્રાપ્ત થનાર છે. પુત્ર ! હવે તમે જાઓ અને સર્વ લડવૈયાઓને ઘટતી સુચનાઓ સાથે તેમની હિમ્મતને વધારો, તેમને કશી બાબતની ખાવા પીવામાં હરકત આવતી હોય અથવા તેમને કશું કહેવાનું હોય તો તેને જાણી સાંભળી, તેમની મરજી મુજબ બંદોબસ્ત કરાવવા પુરતું ધ્યાન આપો, તેમના હથીયારોની સ્થીતી કેવી છે એ પણ તમે જાતેજ તપાસી જુઓ પછી આગળ ખુદાની મરજી. આપણે તો આપણી યુક્તિઓ કર્યે છીયે ફરી વિજય આપવો ન આપવો એ તેની કુદરતના હાથમાં છે. હા, હા, ઠીક યાદ આવ્યું ! આ કીલ્લા અને જઝીરએ રવઝા વચ્ચે જે પુલ છે તે અને પેલો બીજો પુલ જે જઝીરાથી કે પશ્ચિમની ભુમી સુધી છે તે બન્ને તોડી નાંખવો. પહેલાં મે તે પુલ તોડી નંખાવ્યો હતો પણ રસદનો સામાન લાવવા માટે તેને પાછો બંધાવ્યો હતો. હવે તમે તોડાવો તો એટલું ધ્યાન રાખજો કે તેને એવી રીતે તોડવામાં આવે કે જ્યારે આપણને જરૂરત પડે ત્યારે તરત પાછો બંધાવી શકાયે. જો આપણે હાલ નહીં તોડાવીયે તો શત્રુઓને મનફ ઉપર ચઢાઇ કરવાનો સહેલાઇથી રસ્તો મળશે, બિલબીસની તરફ કેટલાંક હુશીયાર માણસો છુપી ખબરો લાવનારાં મોકલી દયો જેથી આરબો આપણા ઉપર અચાનક ચઢી આવવા ન પામે. આ ઉપરાંત હું તમને એક બીજી મુખ્ય શીખામણ પણ દઉં છું, જેનુ ધ્યાન નહી રાખો તો તમને મહા મોહટી વિટંબણાઓ અને મુશ્કેલીઓના મુકાબલાની ફરજ પડશે. અને તે એ છે કે (ધીમે સ્વરે) જો જો ભુલે ચુકે પણ મકુકિસ અને તેના સિપાહીયોનો ભરોસો કરશો નહીં, તેઓ સઘળાં ફુટેલા છે. શત્રુઓને મળેલાં છે, અને તેઓજ શત્રુઓને અહીં ચઢાવી લાવ્યા છે, ( સભા વિસર્જન થાય છે )

અરકાદયુસ ત્યાંથી પોતાને પડાવે આવ્યો. અને આવતાંજ પુલ તોડવાનો બંદોબસ્ત કરવાનો હુકમ આપ્યો. મહા પ્રવિણ અને અનુભવી જાસુસોને દરેક પળે શતરૂઓની દરેક હીલચાલ અને વિચારોના સમાચાર કહેવરાવવાની તાકીદ ભરી સુચના સાથ, બિલબીસ તરફ મોકલ્યા, આ બન્ને બંદોબસ્ત કરતાં કરતાં રાત પડી ગઇ હતી તેથી અરકાદયુસ પોતાના શયનગૃહમાં ગયો. લોખંડની ટોપી, બખ્તર અને હથીયાર ઉતાર્યાં, અને બારીની પાસે બેસી નીલ નદીના શાંત પ્રવાહને નિહાળતો કાંઇ ઉંડા વિચા-

રમાં પડી ગયો, તે વખતે આખા આલમ ઉપર સુનકાર ભાસી રહયો હતો, તારાઓ પોતાનો ઝગમગાટ દેખાડી રહયા હતા. સ્વભાવે સ્વતંત્ર ઉત્પન્ન થયેલાં પક્ષી પોત પોતાના માળાઓમાં ચિંતા રહિત રીતે આરામ કરતા હતા, વાયુ મંદમંદ ફુંકાતો હતો, નીલ નદીનો પ્રવાહ પણ કાંઇ સ્થિર થવા લાગ્યો હતો, પુનમનો ચંદ્ર આકાસમાં પ્રગટી આખી પૃથ્વિને પ્રકાશિત કરી રહયો હતો, ઝગમતતા તારાઓ, અને ચંદ્રના કીર્ણોનું પ્રતિબિંબ નીલ નદીના નિર્મળ જળમાં પડી, નીલ નદીની સપાટીને કામદાનીના થાન જેવો દેખાવ આપી રહયું હતું. આવા સુંદર અને રમણિય કુદરતી દેખાવ જોઇને ઘણો આનંદ થાય, આત્મા પ્રફુલિત થાય એમાં લેશે શક નહીં, પણ કોણ જાણે અરકાદયુસને એવું તે શું દુઃખ હતું કે આ મન હરનાર દેખાવો તેનું ચિત્ત ખેંચી શકયા નહીં, તેને આનંદ પમાડી શકયા નહીં, તે મનકની તરફ જ્યાં અરમાનુસાનો મેહલ આવેલો હતો, ટકટકી બાંધી જોતો પોતાના અને તેના સાથેના સંબંધનો વિચાર કરતો હતો, આશા નિરાશા, અને હર્ષ શોકના એક પછી એક ચઢી આવતાં વિચારો તેના મનને છીન્નભીન્ન કરી નાંખતા હતા. તેનું મન અતિ શોકના કારણથી અંદર ને અંદર શમાતું જતું હતું. આંખોમાં અંધારા આવી રહયાં હતાં. તુરંગબાઝ ચિત્રકારે તેમની રૂબરૂ એક એવું ચિત્ર ચિતારી મુકયું કે આરબો વિજય પામ્યા છે, રૂમીઓ હાર પામ્યા, આરબોનો કબજો ચારે તરફ થઇ ગયો ઇત્યાદી ઇત્યાદી આવું ચિત્ર જોતાંજ તેના રૂંવાટા ઉભા થઇ ગયાં શરીરમાં ધરૂજરી વછુટી, પરાજીત થવાની લજ્જા અને શરમે તેના મનને તદ્દન શમાવી દઇ પાછું હરાવ્યું, નિરાસા અને નિરાશાને લઇને લઇને મહા વ્યાધિમાં નાંખ્યું. તેણે પોતાના મનમાં કહયું નહીં, નહીં રણક્ષેત્રને મુકી નાસવું તો નહીંજ, નાસવા કરતાં તો પોતાના દેશ અને રાજ્યની ખાતર રણક્ષેત્રમાંજ પોતાના પ્રાણ આપી વફાદારી પુર્વક મરવું બેહતર છે. નાસવા જેવી નામોશી અને કલંક અરકાદયુસ જેવા બહાદુરને માથે આવે એ તદ્દન અસંભવિત છે. પણ અફસોસ ! હું મ્હારા પ્રાણ રણક્ષેત્રમાં કેવી રીતે આપી શકીશ ? મ્હારા પ્રાણનો ખરો માલિક હું કયાં છું ? તેતો અરમાનુસાના કબજામાં છે. હાય તે મ્હારા તનમન અને સર્વસ્વની માલિક છે. હું તેની પરવાનગી આજ્ઞા, ઇચ્છા, કે મરજી વિના પગલુંએ ભરી શકતો નથી. અરમાનુસા ! અરમાનુસા ! હું ત્હારો ગુલામ–દાસ બન્યો નહોત અને ત્હારો ગુલામ બનવું જો મ્હારી

તકદીરમાંજ હોત તો આ લડાઇના પરિણામ પછી ત્હારી ગુલામીમાં આવ્યો હોત તો કેવું સારૂં થાત ! ! ખેર, જે થયું તે સારૂંજ થયું ............... આવા પ્રકારનાં વિચાર-ખ્યાલ અને તરંગો તેના મનમાં ઉછાળા મારતા હતા એટલામાં ચિત્રની ત્રીજી પ્રકાશિત બાજુ તેની સામે ઉભી થઇ. તેણે જોયું કે આરબો હાર પામ્યા છે, રૂમી બહાદુરો અને શુરવીરો શતરૂઓને કાપતા, લાંબા સમયનું વેર લેતા, તેમની પુઠે દુર સુધી પડેલાં છે. આરબોએ જે અસંખ્ય રૂમી વસ્તુઓ પ્રથમની લડાઇમાં લુટી હતી તે સર્વ રૂમીઓએ પાછી મેળવી છે. ચિત્રની આ બાજુ જોઇ તે આનંદ પામ્યો તેના મનમાં ખુશીના ઉભરા ચઢી આવ્યા. નિરાશાથી ઠેઠ ઉંડાણમાં સમાઇ ગએલું તેનું મન ધીમે ધીમે ઉપર ચઢવા મંડયું, પણ આરબોની હાર, તેનો અને અરમાનુસાનો મેળાપ—સંયોગ થવા દેશે નહીં એ સવાલ ઉત્પન્ન થતાંજ તેનું મન ઉપર ચઢતું પાછું હઠી ત્યાંને *ત્યાં સ્થિર થઇ ગયું. તેણે વિચાર્યું કે આરબો હાર પામ્યા, હું જીવતો બચી ગયો, અરમાનુસા પણ સલામત રહી, તેથી શું ! મ્હારો અને તેનો સંયોગ થવા પહેલાં જેટલો મુશ્કેલ છે કેમકે પિતાશ્રી અને મકુકિસ વચ્ચે એટલો કટટો અણબનાવ અને વૈરભાવ છે કે આરબોની હાર થતાં, પિતાશ્રી મકુકિસ પાસેથી વૈર લેશે..........આ ખ્યાલે તેને તદ્દન નિરાશ કીધો. હેરાન કીધો. તેને કશી સુઝ પડી નહીં, અકળાયો, ગભરાયો, અને આખરે લાચાર થઇ, કપાળે હાથ દઇ પથારી ઉપર જઇ પડયો, રાત્રિનો ઘણો વખત પસાર થઇ ચુકયો હતો, મગઝ થાકી ગયું હતું તેથી એકદમ નિદ્રાને વશ થઇ ગયો.

બીજે દીવસ, લડાઇની વધારે તૈયારીઓમાં પસાર થયો, સંધ્યા સમયે, જાસુસોએ, આરબોના બિલબીસથી નીકળી બાબુલ તરફ કુચ કરવાની, બાતમી આપી, આ બાતમી મળતાંજ આખી ફૌજ અને આખા કીલ્લામાં શોર બકોર મચી ગયો, આખું શહેર કીલ્લા ઉપર આરબોની ચઢાઇ જોવા દોડયું આવ્યું. આખી રાત તેઓએ જાગતા જાગતા અને શત્રુઓની બીતિથી શસ્ત્રોને સંભાળતા કાપી, પણ શત્રુઓ રાત્રે આવ્યા નહીં. બીજે દહાડે બપોરે દુરથી ધુળનો એક વંટોળીયો ઉટતો દેખાયો સર્વ એકઠા થએલા આંખો ફાડી જોવા મંડયા જ્યારે પવને તે વંટોળીયાને ચીરી ઉઘાડયો, ત્યારે તેમાંથી આરબ બહાદુરો ઘોડા દોડાવતા પુર જોશમાં ચઢી આવતાં,

નજરે પડયા ઘોડેસ્વાર લશ્કર આગળ હતું. અને ઉંટ અસ્વારના રસાલા પાછળ હતા. એમના આવી પહોંચ્યા પછી થોડીવારે પયદલ લશ્કર પણ આવી પહોંચ્યું. અને હવે એ મેદાનમાં જે કીલ્લાની સામે મકતમ નામના પહાડની પ્રભેટીમાં આવેલું હતું. તેઓએ ત્યાં પોતાનો પડાવ નાંખ્યો. તે મેદાનમાં કોઇ વસ્તી ન હતી માત્ર બગીચા વાડીઓ અને ઝાડીઓ હતી. અને તેમાં છુટા છુટા કેટલાંક ખ્રીસ્તી જોગીઓના મઠ બનેલા હતા આરબોએ એજ જગ્યાએ પોતાનાં તંબુ ઉભા કર્યા અને હાલ તે જગ્યાએ **"જામએ અહેમર"** છે. રૂમી સીપાહીઓ આરબોની પડાવ નાંખવાની રીતને લક્ષપુર્વક નિહાળતા હતા. આ નિહાળનારાઓમાં અરકાદયુસ પણ હતો. તેને બિલબીસવાળો સમય અને પોતાની કેદી હોવાની સ્થીતિનું સ્મરણ થયું અને તેથી તેનું મન પાછું હઠયું.

મકુકિસે માત્ર દેખાડવા ખાતર ચઢી આવનારા આરબોને મારી હઠાવવાની તૈયારીઓ કરવાનો જોશ દેખાડયો. તે ઓધરજની પાસે ગયો અને લડાઇ ॥ સામગ્રી સબંધે તથા આરબોને કેવી રીતે અને શી યુક્તિએ હરાવી નસાડવા એ સંબંધે વાત અને સલાહ મસલેહત ચલાવવા મંડયો. ઓધરજ મકુકિસને કપટી અને કાવત્રાબાજ ગણતો હતો. પણ તેણે પોતાનો એ અભીપ્રાય મકુકિસથી તદન છુપો રાખ્યો. અને તેણે કહયું કે—"મકુકિસ સાહેબ! તમે કશી ચિંતા ન રાખો. જુવો તો ખરા શું થાય છે? અમે જોત જોતામાં એ બાપડાંઓને નસાડી મુકીશું. તેઓએ બિલબીસ ફતેહ કર્યું છે તેની તેમને ખુમારી ચઢી છે, પણ તેમની એ ખુમારી અહીં નીકળી જશે. અફસોસ છે કે બિલબીસના સીપાહીઓ ઢીલા અને બાયલા નીકળ્યા, નહિ તો આ બાપડા આરબોના શા ભાર હતા?

**મકુકિસ**—હું પણ એજ આશ્ચર્યમાં છું કે આ થોડા ઘણાં જંગલી આરબો બિલબીસને કેવી રીતે ફતેહ કરી શકયા! જો આપ તેમની સંખ્યાનેજ લક્ષમાં લ્યો તો આપ સમજી શકો કે તેઓ આપણી ફોજની સામે પળવાર પણ મેદાનમાં ટકી શકે નહીં.

**ઓધરજ**—(મકુકિસની મુર્ખાઇ ભરી એ વાતને જે તેની લડાઇના કામોની અજ્ઞાનતાને સિદ્ધ કરતી હતી તેને ધિક્કારની નજરથી જોઇ) જો આપણે કીલ્લાને છોડી મેદાનમાં સામે મોઢે લડવા જઇએ તો તેમાં આપ-

ણીજ મુબાંઇ છે. આપણી પાસે રસદનો બેશુમાર સામાન મૌજુદ છે અને મન્દ્રનો રસ્તો ખુલ્લો પડયો છે અને તે ઉપર આપણો જાપ્તો છે, અને તે રસ્તેથી આપણને જોઇએ તેટલો અને તેવો સામાન મળી શકે છે ત્યાર પછી કીલ્લા બહાર નીકળી લડવામાં શો ફાયદો ભલેને તેઓ આપણી કીલ્લાની બહાર નીકળવાની વાટ જોતા જોતા સડયા કરે! અને અકળાય! આપણું શું બગડવાનું છે! આખરે થાકીને હુમલો કરશે અને તે વખતે આપણે તેમને પથરો અને તીરોના મારાથી પાછા હઠાવી દઇશું. એક તો આપણો કીલ્લો ઘણોજ મજબુત અને પાયદાર તો છેજ અને વળી ઉપરથી આસપાસ ખાઇ ખોદાવી છે એટલે કશી ભીતિ નથી. માનો કે આરબો ઘણાં હિમ્મતવાળાં અને સાહસિક છે. તેઓ ખાઇની દરકાર ન કરતાં કદાચ ખાઇમાં ઉતરીએ આવ્યા તો ખાઇમાં વાપરવામાં આવેલા લોખંડના અણીયાળા ખીલા અને કાંટા તેમના પગોને છેદી લોહીલવાન બનાવી ન આગળ વધવા જોગ રાખશે તેમજ ન પાછા જતા રહેવા જોગ, તેઓ ખાઇમાં ને ખાઇમાં રીબાઇને મર્ણ પામશે અને વળી ઉપરથી પત્થર અને તીરોનો મારો ચાલશે. માટે કશી ચીંતા નથી, એ તો આરબો આપણી સંખ્યાના પ્રમાણમાં ઘણાં થોડાં છે, અને જો થોડાં નહોતાં ચારગણા વધારે હોત તોએ આપણા ઉપર ફાવી શકત નહીં.

આ આખો દહાડો આરબોની હીલચાલ નિહાળવામાંજ પસાર થયો. રૂમી સિપાહી આરબોના ડરેસને તેમના તંબુઓને વાવટાઓને અને તેમની નજરે પડતી સઘળી વસ્તુઓને ઘણાજ આશ્ચર્ય પુર્વક જોતાં હતાં કેમકે આરબોની સઘળી રીતભાત રૂમીયોની રીતભાત કરતાં ઉલટી હતી.

અરકાદયુસ એ સર્વ વસ્તુઓને ઘણીજ પાસેથી જોઇ આવેલો હોવાથી, કીલ્લાના બુરજની એક બાજુએ ઉભો ઉભો પોતાના પિતાને સર્વ વસ્તુઓની ઓળખાણ અપાવતો હતો. સૈનાધિપતીનો તંબુ, ઉંટને બાંધવાની જગ્યા, સ્ત્રીયો અને બચ્ચાઓના તંબુઓ, ફોજી વાવટાઓની જગ્યાઓ એ સર્વ તેના પિતાશ્રીને દેખાડતો હતો, એ સર્વ જોઇ ઓઇરજ આશ્ચર્ય પામતો હતો. કેમકે રૂમીયો એવી રીતભાતથી તદ્દન અજાણ્યા હતા.

સાંજના સમય લગભગ, અરકાદયુસે દુરથી એક પયદલ સીપાહીને હાથમાં સફેદ ઝંડી લઇ આવતો જોયો. તેની સાથ બે માણસો બીજા પણ

હતા. તેણે આગલા માણુસના વસ્ત્રો ઉપરથી જાણ્યું કે તે આરબ છે. અને આરબો તરફથી કાંઇ સંદેશો લાવતા લાગે છે. તેણે પોતાના પિતાજીને તરતજ કહેવરાવ્યું. ઓઇરજ એક ભાષાન્તર કરનારને સાથે લઇ તે જગ્યાએ આવી ઉભો. જ્યારે તે આવનારા માણુસો કીલ્લાની તદ્દન પાસે આવી પહોંચ્યા ત્યારે તેમાંના એક લગાર આગળ વધી સ્પષ્ટ કીબ્તી ભાષામાં નીચે મુજબ કહેવું શરૂ કાર્યું.

"અમે અમારા સેનાધિપતીનો પત્ર લાવ્યા છીયે અને મકુકિસની મુલાકાત લેવા માંગીયે છીયે."........તે બુરજ ઉપર મરકસ પણ સર્વની સાથે હતો. તેણે વાત કરનારને ઓળખી લીધો. તે ઝયાદ અરબી યહયા નહવીનો મિત્ર હતો. અને તેના બે સાથીયોમાંનો એક વરદાન હતો અને બીજાને તે ઓળખતો ન હતો કીલ્લાનો દરવાજો ઉઘાડી દેવામાં આવ્યો અને તે સંદેશો લાવનારાઓને અંદર બોલાવવામાં આવ્યા રૂમી અને કિબ્તી ફોજના સીપાહીયો આ તદ્દન નિરાલી અને કદીએ ન જોઇ હોય તેવી જાતના એલ્ચીઓને જોવા માટે ભીડ કરી એક બીજા ઉપર પડવા મંડયા. સઘળાં રસ્તાઓ, ઝરૂખાઓ, અને અગાસીઓ ઉપર આ ત્રણ નીરાળા પુરૂષોને જોવા સ્ત્રીઓ અને પુરૂષોની ઠઠ જામી ગઇ. એ પત્ર લાવનારા એલ્ચીઓ, જાણે કીલ્લાને ફતેહ કરી તેમાં દાખલ થયા હોયની !! તેમ છાતી કાઢી દમામ સાથે અને નીડરપણે આગળ વધતા હતા. તેમના ચ્હેરા ઉપર કોઇ પ્રકારના ગભરાટના કે બ્હીકના ચિન્હ હતાં નહીં. તેમની આગળ પાછળ ઘણા સીપાહીયોનો ચોકી પહેરો હતો. એ લોકોને મકુકિસના રૂમમાં લઇ જવામાં આવ્યા. મકુકિસ અને ઓઇરજ સાથે બેઠેલા હતા અને બાજુમાં અરસ્તુક્લાસની બેઠક હતી. અરકાદયુસ તેના પિતાની જમણી બાજુએ બેઠેલો હતો. સરદાર, દરબારી અને અમીર ઉમરાવ પોત પોતાની જગ્યાએ બેઠેલા હતા. વધારે ભાગ રૂમીઓનો હતો અને કીબ્તી તો માત્ર ગણતરીનાજ હતા. ત્યાં પહોંચી વરદાને એક પરબીડીયું કાઢી આગળ ધર્યું. જેમાં એક પાનું અરબી ભાષા અને અરબી અક્ષરોમાં લખેલું બંધ હતું. મકુકિસે તે પાનું તરજુમો કરનારના હાથમાં આપ્યું અને તેણે વાંચવું શરૂ કર્યું. જેમાં નીચે મુજબ લખેલું હતું:—

## બિસ્મિલ્લા હિર રહમા નિર રહીમ.

આરબી ફોજના સરદાર અમર બિનુલ આસની તરફથી મિસરના હાકેમ મકુકિસની તરફ—જત—ઘટિત બાદ લખવાનું કે અમે આ દેશમાં દાખલ થઈ ચુકયા છીયે. ખુદાવંદ પાકે અમને દરેક સ્થળે ફતેહ અને વિજય આપ્યો. અમો "ફરમા" અને "બીલબીસ"ને તલવારો વડે ફતેહ કરી લીધું. હવે અમે આ કીલ્લાને પણ ફતેહ કરી લેવા જરૂરી માનીયે છીયે. જોઇયે તે તલવાર વડે થાય છે કે સુલેહથી થાય. તે ફતેહ કરતાં અમારા કેટલા બહાદુરો શહીદ થશે તેની અમને લગારે ચિંતા નથી. કેમકે અમારામાંનો દરેક માણસ ખુદાની રાહ (પંથ)માં માર્યો જઇ (શહીદ થઇ) ખુદાની હજુર જઇ પહોંચવાના સમયની ઘણીજ આતુરતાથી વાટ જોતો હોય છે. હું તમારી આગળ ત્રણ વાતો કરૂં છું. ૧—અમારા દીન (ધર્મ) માં દાખલ થાઓ એટલે અમારા અને તમારા હકો સરખા થાય; ૨—અને નહીં તો અમારે શરણે આવી જઝીયો વેરો આપો; ૩—અને જો એ બે વાતોમાંની એકે કબુલ ન હોય તો અમારા તમારા વચ્ચે તલવાર જે ચુકાદો કરી આપે તેને કબુલ રાખો અર્થાત આ ત્રણ વાતોમાંની તમારી મરજી પડે તે વાત કબુલ કરો.

લી૦

અમર બિનુલ આસ.

ભાષાન્તર કરનારે તે પત્ર વાંચી સમજાવ્યો. ઓઇરજ આવી બે ધડક અને ચોખ્ખે ચોખ્ખી કાંઇ પણ દાવપેચ વિનાની લખાવટ સાંભળીને ક્રોધથી સાંપ સમાન વળ ખાવા લાગ્યો. તેણે ક્રોધથી લાલચોળ બની મકુકિસની સામું એવી રીતે જોયું કે જાણે આનો શો જવાબ આપવો એમ પુછતો હોયની!!! મકુકિસે કહ્યું આ એલચીઓને કાંઇ સારી અને આરામની જગ્યાએ લઇ જઇ તેમને રહેવાનો બંદોબસ્ત કરો. અમે વિચાર કરી જવાબ આપીશું. કેટલાક મોહટા મોહટા અમલદારો અને બીજા લોકો પણ કચેરીમાંથી ઉઠી ચાલતા થયા. હવે એકાંતમાં અરસ પરસ સલાહ મસલેહત થવા માંડી. મકુકિસે ઉપર ઉપરથી એવો અભિપ્રાય આપ્યો કે લડાઇ કર્યા વગર તેમનાથી ડરી જઇ સુગે મોઢે તેમની તાબેદારી કબુલ કરી લેવી મને તો પસંદ નથી. તેઓ આપણા કરતાં સંખ્યામાં થોડા છે, પરદેશી છે, ના વાકેફ છે છતાં આપણે તાબેદારી કબુલ કરી લઇયે તો પછી આપણા જેવા બાયલા કોઇ નહીં. માટે તલવારનો ચુકાદો

માન્ય રાખવો જોઇયે. સર્વ જણાએ એ અભિપ્રાય કબુલ રાખ્યો અને જવાબ લખવામાં આવ્યો અને તે ઉપર મકુકિસની મોહર કરવામાં આવી કેમકે તે મિસરનો ગવરનર હતો. સઘળાં હુકમો અને સરક્યુલરો તેનીજ પરવાનગી સહી અને મોહરથી જાહેર કરવામાં આવતા હતા. તે જવાબને પરબીડીયામાં બંધ કરી મરકસને આપવામાં આવ્યો. મરકસ તે જવાબ પેલા એપીયાઓને આપી તેમને કીલ્લાના દરવાજા સુધી પહોંચાડી આવ્યો. જ્યારે એપીય ચાલ્યા ગયા અને સભા વિસરજન થઇ ત્યારે મકુકિસને એવો ધડકો થયો કે આરબો તે જવાબની સખત ભાષા અને તોછડાઇને વાંચી કાંઇ મ્હારા ઉપર શકતો નહીં આણે? જો મને ફુટી ગએલો ગણશે તો મ્હારી માઠી વલે થશે. આ બ્હીકે તેને ઘણો ઉદાસ અને ક્ષીણ બનાવી દીધો. સંધ્યા થઇ ચુકી હતી તેથી તે પોતાને મુકામે ચાલ્યો ગયો અને એકાંતમાં પોતાના પુત્ર અરસ્તુલીસને બોલાવી બ્હીક અને ધડકો કહી સંભળાવ્યો. અરસ્તુલીસે થોડીવાર વિચાર કરી કહ્યુ કે—પિતાશ્રી! મ્હારૂં ધ્યાન એવું છે કે એ સંબંધે જો આપણે આરબોને લખી દઇયે તો સારૂં. તમે હમણાં માત્ર કીલ્લાને ઘેરો ઘાલો અને અમને મદદ કરવાની તક મળે ત્યાં સુધી તમે અમને મોહલત આપો, અને અમે અમારા એકરાર ઉપર કાયમ છીયે.

મકુકિસ—લખી દીધું હોય તો સારૂં એ તો હું પણ જાણું છું પણ લઇ કોણ જશે? અને કઇ ભાષામાં લખશો?

અરસ્તુલીસ—મરકસ લઇ જશે. તે આરબોને સારી પેઠે ઓળખે છે. અને હું કીપ્તી ભાષામાં લખીશ. આરબો પાસે ભાષાન્તર કરનાર છે તે તેમને મતલબ સમજાવી દેશે.

અરસ્તુલીસનો મત તેના પિતાએ કબુલ કીધો અને તેથી નીચે મુજબ પત્ર લખવામાં આવ્યો—

“તમારા પત્રના જવાબમાં મેં મ્હારી મ્હોરવાળો જે પત્ર લખી મોકલ્યો છે તે માત્ર રૂમી લોકોની સાથે, તમારી સામે લડવામાં તઇયાર છીયે, તે દેખાડવા ખાતરનો લખેલો છે. નહિ તો અમે તમારીજ સાથે છીયે. હું મ્હારા એકરાર ઉપર કાયમ છું મ્હારા વચનનો ભંગ કદી નહી થાય. જેટલી ઉતાવળ થશે તેટલી ઉતાવળે હું આ કીલ્લાને તમારે હવાલે કરી દઇશ, અને તમારી સાથે સુલાહ કરી લઇશ. પરંતુ તમે મને એ

મુજબ વર્તી શકવા પુરતું કંઈ સુધી મોહલત આપો એ અવશ્યનું છે." એ પત્ર લખાઇ રહ્યો તે વખતે રાતનું અંધારૂં ચારે તરફ છાઇ ગયું હતું. મકુકિસે મરકસને બોલાવ્યો અને તે પત્ર તેને સોંપી પુછયું કે આ પત્રને આરબી છાવણીમાં કેવી રીતે પહોંચાડી શકીશ ?

મરકસ—આરબોની છાવણીમાં જવું ઘણું ભયકર છે. રૂમી લોકો આજકાલ અમારા ઉપર ઘણો શક રાખે છે. અમારી દરેક હીલચાલને ઘણી બારીકાઇથી જોતા રહે છે અને શત્રુઓની પણ દરેકે દરેક હીલચાલને તપાસે છે, એવા વખતે જો અમારામાંના કોઇને કીલ્લાની બહાર જતો જોઇ લે તો ખચિત ઝડતી લીધા વિના ન રહે.

મ્હારો અભિપ્રાય એવો છે કે હમણાં હું આ પત્રને સાવચેતીથી મ્હારી પાસે રાખી મુકું અને તક મળે આરબોને આપી આવું, અથવા તે દરમિયાન જો મનફ જવાનું થયું તો તે વખતે અરબી છાવણીમાં નદીના રસ્તેથી જાઉં અને કામ સાધી પાછો આવું, અને તેમ કરેથી મ્હારા ઉપર કોઇને શક આવશે નહી તેમજ આપણી વાત પણ છાની રહેશે. પછી જેવી આપની મરજી.

મકુકિસ અને અરસ્તુલિસે, મરકસના અભિપ્રાયને પસંદ કીધો અને તે પત્ર તે રાત્રે તેનીજ પાસે રહેવા દીધો. મરકસ કીલ્લાની દીવાલ ઉપર જ્યાં તેની નોકરી હતી ત્યાં ચાલ્યો ગયો. રસ્તામાં તેને અરકાદયુસનો ખ્યાલ આવ્યો. તેણે તેના અરમાનુસા પ્રત્યેના પ્રેમ વિશે વિચાર કરવો શરૂ કર્યો. તેણે મનમાં કહ્યું કે "અરે તે અરમાનુસા ઉપર કેટલો બધો આશક છે ? અને મ્હારા ઉપર એ બન્નેના કરેલા બધા આભાર છે ! ! તેને ખાત્રી થઇ કે મકુકિસના એ કાવત્રાં અને પ્રયત્નો અરકાદયુસને ઘણું નુકસાન પહોંચાડશે. એટલુંજ નહી પણ તેના જીવને જોખમમાં નાંખશે. જો કદાચ આરબો કીલ્લામાં ચઢી આવી શકયા તો અરકાદયુસ, મકુકિસના ફુટેલપણાથી અજાણ્યો હોવાના કારણે ખચિત તેમની સાથે લડશે અને લડતા લડતા માર્યો જશે અને જો આવું થશે તો હાય, હાય ! પછી અરમાનુસાની શી વલે થશે ? તેના ઉપર દુ:ખના પર્વત ટુટી પડશે, તેનું જીવતર ધુળમાં મળી જશે, અને તેનો અસર મકુકિસ અને અરસ્તુલીસ સુધી પહોંચશે. ઓઆરજને પણ અરકાદયુસના માર્યા જવાથી કાંઇ ઓછું નહી લાગે, તેની કમર ટુટી જશે."

આવા આવા તરંગોમાં ગોથાં ખાતો મરકસ પોતાની સુવાની જગ્યા સુધી પહોંચ્યો. તે વિચિત્ર આફતમાં હતો. તે અરકાદયુસનો ખરો શુભેચ્છક અને મિત્ર હતો. મુખ્યત્વે કરીને જ્યારથી તેણે અરમાનુસા અને અરકાદયુસ વચ્ચેના પ્રેમ સંબંધી જાણ્યું હતું ત્યારથી તેને એ બન્નેની પાક નીતી હોવાની ખાતરી થઇ ગઇ હતી. તેથી તેના મનમાં અરકાદયુસની આગળ ભેદ ખુલ્લો કરી દેવાનું આવ્યું (આવો ખ્યાલ આવતાંજ તે બોલી ઉઠયો) અરે જીવ! આ શું કરે છે? પોતાના સરદારો-કેવા સરદારો:-મકુકિસ અને અરસ્તુલીસ જેવા સરદારોની લુણ હરામી કરે છે? તેમણે મ્હારા ઉપર વિશ્વાસ મુકયો. ભેદ ખુલ્લો પડતાં તેમના પ્રાણ જાય એવો ભેદ મને સોંપ્યો તો શું એવો ભેદ ખુલ્લો કરી તું વિશ્વાસઘાતી બને છે? નહી, નહી. મ્હારાથી એ બનનારૂં નથી........પણ જો ભેદ ખોલતો નથી, અને છુપાવું છું તો બે સાચા અને શુદ્ધ આશકોના પ્રાણ જાય છે, અને ખુની ઠરૂં છું. અહા! તે બન્નેના મ્હારા ઉપર કેટલા બધા આભાર છે? આવી રીતના તરંગોમાંને તરંગોમાં તેણે આખી રાત પસાર કીધી. બીજે દહાડે સવાર પડતાંજ તેને ખ્યાલ આવ્યો કે અરબોને આ દેશ સોંપી દેવામાં મ્હારે મદદગાર નીવડવું જોઇએ કેમકે મકુકિસ આરબોના તરફદાર છે, અને તેઓ જુલ્મી રૂમીયોના હાથમાંથી રાંક કીબ્તીયોને મુકત કરાવવા માંગે છે. રૂમીયોએ હવે કિબ્તીયો ઉપર જુલમ કરવામાં કશી કચાશ રાખી નથી. જો હું અરબોને આ દેશ સોંપાવવામાં મદદકર્તા ન નીવડતાં એ વિરૂદ્ધ વર્તું તો ખરે મ્હારા શીરપર દેશ દ્રોહનો દોષ આવે અને આલોક તથા પરલોકમાં કાળું મોઢું થાય. આરબોને આ દેશ અપાવતાં માત્ર અરકાદયુસના જીવનો ખ્યાલ રહે છે જો મને એટલી ખાત્રી થઇ જાય કે તે સહીસલામત રહેશે તો પછી મને બીજી કશી દરકાર નથી. તેણે પોતાના મનને પ્રશ્ન પુછયો કે હવે મ્હારે શું કરવું જોઇયે! જવાબ મળ્યો કે જ્યારે આરબો આ કીલ્લાને ફતેહ કરી તેમાં દાખલ થાય ત્યારે બહાદુર અરકાદયુસને લગારે આંચ ન આવતાં તે સહીસલામત રહેવા પામે એવી કોઈ યુકિત યોજી કાઢવી જોઇયે. પણ એ કેવી રીતે બની સકશે? એવી ખાત્રી થવી તો ઘણી મુશ્કેલ છે! જો એક યુકિત કરવામાં આવે તો તે સંભવિત છે. એવા વખત અરકાદયુસને કીલ્લાની બહાર આવેલી કોઇ દુર જગ્યાએ મોકલી દેવામાં આવ તો બન

અને અરકાદયુસ
મ છે. નહિ તો અરબો કીલ્લામાં દાખલ થાય અને અરકાદયુસ
તે પોતાના પ્રાણ ન આપે એ બનવાજોગ નથી. સઘળાં રૂમીયો અર-
ા શરણે જાય તેમના તાબેદાર થાય એ વાત ખરી પણ અરકાદયુસથી
ાંનું કશું બનનારૂં નથી. અને તેથીજ તેના જીવની ચિંતા છે,
ીત આવા કલ્પવિકલ્પ કરી તેણે, જે દીવસે અરબો કીલ્લામાં દાખલ
ા એવું લાગશે તે દીવસે અરકાદયુસને કોઇ બહાનું કરી કીલ્લાની
ાર મોકલી દેવાની મનમાં ગાંઠ વાળી, પણ અરકાદયુસ—લડાઇનો શોખીન
રકાદયુસ—એવી કટાકટીના વખતે કીલ્લાને છોડશે નહી એ ખ્યાલ આવતાં
ી ગાંઠ છુટી ગઇ. આ વિચાર પછી તેને કાંઇ નવી યુકિત સુઝી તેથી
મકીને બોલી ઉઠયો—હા, હા ઠીક છે. કીલ્લાની બહાર તેને ગયા વગર
ાલે નહી એવી યુકિત સુઝી છે, તે દિવસે હું તેને અરમાનુસાની તરફથી
ની પાસે તરત પહોંચવાનો સંદેશો પહોંચડાવીશ. એક સાચા આશકની—
ુદ્ધ આશકની, પોતાની માશુકાના આમંત્રણને પાછા ફેરવવાની કદી
હેમ્મત ચાલશે નહી. તે તે સંદેશો પહોંચતાં ખચિત જશે, અને જો આ
યુકિત ન ચાલી તો ખબર બીજી યોજી લેશું.

આવી રીતે એક વાતના ચોકસપણા ઉપર આવી જવાથી તેના મનનો કલ્પાંત શાંત થયો. તે પોતાના સરદાર મકુકિસની પાસે ગયો. પણ તે વખતે મકુકિસ પોતાના પુત્ર સહિત ઓઇરજના દરબારમાં બેઠેલો હતો. ત્યાં લડાઇની સામગ્રી અને યુકિતઓ સંબંધે વિવાદ ચાલતો હતો. મરકસ વાટ જોતો બેસી રહયો. થોડીવાર પછી દરબાર બરખાસ્ત થયો. મકુકિસ ઉઠીને પોતાને ઘેર જવા લાગ્યો એટલામાં તેની નજર મરકસ ઉપર પડી તેથી તેણે ચુપકીદીથી તેની સાથે જવા ઇશારો કર્યો જ્યારે મકુકિસ પોતાના ઓરડામાં દાખલ થયો અને ત્યાં બીજા કોઇ માણસને ન જોયો ત્યારે તેણે મરકસને કહ્યું કે "આજની સભામાં અમે એમ ઠરાવ્યું છે કે આપણે ચુપકીદી પકડી કીલ્લામાં બેસી રહેવું, અને લડવા માટે મેદાનમાં ન ઉતરવું. અને તેથી ખાત્રી થાય છે કે અરબોનો આ ઘેરો ઘણો લાંબો વખત ચાલશે અને આપણને રસદના સામાનની જરૂરત પડશે. એ જરૂરત દુર કરવા માટે અમે એક મંડળી સ્થાપી છે. જેનું કામ મનફ જઇને ઘઉં તથા બીજી જરૂરી ચીજો લાવવાનું રહેશે. હું પણ તે મંડળીની સાથે

રૂં બેસી મનફ તરફ જા અને ત્યાં મ્હારી તરફની કશી ચિંતા

નહીં રાખવાનો સંદેશો કહી દે અને પછી તું તેનીજ સાથે રહે. જ્યારે રસદ પહોંચાડનારી મંડળી રસદ ખરીદીને પાછી વળે ત્યારે તું કોઇ બીજે રસ્તેથી અરબોની છાવણીમાં જઇને તેમના સેનાધીપતીને પેલો પત્ર પહોંચાડી દેજે".

જે સાંભળી, બહુ સારૂ સાહેબ કહી મરકસે જવાબ આપ્યો અને પુછ્યું, અમે ક્રીબ્તીઓ રૂમીઓના ક્રુર અને ઘાતકી પંજામાંથી મુક્ત થઇએ એવો વખત આપના ધારવા મુજબ શું આવી પહોંચ્યો છે! શું ખરેખર થોડાજ દહાડામાં અમે મુક્ત થઇશું ! આ પ્રશ્ન પુછવાથી મરકસનો મતલબ, મકુકિસનો અભિપ્રાય અને અનુમાન જાણી, એ વખતનો અંદાજો કરી અરકાદયુસ તરફ અરમાનુસાનો સંદેશો મોકલવાનો વખત નક્કી કરી રાખવાનો હતો.

**મકુકિસ**—ક્રિબ્તીઓની મુક્તિના દીવસો લગભગ આવી પહોંચ્યા છે. જો ખુદાની મરજી હશે તો બે ત્રણ મહીનાથી વધારે વખત નહીં લાગે. આપણે અરબોને શરણે જવું અને આ દેશ ફતેહ કરવામાં તેમની મદદ કરવી એ સઘળું કેટલું અગત્યનું અને મહત્વ ધરાવતું છે? એ તું જાણતો નથી. આપણે એ નેમ પુરી પાડવા માટે ઘણી હુશીયારી અને ચતુરાઇથી કામ લેવાનું છે. જો આપણાથી લગારે ઉતાવળ થશે તો રૂમીઓને આપણા કાવત્રાની ખાત્રી થઇ જશે. અને તેથી તેઓ આપણા જીવના શત્રુ બનશે પણ જ્યારે આપણે સારી પેઠે લડીશું અને લાંબા વખત સુધી ઘેરો રહેશે અને પછી અરબો ફતેહ કરી શકશે ત્યારે જોકે તેમને આપણે મદદ આપેલી છે એવો શક રહેશે પરંતુ ખાત્રી પુર્વક નહીં કહી શકાશે. અને એવી રમ્મત રમવાથી આપણને બન્ને બાજુનો લાભ રહેશે. જો આરબો ફતેહ પામ્યા તો આપણી આશા પુરી થઇ. અને જો અરબો ફતેહ ન પામ્યા અને રૂમીઓ ફતેહ પામ્યા તોપણ આપણે રૂમીઓના ક્રોધથી બચી શકીશું. માટે જે કામ તને સોંપવામાં આવ્યું છે તે ઘણી હુશીયારી અને ચતુરાઇથી બજાવજે. અને તારી વર્તણુંકથી કોઇને લગારે શંકા આવવા દઇશ નહીં.

મરકસ સઘળી વાતોને ધ્યાનપુર્વક સાંભળી, મનના દાબડામાં બંધ કરી ત્યાંથી ચાલતો થયો. તેને અરકાદયુસના સંબંધે પણ શાંતી વળી ચુકી

હતી. બીજે દહાડે તે તરફ જનારી મંડળીમાં જોડાઇ ગયો. અને મનફ પહોંચ્યો. ત્યાં તેની પ્રેમદા મારિયા અને તેના માતાપિતાને મળ્યો. અરસ પરસ ક્ષેમ કુશળતા પુછાઇ. સર્વ જણ ખુશ થયાં. મરકસે સર્વેને દિલાસો દઇ કહ્યું કે જો ખુદાની મરજી છે તો હવે સુખના અને નિશંતે બેસવાના દીવસો આવી પહોંચ્યા છે. મારિયા પોતાના પ્રિતમની આશા દેનારી વાતથી ખુશ થઇ. પણ તેણી ચારે તરફથી જે સંજોગો વચ્ચે ઘેરાયલી હતી અને તેના પરિણામથી અજ્ઞાન હતી, તેથી ઘણી ગભરાતી હતી. મરકસના દર્શનથી તેને જે થોડો વખત ખુશી પ્રાપ્ત થઇ હતી તે તેના હૃદય કમળને વિશેષ કરમાવતી હતી કેમકે તે લડાઇનો સમય હતો. દુશ્મનો અને તે પણ સખ્તમાં સખ્ત દુશ્મનોનો મુકાબલો હતો. તેનો બહાદુર પ્રિતમ તેનાથી જુદો રહેવામાં લાચાર હતો. તેના મનની સ્થિતિનો અંદાજો ઘણો મુશ્કેલ હતો. તેને કોઇ રીતે ચેન પડતું નહતું. દહાડો અને રાત ચિંતામાંજ પસાર કરતી હતી.—

કિસ તરાહ બખ્તકી ખુબીકા ન અપને રોઉં.
દિલ ચુરાકર મેરા ગર આંખ ચુરાએ કોઇ.

મરકસ થોડો વખત મારિયાની પાસે બેસી ત્યાંથી ઉઠયો, અને શાહઝાદી અરમાનુસાની સેવામાં હાજર થવાના વિચારથી આગળ વધ્યો. રસ્તામાં બરબારા મળી મરકસ તેનીજ સાથે થઇ શાહઝાદીની સેવામાં પહોંચ્યો. અરમાનુસા પોતાના ભેદભેદુને જોઇ ઘણી ખુશ થઇ. તેણીએ તેને એકાંતમાં બોલાવી બરબારા મારફત વાતો કરવી શરૂ કીધી. અરફાદયુસ, તેના પિતા અને તેના ભાઇની ક્ષેમ કુશળતા તથા બીજી બીનાઓ પુછી. કીલ્લાના રક્ષણ અર્થેની સામગ્રી સંબંધે સવાલ કર્યો.

મરકસે કહ્યું—આરબો કીલ્લાની બહાર પડાવ નાંખી પડયા છે. તેઓએ અમને કીલ્લો સોંપી દઇ શરણે જવા લખ્યું હતું. જેના જવાબમાં અમારી તરફથી લખવામાં આવ્યું કે જ્યાં સુધી અમારામાં જીવ બાકી છે ત્યાં સુધી અમે તમારે શરણે આવીશું નહીં અને તમને હરાવી નસાડવા લડતાં રહીશું.

બરબારા—(ખડખડ હસી) અરે મરકસ! એવી વાતો બીજાને સમજાવ! જે ખરૂં હોય તે કહે. મકુકિસ સાહેબ આરબોની સાથે કેવી

રીતે વર્તે છે તે મ્હારાથી અંજાણ્યું નથી. ખાનગી રીતે તેમની વચ્ચે સંધી થઇ ગઇ છે એ અમે સારી પેઠે જાણીએ છીએ. શું તેઓ અરસપરસના વચનો ઉપર કાયમ છેને?

મરકસ—જી હા, હજુર! બન્ને વચનો ઉપર કાયમ છે. તમે જે જાણો છો તે ખરૂં છે. જુવો મકુકિસ સાહેબનો પત્ર આ રહયો. તે આરબોના સેનાધિપતી ઉપર લખવામાં આવ્યો છે. (પછી તે અરમાનુસાને આપે છે.)

અરમાનુસાએ પત્ર વાંચવો શરૂ કર્યો. કેમકે તે બંધ ન હતો. સઘળી હકીકત વાંચ્યા બાદ જ્યારે છેલ્લો ભાગ વાંચ્યો ત્યારે તેનું મન પાછું હઠી અંદર શમાઇ ગયું. એક નિશ્વાસ નાંખ્યો અને નિરાશાપુર્વક બોલી મરકસ! આ કાવત્રાંમાં અરકાદયુસનું શું પરીણામ આવશે એ તું અનુમાન કરી શકે છે? તે ઘણો બહાદુર અને શુરવીર છે એ તું જાણતો નથી? શું તે ભયંકર સ્થીતીમાં નથી? તે ખરેખર એક વીર પુરૂષ છે, તે મોતથી ડરીને ન નાસતા મોતનો મુકાબલો કરનારો છે. આરબોની સામે લડતાં હારી જવાની નામોશી પોતાને માથે લેવા કરતાં પોતાના પ્રાણ આપવા તે વધારે પસંદ કરશે. અને તેના પ્રાણ ગએ મ્હારા પ્રાણ પણ જશે મરકસ! શું તું એવો અનુમાન કરતો નથી?

મરકસ—(મુરકરાઇને) હજુર! આપ ગભરાઓ નહીં. આકુળ વ્યાકુળ થાઓ નહીં. ચિંતા ત્યજી નિરાંત રાખો. એવી ચિંતાઓ કરવા મ્હારા જેવા આપના દાસ ક્યાં હાજર નથી? મેં એ સંબંધે એક દહાડો અને રાત વિચાર ચલાવ્યો છે અને પરીણામે એક યુકિત યોજી છે જે વડે આશા છે કે અરકાદયુસનો વાળે વાંકો થઇ સકશે નહિ. જ્યારે હું તે યુકિત આપ હજુર મુકીશ ત્યારે આપ પણ પસંદ કરશો.

અરમાનુસા—(ગભરાઇને) તે યુક્તિ શું છે? એ જલ્દી કહે જોઇએ?

તેના જવાબમાં મરકસે પોતાની યોજેલી યુક્તિ કહી સંભાવી.

અરમાનુસાએ તે યુક્તિ પસંદ કરી મરકસને શાબાશી આપી કહયું તું તેની સંભાળ રાખી વારંવાર મને સમાચાર પહોંચાડતો રહેજે. તે પસંદ કરે એવા વિવેક ભર્યા શબ્દોમાં તું મ્હારો સંદેશો પહોંચાડજે મર-

કસ! મ્હારો સઘળો વિશ્વાસ ત્હારાજ ઉપર છે એમ ખાત્રીથી માનજે. હું તને ત્હારી સેવાનો બદલો આપ્યા વિના નહીં રહું.

મરકસ—(અરમાનુસા સમક્ષ ઘુંટણીએ પડી) હું આપનો દાસ છું ગુલામ છું. ગુલામ પોતાના સરદાર અને અન્નદાતાની આજ્ઞા બજાવે એજ તેનું કર્તવ્ય છે. આપ નચિંત રહો, અને ખાત્રી રાખો કે આપની સેવા બજાવતાં જો મ્હારા પ્રાણવડીક પણ જશે તો તેની કશી દરકાર નથી. નહી, નહી, આપના મ્હારા ઉપ· એટલા આભાર છે કે મ્હારા પ્રાણ જાય તો પણ તેનો અદના બદલો વળી શકે નહી.

અરમાનુસા—(મરકસને ઉભો કરી) શાબાશ છે! વીર નર! શાબાશ છે!

મરકસે શાહાઝાદીના હાથ ચુમી વિનંતી કીધી કે હું આજને આજ અરબી છાવણીમાં જવા માગું છું. માટે આપ હુકમ આપો તો મછવો તઈયાર કરવામાં આવે. અરમાનુસાએ, મછવો તઈયાર કરાવવાનો બરબારને હુકમ આપ્યો. મરકસ ત્યાંથી રજા લઇ મારિયાને ઘેર આવ્યો. મારીયા પોતાના પ્રીતમને જોઇ આકુળ વ્યાકુળ મનને આશ્વાસન આપતી રહી અને જાણે કહેતી હતી કે:—

કાશ ઇસ દિલકો મસલનેહી કો આએ કોઇ
દાગે હસરતકો ઇસી તરહ મિટાએ કોઇ.



# પ્રકરણ ૧૧ મું.

## નિષ્ફળતા.

સમી સાંજ પડી મરકસ મારિયાને ત્યાંથી ઉઠયો. તે બાપડી પોતાના કલેજાને પકડી રહી ગઇ, મરકસ પોતાનું કરમાએલું મન લઇ, ઉપરા ઉપરી નિષ્ફળતા નિશ્વાસોને દાબવાના પ્રયત્નો કરતો કરતો નદીના કીનારે પહોંચ્યો. મછવો તઇયાર હતો. શાહઝાદીની નોકરીમાં રોકાએલા બે ખારવા સર્વ તઇયારી સાથ મછવામાં તઇયાર હતા. મરકસ મછવામાં બેઠો. મછવો પશ્ચિમ તરફના કીનારે કીનારે ઉત્તર દિશાની તરફ હંકારવામાં આવ્યો. તેઓને કોઇ જોઇ ન શકે એટલા માટે તેઓએ પશ્ચિમના કીનારે થઇ ઉત્તરની તરફ મછવો હંકારવો પસંદ કીધો હતો. પવન જોર ભર ફુંકાતો હતો એટલે સર્વ સઢ ખોલી દેવામાં આવ્યા હતા. નીલ નદીનો પ્રવાહ પણ જોર ભર વહી રહયો હતો. હજુ વધારે વખત થવા પામ્યો નહતો કે તેઓ કીલ્લા લગભગ આવી પહોંચ્યા. તે વખતે તેઓ અને કીલ્લાની વચ્ચે માત્ર જઝીરએ રવઝા આવેલો હતો. રાતના અંધારાનો કાળો પરદો તે વખતે તેમના કાર્યના ભયંકરપણાને પોતાની ચાળમાં છુપાવતો હતો. ખારવાઓએ ધારેલી જગ્યા લગભગ આવી પહોંચવાથી સઢ ઉતારી લીધા. મરકસ થોડીવાર સુધીતો પોતે જે સ્થીતિમાં મુકાયો હતો તે સંબંધે વિચાર કરતો રહયો અને ખારવાઓને જે જગ્યાએ પહોંચવાનું હતું તે જગ્યાની તદ્દન નજીક ઉતરવાનું કહેતો રહયો. તેણે પોતાને કયાં ઉતરવાનું છે તે ખારવાઓને કહી દીધું હતું ખારવાઓએ પણ તે જગ્યાની લગભગ ઉતારવાનું અને કશી ફીકર નહીં કરવાનું કહી દીધું હતું. નીલ નદીનું પાણી ભરતીમાં હતું. મછવાને સખ્ત તોફાન લાગતું હતું. મછવાવાળાઓએ પોતાની સાથે, સાધારણ રસ્તાની મુસાફરી ગણી જરૂરી સામાન પુરો લીધો ન હતો જ્યારે આરબી છાવણી લગભગ પહોંચ્યાં ત્યારે મછવો કીનારા તરફ પાણીના પ્રવાહના બળને લીધે હંકારી શકાતો ન હતો મરકસ તેથી ઘણો ગભરાતો હતો. અને ખારવાઓ નિરાશ થતા હતા. છેવટે મરકસે ગભરાઇને પુછયું કે હવે શું થશે ! આ મછવો તો કીનારા તરફ હંકરાતો નથી.

ખારવા—સાહેબ અમે લાચાર છીયે. અમે હડસેલાં લેવા ભુલી ગયા હવે તો સવાર પડતાં સુધી ધીરજ ધરવા અને સબુર કરવા વગર છુટકો નથી.

સવાર સુધી ધીરજ ધરવામાં તેની સર્વ કરી કારવી નીષ્ફળ જશે એવો વિચાર કરી મરકસ ઘણો ગભરાયો. તેણે એક ખારવાને મનક મોકલી હડસેલાં મંગાવવા ધાર્યું પણ એ ધારણા પુરી પાડવી મુશ્કેલ હતી કેમકે હડસેલાં લેવા માટે ખારવાને મોકલતાં તેમને ત્યાં એક દહાડો વધારે રોકાવું પડતું હતું. જ્યારે તેને કોઇ યુકિત સુઝી નહી ત્યારે ખારવાઓને કહયું કે તમે તમારે ખુદા ઉપર ભરોસો રાખી મછવો હંકાર્યો રાખો. જે થવાનું હશે તે થશે. એ સાંભળી ખારવાઓ બોલ્યા કે એમ કરવુ ઘણું જોખમી છે. આ કામમાં તમારો અભિપ્રાય તદ્દન નકકામો છે. અમે જે કાંઇ કર્યે તે તમે તમારે બેઠા બેઠા જોયા કરો. મરકસે કહયું કે એની કાંઇ ફીકર નહી. તમે તમારે હંકાર્યે રાખો. હું જો કે ખારવો પૈદા થયો નથી પણ ખારવાઓના કામને જાણું છું. ખારવાઓએ કહયું કે તમે કશુંએ જાણુતા નથી અને જાણુતાએ હો તો તેથી શું ? પાણીનો પ્રવાહ આપણા સામે છે અને હડસેલાં વિના તેને કાપી આગળ વધવુ ઘણું મુશ્કેલ છે. મરકસે તેમની વાતને ન માનતાં આગ્રહ કર્યો અને ઘણી હઠ લીધી, તેથી પેલા ખારવાઓ લાચાર બન્યા અને મરકસના મતે ચાલ્યા. ખારવાઓએ સઘળાં સઢ ઉતારી નાંખ્યા. માત્ર સઢનો એક કટકો ખુલ્લો રાખ્યો અને જે તરફ જવાનું હતું તે તરફ સુકાન ફેરવ્યું. મરકસ પણ તેમની મદદમાં રહયો. ત્રણે જણા પુર્ણ પ્રયત્નો વડે મછવાને ફેરવી લઇ જવાની મેહનત કરતા હતા. મછવો પુર્વ તરફ ચકકર ખાતો ખાતો કેટલોક દુર નીકળી ગયો. છેવટે મોજા અને પવનનું જોર ફાવ્યું, મછવો ડામાડોળ થવા મંડયો સર્વ જણા મોતથી ડરી ખુદાની દરગાહમાં દોઆઓ ગુજારવા લાગ્યા. મછવો તે વખતે વળી કેટલોક આગળ વધ્યો, મંજધાર આવ્યો એટલે પાછી પહેલા જેવીજ સ્થીતિ સરૂ થઇ. મછવાની અંદર કેટલુંક પાણી પણ આવી ભરાયું, ખારવાઓએ ઘણી ઝડપથી સઢને ઠીકઠાક કીધાં. ભરાએલું પાણી ઉલેચી નાંખ્યું, અને સુકાનને કાબુમાં રાખવા મંડયા, પણ મછવો તો એવો ડામાડોળ થતો હતો કે જાણે હમણાં ડુબી જશે. આ જોઇ એ ત્રણે જણા ઘણા નિરાશ થયા. તેઓ હિમ્મત હારી ગયા. તેમની કીનારે સલામત પહોંચવાની

આશાનો નાશ થયો તેમના હાથ પગ ઢીલા પડી ગયા. મરકસને તો છક્કીનું દુધ યાદ આવી ગયું તેણે ગભરાઇને ખારવાઓને પુછ્યું કે હવે આપણે શું કરીશું?

ખારવાઓ—કરવું'તું શું? ખુદા ઉપર વિશ્વાસ રાખી સુકાનને ફેરવી સંભાળી રાખીશું. મછવો પાણીના પ્રવાહ સાથે હંકારાતો જશે. જ્યારે કોઇ જગ્યાએ તોફાન ઓછું થશે ત્યારે કીનારે જવાની કોશીશ કરીશું. હમણાં તો પાણીના પ્રવાહની સાથે હંકાર્યા વિના છુટકો નથી.

મરકસ—(તદન લાચાર બની) હશે, તમને જે વ્યાજબી લાગે તે કરો. ખારવાઓએ તરતજ સુકાનને ફેરવી સીધું કરી દીધું. મછવો પ્રવાહની સાથે હંકારાતો સીધો કીલ્લાથી દુર ચાલતો થયો. પણ તેથી કાંઇ ફાયદો થયો નહીં. ખારવાઓ પણ સબર કરી શકયા નહીં અને ગુસ્સે થઇને બોલ્યા—જો આપણે કીલ્લેજ જવું હોય તો આવી રીતે પ્રવાહની સાથે ઘણે દુર નીકળી જવામાં શું લાભ છે! બહેતરતો એજ છે કે આપણે જે જગ્યાએથી પ્રથમ નીકળ્યા હતા તે જગ્યાએ પાછા જઇએ અને ત્યાંથી આગળ વધવું કે કેમ કરવું એ જોઇ લઇશું. અને નહીં તો, ત્યાંથી જઝીરએ રવઝાની તરફ હંકારીશું કેમકે એ તરફ મોજાઓનું જોર ઘણું હોતું નથી.

મરકસને તેમની વાત માન્યા વિના છુટકો ન હતો, તેણે તેમની એ વાત પણ કબુલ કીધી અને ખારવાઓએ પાછા વળવા તઇયારીઓ કીધી, તેઓ પાછા વળવાની તઇયારીમાં હતા એટલામાં કીલ્લાની તરફથી પોતાની તરફ એક મોહટું વહાણ આવતું નજરે પડયું. મૅરકસે તે વહાણને ઓળખ્યું કેમકે તે મીસરી બેડામાંનું એક હતું. આરબો નીલ નદીના કીનારા ઉપર આવેલી વસ્તીઓમાં લુટફાટ ન ચલાવે એનો બંદોબસ્ત રાખવા તથા નીલ નદીના બન્ને કીનારાઓનું રક્ષણ કરવા અર્થે તે બેડામાંના વહાણ ઘીસમાં ફર્યાજ કરતા હતા. મરકસને એ વહાણ જોઇ બીક લાગી તેના મનમાં આવ્યું કે જો એ વહાણવાળા મને આવી સ્થીતિમાં જોઇ લેશે તો ખચીત મ્હારા ઉપર વ્હેમે ખાઇ કાંઇ કપટ અથવા રાજ દ્રોહ આદીનું તોહમત મુકયા વિના નહીં રહે. આવો વિચાર આવતાંજ તેણે ગજવામાંથી મકુકિસનો પત્ર બહાર કાઢી હાથમાં રાખ્યો અને જો

પકડવામાં આવે તો તે પત્ર તરત ફાડી નાંખવાના વિચારથી તઇયાર ધ્યાન રાખતો બેઠો. ખારવાઓ કાંઇ ઉંધું ચતુંજ બોલી દીએ એટલા માટે તેણે ખારવાઓને પણ સમજાવી દીધા કેઃ—

જો જો તમને શાહઝાદી સાહેબના જીવના સમ ! જે પ્રમાણે હું કહું તે પ્રમાણેજ તમે પણ કહેજો. એવું ન થાય કે આપણી બન્નેની જુબાનીમાં ફરક પડે. ખારવાઓએ "ઘણું સારૂં" "એની ફીકર નહીં" જવાબ વાળ્યો. એટલામાં તેમના કાને એક અવાજ પડયો જે તેમને ત્યાંને ત્યાં ઉભા રહેવાનો અને થોભવાનો હુકમ કરતો હતો. વહાણ પાસે આવ્યું ત્યારે તેમાંના માણુસોએ રોશની દેખાડી એક બીજાને ઓળખવા માંડયા, મરકસે તેમને જોઇને મનમાં બીહીને કહયું કે "અરે આતો રૂમી બેડાંમાંનું વહાણ છે." વહાણ માંહેલા લોકોએ પણ મરકસને ઓળખીને પુછયું આવા વખતે આ તરફ કેમ આવવું થયું છે ?

મરકસે એમ વાત બનાવી કે હું કીલ્લામાં જવા ચાહતો હતો પણ પવનના જોરે અને મોજાઓના ઉછાળાઓએ મછવાને આ તરફ હંકાર્યો. અને હું ભોગજોગે જઝીરાના પાછલા ભાગમાં આવી પડયો. તેઓએ એ સાંભળી કહયું કે, ચાલો આવો અમે તમને કીલ્લામાં પહોંચાડી દઇએ.

મરકસે પેલા પત્રને મસલીને કયારનો નદીને સ્વાધીન કરી દીધો હતો. તેથી તે સાથેના બન્ને ખારવાઓને લઇને નિડરપણે વહાણ ઉપર સ્વાર થયો. ત્યાં તેમની ઝડતી લેવાઇ ત્યાર પછી તે પાછો પોતાનાજ મછવામાં આવતો રહયો જે વહાણની પાછળ વળગાડી દેવામાં આવ્યો હતો. તે આખી રાત મછવામાંજ પડયો રહયો. સવાર પડતાંજ વહાણવાળાઓ મરકસને અને બન્ને ખારવાઓને પકડી અરકાદયુસની પાસે લઇ ગયા. અરકાદયુસે, મરકસને જોતાંજ ઓળખી લીધો. અને ઓળખતાંની સાથેજ તેના મનમાં અરમાનુસાનું સ્મરણ થયું. અને સ્મરણ થતાંજ તેના કાંઇક સ્થિર મનની સ્થિતિ ડામાડોળ થવા લાગી. એક નિશ્વાસ નીકળ્યો બેચેની વધી પડી. તો પણ તેણે સંભાળી મરકસ શા કામ માટે ગયો હતો તે ખાનગીમાં પુછવા નક્કી કર્યું. અને તેથી તેણે સીપાહીઓ અને ખારવાઓને કાઢી મુકયા અને મરકસને કહયું કહે મરકસ ! શું હતું ? સાચે સાચું કહેજે. હું ત્હારી સચ્ચાઇની કેટલી કદર કરૂં છું અને ત્હારી સાથે કેટલી પ્રીતી રાખું છું એ કહેવાની જરૂરત જોતો નથી.

**મરકસ**—અરે સાહેબ! એ શું બોલો છો! હું તો આપનો એક અદના ગુલામ છું ને!

**અરકાદયુસ**—(એવો ખ્યાલ કરી કે મરકસ ખાનગી ગુહ્ય કામ અર્થે તો ગયો નહીં હોય, તેની તપાસ કરી) જવાબ કેમ આપતો નથી! મુંગો થઇ ગયો કે શું (તેના ચ્હેરા ઉપર કાંઇ ગુસ્સાના ચિન્હ જણાયા. ચ્હેરો લાલચોળ થવા મંડયો ભ્રમર ચઢવા મંડી, અને હોઠ દબાવા મંડયા.)

શો જવાબ વાળવો એની મરકસને સુઝ પડતી ન હતી તેથી તે ગભરાઇ ગયો. તે તરતજ પોતાની જગ્યાએથી ઉભો થયો અને અરકાદયુસનો હાથ પકડી તેને ચુમી લીધો. તેની આંખોમાં આંસુ ભરાઇ આવ્યા હમણાં ટપકી પડશે એમ દેખાતાં હતાં. તેણે ગદ્‌ગદિત કંઠે કહ્યું સાહેબ! હું સાચે સાચુ, આપ ગળું કાપી નાંખશો તો એ નહીં કહું તેમજ જુઠું એ નહીં બોલું પણ હું આપના પ્રાણની અને પદવીની પ્રતિજ્ઞા લઇ કહું છું કે જે કામમાં આપનું હિત હોતું નથી અને તેમાં આપની ભલાઇ દેખાતી નથી તેવા કામમાં હું કદી રોકાતો નથી. વળી તેમજ હું આપની અથવા શેહઝાદી સાહેબની આજ્ઞા વિના કોઇ કામ કરતો નથી. હવે આપને અખ્તેયાર છે. મ્હારે કહેવાનું હતું તે કહી દીધું. જોઇએ તો મારી નાંખો અને જોઇએ તો જીવતો રાખો. એટલું માનજો કે હું આપની તાબેદારીની બહાર પગલું ભરૂં એ આ મરકસથી આ જીંદગીમાં તો બનનારૂં નથી. આપની જીંદગીના વાત તો મ્હારા અખ્તેયારની નથી એટલે તે સંબંધ કાંઇ કહેતો નથી. અરકાદયુસ, મરકસની વાતો સાંભળી, માથું નમાવી કેટલીકવાર સુધી કાંઇ વિચારતો રહયો. મરકસના વ્યાખ્યાનમાં કાંઇ ભેદ અને તે પણ છુપો ભેદ રહેલો છે એટલું તો એ ખચિત સમજી શકયો અને તે એ પણ સમજી શકયો કે એ ભેદ હશે તો આરબો અને કિબ્તીઓ સંબંધેનો હશે. પણ શું કરે લાચાર! અરમાનુસાની પ્રીતી તેને કશું બોલવા દેતી ન હતી તે સઘળું સમજતો હતો પરંતુ પોતાની પ્રેમદા વિરૂદ્ધ કશું કરી શકતો ન હતો. તેને વાત વાતમાં અરમાનુસાનો ખ્યાલ રહેતો હતો. અરમાનુસાને લગારે માઠું લાગે એવા કાર્યથી તેનું મન મુંજતું હતું. છેવટે તેણે એ વાતને મુલતવી રાખી પુછ્યું. મરકસ! તું આવ્યો ત્યારે અરમાનુસા કેવી સ્થીતિમાં હતી!

મરકસ—ઘણા આનંદમાં સાહેબ! માત્ર આપના સ્મરણને લીધે બેચેન હતી. નિદ્રામાં પણ આપનાજ સ્વપ્નાં જોતી હતી. આપના દર્શનના લોભમાં પળ અને ઘડીયો ગણતી હતી. એવી સ્થીતી જોઇને, આપ કેવી રીતે નચિંત બેસી શકયા છો એ સંબંધે મને ઘણો આશ્ચર્ય થાય છે. આપતો કદી ભુલ્યા ભટકયા પણ મળવા જતા નથી.

અરકાદયુસ નિશ્વાસ નાખી, દાંત કકડાવી ચુપ થઇ ગયો અને કશો જવાબ ન આપ્યો તેણે મરકસને, ઘેર જવાની રજા આપી દીધી અને પોતે પોતાની સ્થીતિ ઉપર વિચાર કરતો ત્યાંજ બેસી રહયો.

મરકસ અહીંયાથી છુટો થઇ પોતાના સરદાર મકુકિસની પાસે ગયે અને પોતાની સર્વ અથઇતિ કહી સંભળાવી જેના જવાબમાં મકુકિસે કહયુ કે "ત્યારે શું તેં તે પત્રને નદીમાં નાંખી દીધો! પણ મને લાગે છે તેં તેને સાવચેતીથી ફાડી નાંખ્યો હશે!

મરકસ—અરે હુજુર! કટકે કટકા કરી નાંખી દીધો છે! કેમં બાબીરસના કટકા કરી નાંખવા ઘણાં સહેલ છે.

વાંચકો આ સ્થળે: સવાલ કરશે કે ત્યારે શું મકુકિસની તરફથ આરબો તરફ કોઇ બીજો સંદેશો ગયો નહીં હોય!

એના જવાબમાં એટલુંજ કહેવું બસ થશે કે તેણે બીજી કોઇ પ યુકિત વડે આરબોના સેનાધિપતીને પોતાની આરબો પ્રત્યેની લાગણી જાણીતો કરી દીધો હતો અને તે બન્ને વચ્ચે સમજુતી અને સલાહ થ ચુકેલી હતી.



# પ્રકરણ ૧૨ મું.

## બાબુલના કીલ્લાનો કબજો.

---

સિપેહરે પીરકો તદબીર કયા નહીં આતી
બસ એક મેરીહી બિગડી બન નહી જાતી

કીલ્લાના ઘેરાને આજ કાલ કરતાં સાત મહીના વહી ગયા. આ દર મિયાન આરબોની કુમકે અરબસ્તાનના રાજ્યધાનીના શહેરમાંથી ચાર હજાર આરબોનું ખુંખ્વાર લશકર આવી પહોંચ્યું હતું અને તેથી આરબી લશકરની કુલ સંખ્યા આઠ હજાર જેટલી થઇ ગઇ હતી. આ કુમકે આવેલા લશકરમાં ઘણાં શુરવિર ઇસલામી લડવઇયાઓ આવેલા હતા. શામ અને એરાકના દેશો તેઓ ફતેહ કરી ચુકયા હતા અને હવે નવરા બેસી રહેવું તેમને પસંદ ન હતું.

અરકાદયુસે આ સાત મહીના સાત વર્ષની જેમ ગાળ્યા હતા. તે વિયોગ અગ્નિના શયનપર આલોટતો રહયો હતો. અરમાનુસા તરફથી સમાચારો એટલાં ઓછાં મળતાં હતાં કે જાણે મળતાંજ ન હતાં. હવે તેનામાં ધીરજ અને સબરની શક્તિ રહી ન હતી. પ્યારીનાં દર્શનની આતુર તાએ તેને એવો ઉશકેર્યો કે મેનફની તરફ ટકટકી બંધાઇ ગઇ. બે દહાડા સુધી તો તે એવાજ આકુળ વ્યાકુળ કરનારાં, નિંદ્રા ઉડાવનારા, હાથ પગ ઢીલાં કરી દેનારા, ભ્રમિત બનાવનારા, વિચારોના વમળમાં ગોથાં ખાતો રહયો. આખર એક રાત્રિએ પોતાની ઓરડીમાં જઇ વિશ્રામ કરવાના ઇરાદાથી પથારીએ જઇ પડયો અને તે વખતે તે અરમાનુસાના વિયોગથી એટલો દુઃખી થઇ રહયો હતો કે અરમાનુસા સ્વપ્નમાં પોતાના દર્શન કરાવે તો મ્હારા કેવા ભાગ્ય એવા વિચારમાં તલ્લિન હતો—

જમાલે યારકો દેખેંગે ખ્વાબમેં કયા ખાક
હમેં તો નીંદભી શબભર ઝરા નહીં આતી.

પથારી ઉપર પડયો પડયો, મનના ગભરાટ અને બે ચઇનીના કાર ણથી આમ તેમ પાસાં બદલી રહયો હતો એટલામાં એક સંતરીએ આવીને મરકસ આવવાના ખબર કર્યા. મરકસ આવવાના ખબર પામતાંજ તેનું કરમાઇ ગએલ મન ખીલવું શરૂ થયું કાંઇ નવિન આશા બંધાઇ. મરકસ કાંઇ સંદેશો લાવ્યો હશે એવો ખ્યાલ થયો............તેણે "અંદર બોલાવો" એમ સંતરીને કહયું.

અરકાદયુસ—(ગભરાઇને) કેમ! મરકસ! છે તો સઉ સારૂં ને!

મરકસ—જી હા, સહુ સારૂં છે. (એટલું બોલી તેણે અરકાદયુસના હાથમાં એક પત્ર મુકયો)

અરકાદયુસે તે પત્રને જલદી જલદી ઉકેલ્યો તે અરમાનુસાની તર ફથી આવેલો હતો જે નીચલા ભાવાર્થનો હતો.

"જો તમને અરમાનુસાનું સ્મરણ થતું હોય, જો તમે તેને જીવતી જોવા ઇચ્છતા હો, તો આ પત્ર જોતાંજ જેમ બને તેમ ઉતાવળે મનફ આવો—વિશેષ રૂબરૂ.

લી० તમારી વફાદાર પ્રાણપ્રિયા અરમાનુસા.

પત્ર વાંચતાંજ અરકાદયુસના ચ્હેરાનો રંગ ઉડી ગયો. તે સમજ્યો કે મ્હારી પ્રાણ કરતાં અધિક પ્યારી અરમાનુસા કોઇ સંકટમાં સપડાએલી હશે નહિં તો આવા વખતે પત્ર લખત નહી. તેણે ગભરાઇને મરકસને પુછયું શું તું પોતે આ પત્ર લાવેલો છે? અથવા અરમાનુસાએ બીજા કોઇ માણસની સાથે મોકલ્યો છે?

મરકસ—હું નથી લાવ્યો સાહેબ! એક બીજો માણસ લાવેલો છે, અને તે તરતજ પાછો ગયો છે. તેમાં શું લખ્યું છે? છે તો સહુ સારા વાનાને?—

અરકાદયુસ—(વચમાં) હા સહુ સારૂ છે, માત્ર તે મને ઉતાવળે તેડે છે પરંતુ તેનું કાંઇ કારણ લખેલું નથી. એવું તે શું હશે?

મરકસ—જેવી ખુદાની મરજી! હશે તો કુશળતા! પણ ત્યારે શું આપ જવાના માટે તઇયાર છો?

અરકાદયુસ—(આનાકાનીની રીતે) મ્હારે જવું તો જોઇએ, પણ જવુ ક્યાં રહેલ પડ્યું છે? એ મુશ્કેલી છે ને! જ્યારે શત્રુએ કીલ્લાને ઘેરી પડેલા હોય ત્યારે કીલ્લાને છોડી દેવો કેટલી બધી મુર્ખાઈ! માત્ર મુર્ખાઈજ નહી પણ તે વડે કેટલી બધી નામોશીની વાત છે! હવે મ્હારે શું કરવું એ સમજમાં આવતું નથી. સુડી વચ્ચે સોપારી જેવો મ્હારો ઘાટ બન્યો છે.

મરકસ—(પોતાની યુક્તિ પાર પડેલી ગણી ખુશ થઇ) હમણાં વેશ બદલીને જાઓ અને થોડીવાર ત્યાં થોભી તરત પાછા આવતા રહો તો શું હરકત છે? કોઇને, એટલીવારમાં, ખબર પડી નહીં શકે અને કીલ્લો કાંઈ માટીનું ઘર નથી કે શત્રુએ જોતજોતામાં પાડી ઉજડ કરી નાંખશે! એની ધાસ્તી નકામી છે. સાત મહીનાથી ઘેરો ઘાલી પડયા છે અને તે હજુ પાશેરામાં પહેલીજ પુણી છે.

અરકાદયુસ—ઘણું સારૂં ત્યારે અર્ધ રાત્રીએ વેશ બદલીને જઇશું કોઇ પુછશે ત્યારે કહી દેશું કે અમે જાસુસ છીએ. શત્રુની હીલચાલ અને તેમના વિચાર જાણવા જઇએ છીયે. મરકસ! તું આજની રાતનો પ્લોલ (ગુપ્ત શબ્દ) જાણે છે?

મરકસ—હા સાહેબ! આજની રાતનો પ્લોલ "હરકુલ" છે. ત્યાર પછી તેઓ બન્નેએ અર્ધ રાત્રિએ કિલ્લાના પુર્વ દિશાના ખુણામાં મળવાનું અને ત્યાંથી મનક જવા નીકળવાનું ઠરાવ્યું. મરકસ પોતાના સ્થાને ચાલતો થયો. અર્ધ રાત્રિએ ઠેરવેલા વખત કરતાં વહેલો, તે જગ્યાએ આવી હાજર થયો. થોડી વાર પછી અરકાદયુસ પણ વેશ બદલીને આવી હાજર થયો. તે બન્નેએ મકુકિસના હરકારના ડ્રેસ જેવો ડ્રેસ પહેરેલો હતો. તેઓ બન્ને કિલ્લાનાં દરવાજાની પાસે આવ્યા. તેઓ જેવા દરવાજાની બારી ઉઘાડવા જતા હતા તેવાજ ચોકીદારે તેમને ટોક્યા તેઓએ રાતનો "પ્લોલ" શબ્દ કહયો એટલે ચોકીદારે વધારે ગરબડ કરી નહીં તેઓ બન્ને શહેર બહાર નીકળી મરકસે નદીના કીનારે મછવાની તઇયારી કરાવી રાખી હતી. તેમાં બેસી તેઓએ મછવો હંકાર્યો. મછવો ધીમે ધીમે હંકારવાની વરદી ખારવાઓને આપી દીધી હતી. મછવો ધીમે ધીમે નીલ નદીના પાણીને કાપતો આગળ વધતો હતો. અરકાદયુસ મછવો ઉતાવળે હાંકવાની તાકીદ કરતો

હતો પણ ધીમે ધીમે હાંકવાનું મંગકસે સમજાવયું હતું તેથી તેઓ ઉતાવળે હાંકતા ન હતા. અરકાદયુસ, પોતાના કીલ્લા છોડવા સંબધે હજારો તર્ક વિતર્કો કરતો હતો. તેને તેના પિતાના ક્રોધનો ઘણો ભય હતો. એવી રીતે સવાર પડી ગઇ અને નછવો મનફ લગભગ પહોંચી ગયો, શહેરની ઇમારતો નજરે પડવા લાગી સર્વથી પહેલાં જે મહેલ ઉપર અરકાદયુસની નજર પડી તે અરમાનુસાનો મહેલ હતો જે ગામની સઘળી ઇમારતો, હવેલાયો અને મેહલો કરતાં વિશેષ ઉંચો મોહટો અને વિસ્તાંરવાળો હતો. આ મહેલમાં જવાની પરવાનગી પામવાની અરકાદયુસ માટે આ પહેલીજ તક હતી તેથી તે પોતાની પ્રાણ પ્યારીને, એક લાંબા વિયોગ સમય પછી ભેટવા અર્થે સર્વ પ્રકારે તઇયાર થઇ રહયો હતો.

હા ગુના રંજો અઝાબસ્ત જાને મજનુંરા
બલાએ સોહબતે લયલા વ ફુરકતે લયલા

આશકોને, પોતાની માશુકોના વિયોગ વખતે જે દુઃખ ઉઠાવવું પડે છે તેવુંજ દુઃખ તેને મળતાં–ભેટતાં પણ ઉઠાવવું પડે છે કેમકે તેને દરેક વખતે એવી ભીતિ રહે છે કે જો હૂં માશુકાની સાથે વાતચીત કરતાં કદાચ અવિવેકી ગણાઇશ તો! મ્હારા મોંહમાંથી કાંઇ શબ્દ નીકળતાં તેનો જુદો અર્થ થશે તો! અથવા તેને માઠું લાગશે તો? અથવા તેની લાગણી દુખાશે તો!......તે અનુસાર અરકાદયુસની સ્થીતિ પણ બની હતી. તેના હાથ પગ ઠંડા પડી ગયા હતા; તેનું હૃદય ધડકતું હતું આંખો ફડકતી હતી. હાથ પગ ધ્રુજતા હતા. જેમ, બાદશાહની મુલાકાત લેવા માંગતો માણુસ જ્યારે શાહી મેહલની પાસે પહોંચે છે ત્યારે બાદશાહનો જે રોબ તેના મન ઉપર અસર કરે છે તેમ, આ ખુબ સુરતીની દેવી પાસે જતાં અરકાદયુસની હાલત બની હતી.

અરમાનુસા, મેહલમાંથી નીચે ઉતરી બગીચામાં બેસી પ્રિતમની વાટ જોઇ રહી હતી. બરબારા અને બીજી કેટલીક વિશ્વાસ પાત્ર લોંડીયોને, તેના શુભ ગમન અર્થે અને તેને ખાનગી રીતે મેહેલમાં લઇ આવવા આગળથી નદીના કીનારા સુધી મોકલી દીધી હતી. તેની પણ અરકાદયુસ જેવીજ સ્થીતિ થઇ રહી હતી. હાથ પગ ઠંડા પડી ગયા હતા. હૃદય ધડકતું હતું. આંખો ફરકતી હતી. હાથ પગ ધ્રુજતા હતા. લગાર અવાજ થતો કે જોવા દોડી

તી. લગાર પતુ' ખખડતું કે તે એમજ સમજતીકે અરકાદયુસ
ાવ્યો. કદી જુદા જુદા ચમનોમાં ફરી, ફુલ અને હરીયાળીથી પોતાના
ાને ખુશ કરતી અને કદી સુસ્વરે ગાતાં પક્ષીઓના પાંજરાં આગળ
ઈ તેમના ગાનતાનને સાંભળી મન ખુશ કરવાના પ્રયત્ન કરતી. પરંતુ
ર જોતાં મનને અને પ્રિતમના પ્રેમના નીશાથી ચકચુર બનેલી આંખોને
ાપ્ત કશી શાંતી વળતી નહીં. અર્થાત ઘણાં આવનારાઓના ધબકારા
ભળી, હવે તો આવ્યા, હવે તો આવ્યા એમ અનેકવાર માની લીધા
ી તેણે દુર સુધી છેલ્લી નજર દોડાવી. નજર દોડાવતાંજ તેને ફીબ્તી
જના બે સીપાહીયો આવતા દેખાયા. બરબારા અને તેનો સ્ટાફ તેમની
થે હતો. તેણીએ બન્નેને ઓળખી લીધાં. તે તેમને મળવા આગળ
ી. બરબારાએ છુપા દાદરાથી મહેલમાં ચઢવાની સુચના કીધી જે
ર્ય તરતજ અમલ કરવામાં આવ્યો. ત્યાર પછી મરકસે પોતાની પ્રાણ
ારીને મળવા જવાની રજા માંગી મારિયાને ઘેર ચાલતો થયો. અરકા-
સ, અરમાનુસાના હાથમાં હાથ આપી, તેણીના રૂમમાં દાખલ થયો.
રબારા પડછાયાની પેઠે તેમની સાથે હતી. જ્યારે તેમને તદન એકાંતમાં
વાની ખાત્રિ થઇ ગઇ ત્યારે અરકાદયુસે અરસાનુસાનો હાથ પકડયો.
તે હાથ પકડતાંજ તેના શરીરમાં થરથરી વછુટી. તેના મનમાં એ
લોકિક હર્ષ પ્રાપ્તિ થઇ કે તે બાબુલની કીલ્લાના સરદારી, પિતાનો
ર, શતરૂઓ ભય, નામોશી, બદનામી, હીચકારાપણું વિગેરે વિગેરે સર્વ
સરી ગયો. માત્ર એટલી ફીકર બાકી રહી કે મને આવી રીતે એકાએક
લાવી લેવાનું શું કારણ હશે? તેના સંબંધમાં પુછવાનો વિચાર કરતો
ા પણ તેની કંઇ પુછવાની હિમ્મત ચાલતી ન હતી, અથવા તે સવાલ
ી રીતે શરૂ કરવો એની તેને સમજ પડતી ન હતી. પ્રાણ પ્યારી
રમાનુસાના કોમળ હસ્તને અડકવાથી તેના તનમનમાં એવો તો વિજ
ક અસર પ્રસરી ગયો હતો કે તે મુખમાંથી શબ્દ ઉચ્ચાર્યા વિના સ્તબ્ધ
વલા સમાન ઉભો રહી અરમાનુસાના મુખારવિંદ સામે ટગર ટગર
યા કરતો હતો. અરમાનુસા પણ તેની નજરથી નજર ન મેળવી શક
ા કારણ શરમ અને લજ્જાની પુતળી સમાન નીચું જોતી બેસી રહી
ી. તેના ચહેરા ઉપર શરમનો રંગ એટલો તો ચઢ ઉતર કરતો હતો
તેની પોતાની ગરદનને લગારે હલાવતી નહીં. બન્ને પક્ષના મુખ ઉપર

અમોહવાપણુની મોહર થઇ ગઇ હતી. અરકાદયુસ પોતાની પ્રેમદા અરમાનુસાની શરમભરી આંખો ઉપર તન મન અને સર્વસ્વ કુરબાન કરી રહયો હતો. તેનું કલેજું એટલો બધો વખત એવી પ્રેમ પુતળીથી અલગ રહેવાનો ખ્યાલ આવતાં ચીરાઇ જતું હતું.

બરબારાએ પ્રથમથી દસ્તરખાન તઇયાર કરી રાખ્યું હતું. ઉમદા ઉમદા પકવાન, મીઠાં અને સ્વાદિષ્ટ શરબત, જુની શરાબ વીગેરે ખાન પાનની વસ્તુઓ તઇયાર કરીને બરબારાએ એ સ્તબ્ધ પુતળાંઓને ખાણુ તઇયાર છે એમ કહીને ગમકાવ્યા તેઓ બન્ને અક્ષરે બોલ્યા વિના દસ્તરખાન ઉપર આવી બેઠા, આખર અરમાનુસાથી ન રહેવાયું તો બોલી—અવારનો ભુલ્યો કહેવાતો નથી............હશે આખરે આપે દર્શન તો દીધાં....હું તો માનતી હતી કે માત્ર લશ્કર અને કીલ્લાની આસપાસ ઘેરો હશે, પણ આ તો અમારી આસપાસ પણ ઘેરો નીકળયો.

અરકાદયુસ—(હિમ્મત ધરી) ક્ષમા કરો...........પણ આપ મને ઠપકો દયો તે પહેલાં મને માત્ર સંક્ષેપ્તમાં ગોળ ગોળ સદેશો મોકલી બોલાવવાનું કારણ કહેશો તો મોટો ઉપકાર થશે.......આપના એ ગોળ ગોળ સંદેશાથી મ્હારા મનમાં અનેક તર્ક વિતર્ક થતા હતા. અને હજુ મનને શાંન્તિ વળી નથી. જો એમ ન હોત તો આવા જંગી જમાનામાં કીલ્લાને કદી છોડત નહીં.

અરમાનુસા—હા, હા, હું સમજી! આપ કીલ્લાને મ્હારા કરતા વિશેષ ગણો છો? ખરેખર સાચા અને ખરા પ્રેમનો એવોજ બદલો હોય છે!

અરકાદયુસ—નહીં, નહીં, હું કીલ્લાને આપ કરતાં વિશેષ ગણતો હોઉં એવો મ્હારો ભાવાર્થ નથી. આપના સંદેશાથી મ્હારા મનને કેટલો ઉચાટ થયો હતો તે સમજાવવા માંગુ છું...........આપ કૃપા કરી કહેશો કે મને શા માટે બોલાવવામાં આવ્યો?

અરમાનુસા—શા માટે! આપના ચંદ્રસમ મુખના દર્શન કરવા માટે! આજકાલ કરતાં સાત મ્હીના વહી ગયા. જ્યારે હું બીલબીસથી આવતી હતી અને તમે કીલ્લાની દીવાલપરથી મને તાકી તાકીને જોતા હતા ત્યારથી મને લગારે ચેન પડતું ન હતું. ન તો પેટ ભરીને ભોજન

કરતી. ન તો રાત્રીએ પુર્ણ નિદ્રા લેતી. વિચિત્ર આફત અને મુસીબતમાં દીવસો નિર્ગમન થતા હતા. આપ જુવો છો કે હું પહેલાં કરતાં કેટલી બધી અશક્ત થઇ ગઇ છું. કેટલી બધી દુબળી પડી ગઇ છું. પ્યારા! આપના વિયોગના કારણે મ્હારા આ હાડકાં નીકળી આવ્યા છે. હાય! મનતું—એકાએ મનનું જુઠું થશે તેણે મને ખ્વાર કીધી. રખેને આ છેલ્લી મુલાકાત નિવડે એવો મને ભય હતો. આપ શત્રુઓમાં ઘેરાયલા હતા એ ખ્યાલ જ્યારે આવતો હતો ત્યારે તો મ્હારૂં કલેજું મોંહે આવી જતું હતું. હજુ તમે લડાઇ બડાઇના વિચાર ઉપર કદાચ અડગ હશો એમ મને લાગે છે. પ્યારા! હવે લડાઇ બડાઇનું નામ છોડો અને આ કિકરીના કરગર્વાને કાંઇ લક્ષમાં લ્યો. આપના વિયોગ વડે મ્હારા ઉપર શું શું ગુજરે છે? એનીજ લગાર દરકાર કરો—

અરકાદયુસ—(વચમાં) પ્યારી! દરેક વખત હું તમારા રટણને, રમરણને, તમારી યાદીને, મ્હારા એકલાપણામાં, એકાંતમાં મિત્ર બનાવું છું. મ્હારૂં મન તમારી ખ્યાલી તસવીરનું સદા સ્થાન રહે છે. આ અરકાદયુસ કદી પણ તમારી સાથે બેવફાઇ કરશે એવો ખ્યાલ કદીએ ન કરો. અને લડાઇ બડાઇથી તો મ્હારો હેતું તમારૂંજ રક્ષણ કરવાનો છે. તમારાજ રક્ષણાર્થે તલવાર બાંધું છું, અને તમારાજ રક્ષણાર્થે તીર અને તલવાર પ્રહારમાં છાતી ખોલી ઉભો રહું છું.

અરમાનુસા—(વચમાં) નહીં, નહીં, જો તમારા મનમાં મ્હારા પ્રત્યે કાંઇ પણ પ્રેમની તિવ્ર લાગણી હોય તો લડાઇનું નામ પણ મુખથી ના ઉચ્ચારો. લડાઇ શબ્દથી મ્હારૂં શરીર ધ્રુજે છે આંખે અંધારા આવે છે. કીલ્લાના રક્ષણને ચુલામાં બાળી મ્હારા માથાની શોભા બનો નિડરપણે અને નચિંતપણે જીંદગીના દહાડા ગાળો. હવે તો મ્હારાથી વિયોગ દુઃખ નહીં સહેવાય. અને હવે હું તમને અહીંયાથી જવાએ નહી દઉં.

અરકાદયુસ—તમારા પ્રત્યે હું કેટલો પ્રેમ ધરાવું છું તે હું પોતે કહું તે કરતાં વધારે તમારૂં પોતાનું મન શાક્ષી પુરતું હશે, તો પણ તમારા પ્રેમની સાથે, હું મ્હારા દેશ ઉપર મ્હારી ઇજ્જત આબરૂ અને કીર્તિ ઉપર દીલોજાનથી કુરબાન છઉં......હા.......પેલા ઉંટ ચરાવનારા પર્વતોમાં રખડી પેટ ભરી ખાનારા, રેતાળ રણના રહેનાર જંગલી આરબોને આ દેશ મફત હવાલે કરી દઇએ એમ તમે શું ચાહો છો! નહીં!

નહીં ! એ બનનારૂં નથી. અમે રૂમી બહાદુર છીએ, અમે આનભાન અને ટેકવાળા છીએ. આખી દુન્યાના બાદશાહો અને શહેનશાહો અમારી રૂબરૂ શીશ નમાવે છે, ત્યારે શું અમે આ થોડાં ઘણાં જંગલીઓનો મુકાબલો કરતાં પાછા હઠીશું ! અમે પાછી પાની કરનારા કહેવાઇએ એ શું તમને પસંદ છે ! આ વખતે અરકાદયુસની વિચિત્ર સ્થીતિ હતી. તેના ચ્હેરા ઉપરથી શુરવિરપણું વરસી રહયું હતું. બહાદુરી અને શુજાઅતના નિશામાં ચકચુર હતો અને કપાળ ઉપર પરસેવો આવી ગયો હતો.

અરમાનુસા—પ્યારા! આપના નામને બટો લાગે એવું હું ચાહતી નથી કેમકે એથી તો મને લોકોમાં મગરૂરીની સાથે કહેવાનું મળશે કે મ્હારો પ્યારો બહાદુર અને શુરવીર છે. પરંતુ મેં, આ મુલાકાત પછી આપથી કદીએ વિખુટા નહીં પડવાનો દ્રઢ નિશ્ચય કરી લીધો છે. અને એટલાજ સારૂ મેં ઉતાવળે બોલાવ્યા હતા.

અરકાદયુસ—(ગભરાઇને ઉભો થયા પછી) તમે જે કહો છો તે શું સત્ય છે! શું તમે મને એટલાજ માટે બોલાવ્યો હતો ! તમે એવો નિશ્ચય કરી લીધો છે ! શું તમે મ્હારી પાસે બેવફાઇ કરાવવા માંગો છો!.......જ્યારે લોકો અરકાદયુસને ડરપોક, બ્હીકણ, નામર્દ, લડાઈમાંથી નહાસી જનારો હીચકારો કહેશે ત્યારે શું તમને શરમ નહીં આવે? શું એવા વખતે તમારે નીચું જોવું નહીં પડે ! નહીં, નહીં તમે એમ ચાહતા હો એમ હું માની શકતો નથી.

અરમાનુસા—ખરેખર, આપની બદનામી થાય એમ હું ચાહતી નથી, પરંતુ જે લડાઇમાં પરિણામ આપણી વિરૂધ આવનારૂં હોય તેવી લડાઇમાં આપ જીવ આપો તે પણ હું ચાહતી નથી.

અરકાદયુસ—(આશ્ચર્યમાં પડી) એ આપે શું કહયું ! શું બાબુલના કીલ્લાની ફોજને ફરમા અને બિલબીસના કીલ્લાઓની ફોજો જેવી નિર્બળ ગણો છો! જો એમ ગણતા હો તો એ આપની ભુલ છે. મને જ્યાં સુધી યાદી પડે છે ત્યાં સુધી હું કહી શકું છું કે ફરમામાં તો એક રૂમી બહાદુર ન હતો. અથવા હતો એવું બતાવી શકો છો !

અરમાનુસા—એ હું જાણતી ન હતી. પરંતુ મેં સ્વપ્નામાં બાબુલના કીલ્લાને, આરબોએ સર કરી લીધેલો જોયો હતો, અને તેથી આપને

કશી આંચ ન આવે, એ ખાતર મેં આપને અહીં બોલાવી લીધા છે, અને કદીએ વિખુટા નહી પડવાનો દ્રઢ નિશ્ચય કરી લીધેલો છે. હા, મણું પાછી ત્રિપુટી પડું એ જુદી વાત છે. જો આપ અહીંયાથી જશો તો હું સાથે આવીશ અને અહીંયાં રહેશો તો અહીંયા રહીશ. કહો હવે આપનો શો વિચાર છે?

અરકાદયુસ પોતાના મનના જોશને સમાવવા નરમાશથી વાત કરવા મંડયો. તેણે કહયુ પ્યારી! લગાર વિચાર તો કરો કે આપ શું બોલો છો? કેવો નિશ્ચય દર્શાવો છો? જ્યારે તમે આટલા બધા મહીના સુધી ધિરજ ધરી ત્યારે થોડા દહાડા વધારે ધિરજ ધરશો. જુવો તો ખરાં કે પરિણામ શું આવે છે? અને કોણ હારે છે? જો પિતાશ્રી મને મ્હારા મત પ્રમાણે વર્તવા દેતા હોત તો ખરું કહું છું કે હું કયારનો, ગણતરીના સીપાહો લઇ કીલ્લા બહાર જઇ આરબો ઉપર તુટી પડયો હોત, અને તેમનો નાશ કર્યો હોત. પરંતુ અફસોસ કે મ્હારૂં કશું ચાલતું નથી તોપણુ એટલી ખાત્રી રાખજો કે જયારે લડાઇ થશે ત્યારે કુદરતનો ચુકાદો આપણાંજ લાભમાં થશે આપણેજ વિજય પામીશું.

**અરમાનુસા**—(મુસ્કરાઇને) નહી, સાહેબ, નહીં. એનો તાંતો તુટશેજ નહીં. જ્યારે એક કીલ્લાને ફતેહ કરી લેશો ત્યારે બીજા કીલ્લા ઉપર ચઢાઇ કરશો અને બીજા પછી ત્રીજા કીલ્લા ઉપર એમને એમ આપનું કામ જારી રહેશે, અને મને વિસારી દેશો. હું તે વખતે વિયોગ અગ્નિમાં અને ગમની બળતરામાં બળી બળી અરધી થઇ જઇશ. દરેક વખત આપને કાંઇ જોખમ આવવાના ભયથી ચિંતાગ્રસ્ત અને ગભરાયેલી રહીશ. રાત્રે નિંદ્રા વટિક નહી આવે, કહો એમાં કાંઇ શક છે? બોલતા કાં નથી? ઉત્તર આપોને?

**અરકાદયુસ**—ધિરજ રાખો! અને ખાત્રીથી માનો કે હું મ્હારી અરમાનુસાને કદી નહીં ભુલું. તેને આરામ પહોંચાડવાના ખ્યાલથી કદી ગાફેલ નહી રહું. બાબુલના કીલ્લાનો ફેંસલો થઇ ગયા પછી હું એ સંબંધે બીજું કશું કામ નહીં કરૂં. સેવામાં આવીને હાજર થઇશ અને જીંદગી પર્યંત વિખુટાં થવાનું નામે નહીં લઉં.

**અરમાનુસા**—આપ એમજ વર્તશો એની ખાત્રી શી? આપ વચન આપો જોઇએ! અરકાદયુસે પોતાની આબરૂ અને ટેકની પ્રતિજ્ઞા લઇ

વચન આપ્યું કે "આબુલના કીલ્લાનું પરિણામ આવ્યા પછી હું કોઇ દીવસ લડવા નહીં જાઉં તેમજ આપથી જુદા પડવાની વાતે નહીં કરૂં."

આ પ્રેમ ગોષ્ટિમાં એટલો બધો સમય વ્યતિત થયો કે સુર્ય આકાશ ઉપર પશ્ચિમ દિશા તરફ નમી ગયો. અને ત્રીજો પોહર શરૂ થયો. જે જોઇ અરકાદયુસે આળસ ખાધી અને અરમાનુસાને કહયું. "મેં મ્હારી ફરજો બજાવવામાં આજે સુસ્તી અને આળસ કીધી છે. મ્હારા રસાલાના કોઇ પણ માણુસને ખબર કર્યા વિના, સર્વ ફૌજી કામ પડતાં મુકી, એકદમ અચાનક રીતે અહીં આવેલો છું. અહીંઆ એટલી બધી વાર લાગી છે કે હવે મારે જવું જોઇએ. માટે કૃપા કરી મને રજા આપશો જો ખુદાની મરજી હશે તો ઘણો જલ્દી પાછો વળીશ.

અરમાનુસાએ તેના લુગડાનો છેડો પકડી લીધો અને અરકાદયુસને થોડીવાર વધુ રોકાવા કરગરવા લાગી. હજુ તેણી કરગરતી હતી અને હાથમાંથી અરમાનુસાએ છેડો છોડયો ન હતો એટલામાં નોકરોમાંનો એક દોડતો હાંફતો, ગભરાતો અંદર આવ્યો. બરબરાએ તેને પુછયું કે "શા સમાચાર" છે? તેણે કહયું કે હું કીલ્લાની તરફથી ઘણા વહાણ આવતાં જોઉં છું. તરતજ અરમાનુસા અને અરકાદયુસ વિગેરે મેહેલની અગાસી ઉપર દોડયા ગયા. અને નીલ નદીની તરફ નજર નાંખી જોવા મંડયા. અરકાદયુસે જોયું કે તે મ્હારીજ ફોજના વહાણ છે અને તેમાં મ્હારા માણુસો સવાર છે. તેનું મન છાતીમાંને છાતીમાં શમાઇ ગયું. અરમાનુસાને કહયું કે તમે કોઇને જલ્દી મોકલી ખબર મંગાવો કે તેઓ આ તરફ શા માટે આવે છે! થોડા વખત પછી એક મછવો નીલ નદીને કીનારે આવી લાગ્યો અને તેમાં મકુકિસના માણુસો હતા.

બરબારા તેમને મેહલમાં બોલાવી લાવી. તે લોકો હાથ મસળતા, થંડા શ્વાસ ભરતા નિશ્વાસ નાંખતા, ચ્હેરા ફીકા પડી ગએલા, હોશ ઉડી ગએલા, શુધ્ધ ને સાન ગુમાવી બેઠેલા ધ્રુજતા બ્હીતા, ભટકતા શાહજાદીની હજુર હાજર થયા. અરકાદયુસ એક ખુણામાં લપાઇ બેસી ક્રોધનો માર્યો જાણે અંગારા ઉપર આળોટી રહયો હતો અને તેને કયા માઠા સમાચાર સાંભળવાનો ધારકો મારી નાંખતો હતો. જ્યારે તે સર્વ હાજર થઇ ચુકયા ત્યારે અરમાનુસાએ તેમને સવાલ કર્યો કે શું સમાચાર લાવ્યા છો? ત્યારે તેઓ માંનો એક આગળ વધીને હાથ જોડીને બોલ્યો કે

ર નામદાર મકુકિસ સાહેબે આપને દોઆ સલામ સાથે કહેરાવ્યું છે જરૂરત પડે મુસાફરી કરવા માટે તઇયાર રહેવું.

અરકાદયુસના મનમાં આ વાત સાંભળી મોહટો ધારકો પડયો. તેનો રો ફીકો પડી ગયો, તેના શરીરમાનું લોહી ઉડી ગયું જાણે કે કાપો લોહી ન નીકળે.

અરમાનુસા—આખર એમ તઇયાર રહેવાનું કારણ?

માણસ—આજ સવારે એકાએક આરબો કીલ્લામાં ધસી આવ્યા. કિસ સાહેબ તેમને કીલ્લા અંદર દાખલ થયેલા અને ધસી આવેલા ઇ પોતાના લશ્કર સહિત જઝીરએ રવઝામાં સરકી આવ્યા. તેઓએ તક વી પુલ બંધાવી રવઝામાં સારી કુશળતા અને કુનેહ વાપરી હતી નહીં લેવા ના દેવા થઇ પડત. અમે હવે નદીની આ બાજુએ આવતા રહયા એ અને પાછો પુલને તોડી પાડયો છે. પરંતુ આરબો જઝીરા ઉપર ચઢી આવશે એની મોહટી બ્હીક છે. કેમકે તેઓ અમારી પુંઠે પડયા ના નહીં રહે. અને તેથી અમે મનફમાં પણ રહી નહીં શકતાં કોઈ બીજી ગ્યાએ નાસી જઇશું.

અરકાદયુસે કીલ્લો પરાજીત થયાનું સાંભળ્યું ત્યારે તેની આંખોમાં ધારા આવ્યા. માથું ચકકર ખાવા લાગ્યું. આંખોમાં આંસુ ભરાઇ વ્યા તે એક દીવાલની પાછળ છુંપાઇ રહયો અને ત્યાં હાથ મસળતો ત કકડાવતો ગુસ્સામાંને ગુસ્સામાં કેટલીકવાર સુધી બેસી રહયો તેના નમાં એક વિચાર આવતો હતો અને બીજો ઉતરતો હતો. અરમાનુસા રકાદયુસની આવી ઉશ્કેરાએલી લાગણીઓના ચઢાવ ઉતારને જોઇ આશ્ચર્ય મતી હતી. જોકે શત્રુઓનું કીલ્લા ઉપર કબજાદાર બનવું એની નજ- માં કાંઇ નવાઇની વાત નહતી તોપણ અરકાદયુસને દેખાડવા તથા તેના ન ઉપર પોતાના જાદુનો પુરો અસર નાંખવા તેણીએ તે સમાચાર લાવ- ર સમક્ષ. ઘણો આશ્ચર્ય અને અફસોસ જાહેર કર્યો જુદા જુદા બે ર આંસુ વહેરાવ્યા, ત્યાર પછી તેણીએ એ ખબર લાવનાર સીપાહીને હાથ કર્યો અને પોતે ઉઠીને અરકાદયુસની પાસે આવી અને તેનો હાથ તાના નાજુક શીતળ હાથમાં લઇ બોલી. આણુ પ્યારા! આપ આમાટે લગીર આઓ છો! (અરકાદયુસને રડતો જોઇને જેની આંખોના આંસુ

તેના ગાલ ઉપર ટપકતા હતા) શું આપ રડો છો! અરે આ શું! કહેનારાએ સત્ય કહ્યું છે કે "જ્યાં સુધી બહાદુર અને શુરવિર પુરૂષોની આંખોમાં આંસું ન જુવો ત્યાં સુધી રંજ અને ગમને–દુઃખ અને સંકટને યાદ ન કરો, (ગળામાં હાથ નાંખી બાજુમાં ધુંટણીયો ઉપર બેસી બીજા હાથ વડે રૂમાલ કાઢી તેના આંસુ લુંછતી) પ્યારા! આપ આવો ગમ ન કરો. આપ આટલા બધા ઉદાસ ન થાઓ મ્હારા પ્રાણ જાય છે. કલેજું ચીરાઇ જાય છે. કીલ્લો પરાજીત થયો તો થવા દયો. આપે એની શામાટે ફીકર કરવી જોઇએ (નીચું માથું કરી બેઠેલા અરકાદયુસને) તમને મ્હારા સમ છે! આપ બોલો તો ખરા શું આપ રડતા તો નથી ને!

અરકાદયુસે ન તો માથું ઉંચુ કરી અરમાનુસા સામુ જોયું ન કાંઇ મુખથી બોલ્યો કેમકે તેનું મન ભંરાઇ આવવાથી તેનો દમ બંધાઇ ગયો હતો.

**અરમાનુસા**—પ્યારા! મ્હારા તન મન ધનના સરદાર! માલિક આપ બોલતાં કાં નથી! કિંકરી કરગરે છે. કાંઇ તો કહો.

અરકાદયુસ, દાત કકડાવી, નિશ્વાસ નાંખી, ગુસ્સાથી લાલચોળ બની ચુપ થઇ ગયો અરમાનુસાએ તેના હાથ પોતાના નાજુક હાથમાં લઇ લીધો તે તેણીને બરફ કરતાં વધારે ઠંડો લાગવા ઉપરાંત ધ્રુજતો અને કાંપતો જણાયો. અરકાદયુસે, અરમાનુસાના હાથમાંથી પોતાનો હાથ છોડાવી લેવા કોશીશ કીધી. પરંતુ તેણીએ પોતાની પુર્ણ શકિત વાપરી તેને મુકયો નહીં અને કહ્યું "આપ મુખથી બોલો તો ખરા! બોલતા કાં નથી!

અરકાદયુસે તેની તરફ અશ્રુ ભરી આંખો વડે નજર નાંખી અને ગદગદિત કંઠે અને કરૂણાજનક સાદે કહ્યું કે અરમાનુસા! મને રડવું કેમ ન આવે? હું અહીં તારી પ્રેમ જાળમાં કેદ રહયો અને ત્યાં કીલ્લો ફતેહ થઇ ગયો. હું એવા પ્રસંગે, હાય અફસોસ! મ્હારા હાથ પગ પણ હલાવી ન શકયો. વળી તાજુબી તો એ છે કે એ ઉંટોને ચરાવી ખાનાર જંગલીયોને કીલ્લો ફતેહ કરવાની તક મળી તો તે મારીજ ગેરહાજરીમાં!! પરંતુ અફસોસ! હજાર અફસોસ! અરમાનુસા ત્હારા પ્રેમે મને ઠરકામ વિનાનો કરી દીધો, કયાંયનો ન રાખ્યો, ન પિતાને કામ આવ્યો, ન દેશને કામ આવ્યો તેમજ વિશેષ જેનું લુણ ખાધું હતું તેને પણ કામ આવી

ન શકયો. આ સહુ ત્હારો પ્રતાપ! ત્હારો પ્રતાપ! અહા પ્રેમ ત્હારૂં રાજ્ય ઘણું વિશાળ છે! ત્હારો અમલ અને અધિકાર જગતના સર્વ અમલ અને અધિકાર કરતાં વિશેષ છે. પ્રેમ! પ્રેમ! અને પ્રેમ! તેંજ બાબુલના કીલ્લાને અમારા હાથમાંથી ખોવરાવ્યો છે. એ ત્હારીજ બલિહારી છે. લાખો શુરવિરોથી ન ડગે એવા વિરનરને તું જ નીચું જોવરાવે છે નમાવે છે, દબાવે છે, પરાધિન બનાવે છે. આ સંકટ આ નામોશી આ બદનામી આપ્યા પહેલાં હું તેના ઉપાય કરી શકતો હતો પણ અફસોસ! પ્રેમ તેંજ મને સમજતો હોવા છતાં જાણીજોઇને અજાણ્યો બનાવી રાખ્યો. આરબો અમારા ઉપર વિજય પામ્યા નથી. તેઓની શી હામ છે કે અમારા સામે નજર ઉઠાવી જોઇ પણ શકે! એ તો કોઇની નિમકહરામી, બે પ્રમાની અને વિશ્વાસઘાત કે જેને હું પસંદ કરતો ન હોવા છતાં તેમાં શામેલ રહયો છું તેનું પરિણામ છે. અફસોસ! અફસોસ! એવા પ્રેમનું સત્યાનાશ જજો કે જે માણસને મુંગો, બ્હેરો અને આંધળો બનાવે છે.

અરમાનુસા—(અરકાદયુસનો મતલબ સમજી તેને ભુલ ખવરાવવાના તથા તેના વધતા જતા ક્રોધને શાંત પાડવાના વિચારથી) આપ લગાર શાંત થાઓ. હું ખબર લાવનારા માણસને કીલ્લો પરાજીત થવાની સઘળી હકીકત પુછી લઉં છું. કદાચ તેમાંથી કાંઇ ખરી હકીકત—મતલબની હકીકતે નીકળી આવશે.

અરકાદયુસ—તને શું પુછી જોશે! હું કયારનો પુછી ચુકયો છું. તમે નહીં જાણુતા હો પણ હું તો એ વાતના ભેદ સુદ્ધાંને જાણું છું. શું આ સઘળી વાતો બાદ હું મ્હારા પિતાશ્રીને મ્હારૂં મોંહ દેખાડી શકીશ? તેઓ મ્હારા ઉપર કેટલી બધી શંકા આણુતા હશે. દેશ પ્રત્યેની આ બેવફાઇ અને રાજ્ય પ્રત્યના આવા નીચ દરોહમાં મને પણ હીસ્સેદાર ગણુતા હશે..........અરકાદયુસ આ સઘળી વાતો ધીમે ધીમે કરતો હતો કારણકે ખબર લાવનારો રખેને તેને ત્યાં જોઇ લે અથવા તેને વાતો કરતો સાંભળી લે એવો તેને ભય હતો. તો પણ કીલ્લો પરાજીત થયાની પુરી હકીકત સાંભળવાનો તેને ઘણો ઉત્સાહ હતો. તેથી તેણે અરમાનુસાને, તે ખબર લાવનારા જાસુસથી કીલ્લો પરાજીત થયાની સર્વે હકીકત સાંભળી આવવાનું કહયું..........અરમાનુસા ત્યાંથી ઉઠી તે જાસુસની પાસે પાછી ગઇ, જાસુસ પણ તેણીનીજ વાટ જોતો બારણાની પાસે ઉભો હતો.

તેણીએ તેને કહયું કે "આરબો કીલ્લામાં કેવી રીતે દાખલ થઇ શકયા, તેઓ કીલ્લાને કેવી રીતે સર કરી શકયા એ સર્વ વિસ્તાર વાર તો કહી સંભળાવો.

જાસુસ—તેઓ કીલ્લામાં કેવી રીતે દાખલ થઇ શકયા ? કેવી રીતે સર કરી સકયા ? એ બધું તો હું જાણતો નથી. પણ હા એટલું જાણું છું કે, તેઓએ સવાર પડતાંજ કીલ્લા ઉપર હુમલો કરવો શરૂ કીધો. કીલ્લા ઉપરથી અનહદ તીરોનો વરસાદ વરસાવવામાં આવતો હતો પણ તેથી લગારે પાછા ન હઠતાં, ઝખમી થતાં, લોહીમાં ખરડાતા, ખાઇઓમાં પાથરેલા કાંટાઓથી લોહી લવાન થતાં પણ આગળજ વધે જતા હતા. એવા સમયે અમને અમારા સરદાર મકુકિસ સાહેબનો, કીલ્લો છોડી જઝીરએરવઝા તરફ સરકી જવાનો હુકમ મળ્યો હતો, તેથી અમે ઘણી મહેનતે નદી ઉપરનો પુલ દુરસ્ત બનાવી નદી આળંગી જઝીરામાં આવી ભરાયા.

અરમાનુસા—તમે આરબોને કીલ્લામાં દાખલ થતાં અટકાવ્યાંએ નહિં ?

જાસુસ—હજુર ! અમે તો ઘણી બહાદુરીથી અટકાવવા ચાહતા હતા, પરંતુ રૂમી ફોજે માત્ર થોડી વાર હુમલાનો મુકાબલો કરી—ટકકર કરી હિમ્ત છોડી દીધી અને પાછીપાની કીધી, અને આરબો એવી ચુસ્તી અને ફુરતીથી લડયા કે અમને, તેમને દુર કરી શકવા જેટલો વખતજ મળ્યો નહી. તેઓ અમારા ઉપર એક અચાનક આફત સમાન ટુટી પડયા હતા જેથી રૂમી સીપાહીયો જ્યાં હતાં ત્યાંને રહયાં.

અરમાનુસા—તો શું મ્હારા પિતાશ્રી પણ જઝીરએરવઝામાં આવેલા છે ?

જાસુસ—તેઓ એકલાજ નહી, પણ તેમની સાથે સઘળું લશ્કર, સઘળા અમલદારો વિગેરે સર્વે છે.

અરમાનુસા—ઓધરજ અને તેના સાથીયોની શી દશા થઇ ?

જાસુસ—મ્હારા ધારવા પ્રમાણે, તેઓ આશ્રમ શોધવા ધરકંદરિયા નાસી ગયેલા હોવા જોઇએ.

**અરમાનુસા**—ત્યારે શું તેઓ એકલા છે કે તેમની સાથે તેમની ફોજો અને લશ્કર પણ છે?

**જાસુસ**—તેઓ અને તેમના સરદારો અને લશ્કરીઓ પણ સાથેજ હશે. તેઓ તો ઘણીજ નાહિમ્મતીથી જીવ લઇને નાઠા. સઘળા રેવડખેવડ થઈ ગયા. કોઇ ક્યાં નાઠો તો કોઇ ક્યાં નાઠો. એ સર્વ નાસનારાઓમાં મેં અરકાદયુસને જોયો નહી. તેના સંબંધમાં લોકવાયકા વિચિત્રજ ચાલે છે કોઇ કહે છે કે તે મારો ગયો, અને કોઇ કહે છે કે તે મારો ગયો નથી પણ આરબો કીલ્લાને જીતી દાખલ થયાં ત્યાર પહેલાંનો સંતાઇને નાસી ગયો છે.

અરમાનુસા જાસુસથી ઉપલી વાતો કરતી હતી તે વેળા બરબરા ઉપલી મેડી ઉપર એવી રીતે ઉભી હતી કે તે ત્યાંથી અરકાદયુસને જોઇ પણ શકે અને અરમાનુસા અને જાસુસ વચ્ચેની વાતચીતને સાંભળી પણ શકે. જ્યારે જાસસે ઓઇરજ અને અરકાદયુસના સંબંધમાં ચર્ચા શરૂ કીધી ત્યારે તરતજ અરકાદયુસના ચ્હેરા ઉપર અફસોસ અને ક્રોધના ચિન્હ પ્રગટી નીકળ્યાં. જે જોઇ બરબરા તેના ધ્યાનને બીજી તરફ ખેંચવાના વિચારથી તેની પાસે ગઇ. કેમકે તે સર્વ રાજકિય ભેદોને જાણતી હતી, અને તેના માલિક મકુકિસના કાવત્રાઓના કારણથીજ આરબો કીલ્લો ફતેહ કરી શકયા હતા એ તે સારી પેઠે સમજતી હતી.

**અરમાનુસા**—(જાસુસને) ઘણું સારૂં! હું પિતાશ્રીની આજ્ઞા મુજબ મુસાફરીની તઇયારીઓ કરી રાખું છું (બરબરાને બોલાવીને) પિતાશ્રીની આજ્ઞા મુસાફરી માટે તઇયાર રહેવાની છે. માટે આપણે તેમની આજ્ઞાને માન આપવું એ આપણી ફરજ છે. પરંતુ મ્હારા મનમાં તેમના સંબંધમાં ઘણો ગભરાટ છે. મ્હારો જીવ ઉંચોને ઉંચો રહે છે. માટે તેમની કુશળતાના અને લડાઇના સર્વ સાચા સમાચાર લાવવા માટે કોઇ માણસને મોકલવા ચાહું છું, માણસના સમાચાર લાવવા પછી મુસાફરીની તઇયારીઓ કરવી કે નહીં એની ઠીક સમજ પડશે.

**બરબરા**—વ્યાજબી છે. એ કામ બજાવવા મરકસ કરતાં વધારે સારો માણસ બીજો કોઇ નહીં મળે. તે મારીયાને ત્યાં હશે (નોકરને) જા જલદી મરકસને તો બોલાવી લાવ.

મરકસ આવી પહોંચ્યો. બરબરાએ તેને કીલ્લો પરાજીત થયાના સમાચાર કહયા. તેણે સમાચાર બેદરકારીથી સાંભળ્યા. કેમકે તે શું પરિણામ આવશે તે જાણતો હતો. અને તેથી તે અરકાદયુસને સમજાવી પટાવી મેનરમાં લાવ્યો હતો.

બરબરાએ તેને પુછયું કે મારિયા કયાં છે! મરકસે જવાબ આપ્યો કે તેના પિતાને ત્યાં.

**બરબરા**—ત્યારે તેઓ સઘળાંને અહીં તેડી લાવો. અમારી સાથે રહેશે કેમકે અમારૂં અહીંયા રહેવું ચોકકસ નથી. પ્રસંગ આવે તેઓને પણ અમારી સાથે સાથે મુસાફરી કરવી ઠીક પડશે. અને પછી તમે મકુકિસ સાહેબના ખબર અંતર કાઢી આવો. જો તેઓ આ દેશ છોડી નહાસી જવાની યુકિતમાં હોય તો અમને સત્વર કહેવરાવો.

મરકસ ઘણું સારૂં કહેતો ત્યાંથી ચાલતો થયો અને થોડીવાર પછી પોતાની પ્રિયા મારિયા અને તેના માત પિતાને તેડી લાવી બરબરાને સોંપી મકુકિસ સાહેબની પાસે જવા નિકળ્યો. અને તે દરમિયાન તેણે બરબરાને પુછયું કે અરકાદયુસ કયાં છે બરબરાતેને ઇશારાથી જે જગાએ અરકાદયુસ હતો તે જગ્યા બતાવી દીધી. મરકસ ત્યાં ગયો. તો અરકાદયુસને રડતો બેઠેલો જોયો. તેની આંખોમાં લોહી ઉતરી આવવાથી ચણોઠી જેવી લાલ બની ગઇ હતી. ચ્હેરા ઉપરથી નિરાશા અને ઉદાસપણાના ચિન્હ પ્રગટેલા હતા. મરકસ તેને એવો નિરાશ, ઉદાસ, અને ક્ષીણ થએલો જોઇ રડી પડયો. અને તેના હાથને ચુમીને બોલ્યો "આપ રડો છો શામાટે? આપ તો ઘણા હિમ્મતવાન અને બહાદુર વિરલા નર છો. રણક્ષેત્રના વિકાળ સિંહ છો. મેં કદી આપને આજ જેવી સ્થિતિમાં દીઠાં નથી. આપ નિરાશાનો પાઠ તો શીખ્યાજ નથી. શું એકજ વખતની નિષ્ફળતા વડે આપ આટલા બધા નાસિપાસ થઇ ગયા છો? આપે પેલી ફારસી કહેવત સાંભળી નથી કે "જંગ દો સર દારદ" (યુદ્ધને બે શિર હોય છે) તેની મુદ્દત હમેશા લાંબી હોય છે. અને વિજયના મનરંજન કરનારા પ્યાલો બન્ને પક્ષના યોદ્ધાઓને ઉશ્કેરતા રહે છે. એમ આશાશામાંને આશામાં સમય ખેંચાતો રહે છે. માટે હજુ કાંઇ ગયું નથી. નિરાશા થવા જેવું કાંઇ થયું નથી.

અરકાદયુસ—(નિશ્વાસ નાંખી) એ સંબંધે મરકસ તું મને કંઈ કહે નહી. ત્હારી એ વાતો—દલીલો મારા ઝખમી મન માટે મલમ રૂપી નિવડી શકતી નથી. જે લોકો ફતેહ અને વિજય પામવાની હીમ્મત મુકી દીયે છે તેમાંનો હું નથી. તેમજ જેઓ હાર પામવામાં કાંઇ હલકાઇ ગણે છે તેમાંનો પણ હું નથી. તુ એમ કહી ચુકયો તેમ યુદ્ધના બે શીરા હોય છે. એમ હું સારી પેઠે જાણુ છું. પરંતુ મને જે દીલગીરી થાય છે જે અફસોસ થાય છે તે મ્હારા આંધળાપણાને લીધે થાય છે. જે વાતોને હું મ્હારી નજરો નજર જોતો હતો અને જાણી જોઇને જોયું ન જોયું કરતો હતો, તેજ વાતોએ, અફસોસ! મને નીચું દેખાડાવ્યું........હાય! હું મુર્ખ ન હતો, નાદાન ન હતો, બે સમજ ન હતો, પરંતુ મ્હારી આંખો ઉપર અને મારા મન ઉપર એક પડદો પડેલો હતો. તે પડદાએજ મને દેખતી આંખે અંધાપો આપ્યો હતો. એ એક એવી લલચાવનારી, મોહ પમાડનારી વસ્તુ હતી કે જેણે મ્હારા પુજ્ય પિતાશ્રીના માનને સ્વદેશના હિતને સગા સ્નેહીના ખ્યાલને—પક્ષને મ્હારા મનમાંથી હાંકી કાઢ્યા. સાંભળ તે શું હતી? પ્રીતિ અને પ્રીતિ તેણેજ મને ખ્વાર કીધો છે. મરકસ! હું માનું છું કે આ જીવતા જાગતા જાદુમાં તુ પણ ફસાયેલો છે. તું તેની હકુમતના બળથી વાકેફ થઇ ચુકેલો છે. મરકસ! પ્રીતિના કારણથી જો મ્હારી આંખો ઉપર એ પડદો પડયો ન હોત તો અને હું કીલ્લો છોડી આ તરફ આવ્યો ન હોત તો ખચિત હું કીલ્લાને આરબોના હાથમાં જવા ન દેત. અને એ આરબોને પાછી પાની કરાવી તેમના ઉંટોની ચરવાની જગ્યા સુધી વળાવી આવત પરંતુ હવે પસ્તાએ શું થાય છે! હવે તો હું મને પોતાને અરબોને કીલ્લો સોંપી દેવાની નિમકહરામીમાં ભાગીયો ગણું છું. ખરૂં પુછો તો હું જાણતો હતો—કાવત્રાને સમજતો હતો છતાં મુંગે મોઢે બેઠો હતો એ જાણે મારી પુરી મદદજ હતી. તો હવે તું કહે કે મને રડવું કેમ ન આવે? મોત કરતાં પણ વધારે ખરાબ જીંદગી પર કેમ અફસોસ ન થાય. હાય! તે વખતે મ્હારી બુદ્ધિને શું થઇ ગયું હતું! હું કેમ તે વખતે હાથ પગ ન હલાવતાં એક જડ પદાર્થ સમાન પડયો રહયો હતો? હું જોતો હતો કે ચોર મ્હારા ઘરમાં ખાતર પાડી રહયો છે પણ અફસોસ હું જાણે જાણુતો ન હોઉં એમ પડયો રહયો હતો. જ્યારે તે ખાતર પાડી રહયો ત્યારે તે પોતાના મનમાં આવે તેમ કરી શકે એટલા

માટે મેં એ ઘર પણ મુકી દીધું!!! અહા હું કેવો મુર્ખ? મ્હારી સ્ટેટ તરફની ફરજ દેશ તરફની ફરજ પ્રત્યે કેવી બેદરકારી!! મરકસ સમજી ગયો કે અરકાદયુસ મકુકિસના કાવત્રાઓ અને પ્રપંચોને પ્રથમથી જાણતો હતો, પણ તેણે અજાણ્યા બની કહ્યું કે આપ નામદારે, પસ્તાવું પડે એવું કોઇ કામ કર્યું હોય એવું તો મ્હારા ધ્યાનમાં આવતું નથી. આપ રૂમી ફોજના સ્થંભ છો. ચુનંદા બહાદુર લડવૈયાઓના તાજ છો. આપ કીલ્લામાંથી નાસી આવેલા નથી પણ એતો આપના સીર પાછી પાની કરી નાસી જવાની નામોશી ન આવે એટલા માટે ખુદાએ એક પ્રકારની કૃપા કરી આપની ગેર હાજરીમાં કીલ્લો શતરૂઓને હાથ કરાવ્યો. જો ખુદા કીલ્લો રૂમીઓનાજ હાથમાં રખાવવો ચાહતો હોત તો આપ ન તો ત્યાંથી નીકળીને અહીં આવત તેમજ ન કીલ્લો અરબોના હાથમાં જાત. એ ખુદાની મરજીની વાત છે તે વિશે રંજ કરવો મિથ્યા છે. આપ નાસીપાસ અને નાહિમ્મત ન થતાં પોતાની સ્થીતિને સંભાળો. હું હમણાં વિસ્તારવાર હકીકત લેવા જાઉ છું. આવીને આપને સઘળી અથંઇતી કહી સંભળાવીશ. એટલું બોલી તે ત્યાંથી ચાલતો થયો. હજુ ઘરની બહાર નીકળ્યો હતો એટલામાં અરકાદયુસે તેને હાંક મારી પાછો બોલાવ્યો એટલે પાછો આવ્યો.

અરકાદયુસ—મરકસ! જો ધ્યાન રાખીને લગારે લગાર વાતની ખબર લાવજે એમ ન થાય કે કોઇ મુદ્દો રહી જાય. શતરૂઓના લશ્કરની ગણત્રી કેટલી છે એ નિશ્ચય કરી લેજે અને મકુકિસ સાહેબને કહેજે કે આપણે તઇયાર થઇ જઝીરામાંથીજ આરબો ઉપર ચઢાઇ અને હુમલો કરવો જોઇએ જો તેઓનો મત પણ એમજ હોય તો મને તરત કહેવરાવજે. હુ એ જંગલના ઉંટ ચરાવનારાઓને કીલ્લો ફતેહ કરી લેવાનો મઝા આ ખુંખ્વાર તલવાર વડે ચખાડીશ. અને જ્યાં સુધી તેમને આ દેશમાંથી હાંકી તેમના સીમાડા સુધી મુકી નહીં આવું ત્યાં સુધી નિરાંતે નહીં બેસું. મારીશ અથવા મરીશ બેમાંથી એક કરીશ. મ્હારા પિતાશ્રી ક્યાં છે? તેમની પાસે કેટલી ફોજ રહી ગએલી છે? શા વિચારમાં છે? એ બાબત પણ તપાસી આવવાનું યાદ રાખ. હું મનફમાં છું એવી તેમને ખબર પડવા પામે એ ખાસ ધ્યાનમાં રાખજે.

મરકસ—ઘણું સારૂં સાહેબ! એ સર્વ વાતોની ખબર લાવવામાં હુ પુરતી કોશીશ કરીશ. એમ કહેતો કહેતો અને ડોકું ધુણાવતો મેહલમાંથી નીકળી જઝીરા તરફ ચાલતો થયો.

# પ્રકરણ ૧૩ મું.



## સુલેહનામું.



શુકે એઝદકે મયાને મનો ઉ સુલહ ફેતાદ
હુરિયાં રકસ કુનાં સાગિરો પયમાં ઝદનદ

અરકાદયુસનો રંજ અને ગમ અરમાનુસાને ઘણો દુઃખી કરતો હતો, પણ પોતે પોતાના ચરિત્રમાં ફાવી એથી તેને ખુશી એ થતી હતી. તેણીને આરબો તરફની કશી ભીતિ હતી નહી. તેનો પિતા તેમને છાનોમાનો મળેલો છે એ સારી પેઠે જાણતી હતી હવે તે સર્વ વાતે નચિંત હતી. માત્ર જે ચિંતા હતી તે કોઇ પણ પ્રકારે અરકાદયુસનો રંજ ગમ અને ગુસ્સો શાંત કરવાની અને તેને ખુદાની મરજીને આધિન બનાવી સંતોષ માની બેસવાની હતી, જયારે મરકસ જઝીરા તરફ ચાલ્યો ગયો ત્યારે તેણીએ બરબારાને બોલાવીને કહયું કે "ખાણું તઇયાર કરાવ." આ વખતે દીવસ આથમવાની તઇયારીમાં હતો. જ્યારે ખાણું લાવી દસ્તરખાન ઉપર સમારવામાં આવ્યું અને અરકાદયુસને ખાવા પધારવા કહેવામાં આવ્યું ત્યારે તેણે નાપાડી. અરમાનુસાએ ઘણો આગ્રહ કર્યો, ખુશામદ કીધી. ઘણી કરગરી મહા મહેનતે તેને મનાવ્યો અને દસ્તરખાન ઉપર લાવી બેસાડયો. અરકાદયુસને લાગતું હતું કે, કીલ્લો ફતેહ થઇ ગયો છે અને તેના સીપાહીઓ—બહાદુર સીપાહીઓ એવી રીતે નાસી ગયા છે કે એ વાત ખરી નહોતી માત્ર સ્વપ્ન છે, તેણે અરમાનુસાને પુછયું કે શું હું સ્વપ્ન જોઉં છું ! કીલ્લો ફતેહ થઇ ગયો એ વાત ખરી માનવામાં મ્હારૂં મન આના કાની કરે છે. શું એ લાચાર નિરાધાર રાંક અને નાંગા આરબો જેમને સુધરેલા સમય જેવા લુગડાં પહેરતાં અને પગમાં પગરખાં પહેરતાંએ આવડતાં નથી તેઓ રૂમી બહાદુરો વડે રક્ષણ કરવામાં આવતા કીલ્લાને જીતી શકે ખરા ! નહીં, હું માની શકતો નથી. જેમની પાસે પહેરવા લુગડાં,

પગમાં જોડા અને હાથમાં હથીયાર ન હોય અને વળી તેમની સંખ્યા માત્ર આઠ હજાર કરતાં વધારે ન હોય તેઓ કેવી રીતે બાબુલ જેવા કીલ્લામાં દાખલ થઈ શકે! ખરેખર આમાં કશી નિમકહરામી સિવાય એવું બનવું અશક્ય છે અને જો નિમકહરામી નહિ તો આરબોને જાદુગર કહેવા પડશે અથવા કાંતો ખુદાનો કોપ ગણવો પડશે—

અરમાનુસા—(વચમાં) આપણી પ્રજા ઉપર કદાચ ખુદાનો ક્રોધજ હોય (એટલું બોલી લગાર મુસ્કરાઇ)

અરકાદયુસ—(પોતાનું વ્યાખ્યાન ચાલુ રાખી) માની લ્યો કે તેમણે કીલ્લો ફતેહ કરી લીધો પણ જો ખુદાની મરજી છે તો થોડાજ દહાડામાં તેમને મારી મારીને ત્યાંથી હાંકી મુકવામાં આવશે, અને તેમ કરી શક વાની અમારી પાસે ઘણી સ્હેલી યુકિત છે, અમે કીલ્લાને ઘેરી લઇ, કી લ્લામાં અન્ન જળ વિગેરે રસદ જવા નહીં દઇએ. અન્ન જળની સઘળી જગ્યાઓ ઉપર કબજો કરી લઇશું. અને જ્યારે રસદ નહી મળે ત્યારે કાંતો તેમને અમારે શરણે આવવું પડશે અથવા ભુખમરાને શરણે જવું પડશે. તેમનો દેશ અહીંથી ઘણો દુર આવેલો છે, અને અમારી ફોજો સર્વ શેહરોમાં ભરપુર પડેલી છે.

અરમાનુસા—હા ઠીક છે! એ સંબંધે વિચાર કરવા હવે પછી ઘણો વખત છે (મનમાં) હવે તો મ્હારી મોહજાળમાંથી સટકવું મુશ્કેલ છે, જોઇએ એટલું માથું કુટો અને પટકો અહીંયાથી જવા કોણ દીયે છે? (પછી અરકાદયુસને) ખાણું ઠંડુ થાય છે. પ્યારા! પ્રથમ ખાઈ લ્યો. પછી વાતો તો ઘણીએ થશે.

અરકાદયુસે ખાધું ન ખાધું કે તરત ઉઠી ગયો અને દસ્તરખાન ઉપાડી લેવામાં આવ્યું. બરમાનુસાએ અરકાદયુસના આરામ માટે એક ખાસ શયનગૃહ તઇયાર કરાવ્યું હતું. ત્યાં તે જઇને પલંગ ઉપર સુઇ ગયો. રંજ અને ગમ તેના ઉપર સવાર હતા. ફીકર ચિંતાના મોજાઓમાં ગોથાં ખાતો ઘણા વખત સુધી પડયો રહ્યો. આખર નીંદ્રા આવી ગઇ. સવારમાં જ્યારે જાગ્રત થયો ત્યારે શું જુવે છે કે મનકુસ રહેવાથી ગભરાએલાં અને બાવરા બની શહેર છોડી નહાસી જવાની તઇયારીઓ કરી રહયા છે. અરમાનુસાએ આજનો દીવસ મરકસની વાટ જોવામાં પસાર કીધો પણ તે આવ્યો નહીં. અરકાદયુસના મનની નિરાશા શાંત થઇ હતી, શહેરીઓ

પાસેથી કીલ્લો પાછો ખુંચવી લેવાની આશાઓ તેના મનમાં છોળા મારી રહી હતી. ત્રીજે દહાડે સવાર પડતાંજ વળી મરકસની વાટ જોવી શરૂ થઇ. ગભરાઇને મેડી ઉપર જઇ બેઠી અને નદી તરફ નજર નાંખવા મંડી. થોડી વાર થઇ ન હતી કે મરકસનો મછવો આવતો નજરે પડયો. જોકે મરકસ લગભગ પાસે આવી પહોંચ્યો હતો તો પણ નદીના કીનારાથી મહેલ સુધી આવવામાં જેટલો વખત લાગ્યો હતો તેટલો વખત વાટ જોતાં જોતાં થાકી ગએલા મનોને એક સદી કરતાં પણ વધારે લાંબો લાગ્યો આખર મરકસ આવી પહોંચ્યો અને પોતાનો કીસ્સો કહેવા બેઠો. તે વખતે તે ઓરડીમાં, મરકસ અરકાદયુસ, અરમાનુસા અને બરબરા એ ચાર જણ સિવાય બીજું કોઇ ન હતું. અને એ ચારે જણાં કાન દઇ દઇને તેના કીસ્સાને સાંભળતા હતા.

મરકસ—હું પરમ દહાડે સંધ્યાએ જઝીરામાં પહોંચ્યો. ત્યાં આપણી ફોજની છાવણી પડેલી જોઇ સીધો મકુકિસ સાહેબની પાસે ગયો, પ્રથમ તેમના અને પછીના અરસ્તુલીસ સાહેબના હાથ ચુંમી શાહજાદી સાહેબના ક્ષેમકુશળતાથી હોવાના સમાચાર કહયા. ત્યાર પછી બાકીની રાત કીલ્લા સંબંધી ચર્ચામાંજ પસાર થઇ પુછપરછ કરતાં કીલ્લો અચાનક હાથમાંથી નીકળી ગએલો માલુમ પડયો હાલ આરબો તેમાં રહે છે. નામદાર ઓઇરજ સાહેબ પોતાના લશ્કર સહિત કીલ્લામાં બંધ રહેવા ઇસ્કન્દરિયા ચાલ્યા ગયા છે. અરકાદયુસ સંબંધી, મકુકિસ સાહેબની જબાની, લોકો શંકામાં હોય એવું મને માલમ પડયું. કોઇ કહેતું હતું કે કીલ્લો ઘેરાયો ત્યાર પહેલાંના અલોપ થઇ ગયા છે. કોઇ કહેતું હતું કે કીલ્લો ઘેરાયા પહેલાં નહિં પણ કીલ્લો ઘેરાયા પછી તેમનો પત્તો નથી. કેટલાંકનું માનવું એવું હતું કે તેઓ કીલ્લો છોડી ગયા નથી પણ માર્યા ગયા છે અને તેમની લાશ—શબ હાથ લાગી નથી. (ખુદા તેમના સઘળા શત્રુઓને હલાક કરી તેમને દરેક આફતમાંથી રક્ષણમાં રાખે) (સર્વ હાજર રહેલા આમીન બોલ્યા) મને એ પણ ખબર મળ્યાં કે મકુકિસ સાહેબે આરબ સેનાધિપતી તરફ કશો સંદેશો મોકલ્યો છે, અને બન્ને પક્ષ માટે ભલાઇ અને બહેતરી હોય એવો એક કરારદાદ અથવા સંધી કરવા તેમનો એક એલચી દરબારમાં મોકલ્યો છે, એલચી માટે મછવો પણ મોકલવામાં આવ્યો હતો. રાત્રે અમે એલચીઓની ઘણી વાટ જોઇ પણ બીજે દહાડે

બપોરે અમને કહેવામાં આવ્યું કે આરબ એલચીઓ જઝીરામાં આવી ચુક્યા છે. મકુકિસ સાહેબે તેમને લેવા માટે પોતાના કેટલાક અમીરોને સામે મોકલ્યા હતા જેઓ તેમને સન્માન પુર્વક દરબારમાં લાવ્યા હતા. સાંજના દરબાર ભરાવવામાં આવ્યો. મકુકિસ સાહેબ અને અરસ્તુલિસ સાહેબ તેમાં બિરાજમાન થયા. એલચીના માણસો જે ગણત્રીમાં દશ હતા તે હાજર થયા. તેઓ સર્વેએ, આપે બિલબીસમાં જોએલા છે તેવા બદવી લુગડા પહેરેલા હતા. તે દશ જણાઓમાંથી એક ઉંચો, તદન કાળા રંગનો ડરામણા ચ્હેરાવાળો આરબ આગળ વધ્યો અને બોલ્યો કે હુ મારી સાથેના માણસોનો ઉપરી–અફસર છું તેમજ મ્હારી કોમ તરફથી વકીલ થઈને આવેલો છું. તેણે પોતાનું નામ "એબાદહ બિનુસ્સામત" બતાવ્યું. મેં તેને એટલો સાહસિક હિમ્મતવાન અને દિલાર જોયો કે એવો પ્રથમ જોયો નહતો, હું નિહાળી નિહાળીને મકુકિસ સાહેબ પોતે અને તેમના માણસોને જોતો હતો, મને લાગ્યું કે તેઓ એ માણસથી બીહતા હતા. મકુકિસ સાહબને તેના ચાલ્યા જવાનો અને તેની જગ્યાએ બીજા માણસના એલચી તરીકે આવવાનો આગ્રહ કરતા સાંભળયા આરબોએ જેના જવાબમાં ચોખ્ખું કહી દીધું કે એલચીપણાનું કામ કરનાર એજ માણસ છે, તેના સિવાય બીજા કોઇને વાતચિત કરવાનો અધિકાર નથી, છેવટે મકુકિસ સાહેબે એક તરજુમાનને બોલાવી વાત કરવી શરૂ કરી કહયું કે "હે કાળા રંગના હબશી જેવા માણુસ આગળ વધી નમ્રતા પુર્વક વાત કરજે, મને ત્હારા કાળા રંગથી ધાસ્તી લાગે છે, તે આગળ આવ્યો અને બોલ્યો" મેં તમારી વાત સાંભળી યાદ રાખો કે હું મ્હારી પાછળ જે એક હજાર સાથીયો અને સોબતીયોને મુકી આવ્યો છું તે સર્વે જવાંમરદ કાળા કોયલા જેવા છે, એટલુંજ નહિ પણ મ્હારા કરતાં વિશેષ કદરૂપાં–બદશકલ અને ડરામણા ચ્હેરાના છે. તેમનો રોબ એટલો છે કે હું પોતે તેમની રૂબરૂ જતાં બીહું છું, મ્હારામાં હવે શું રહયું છે. ઘરડો થવા આવ્યો. જવાની પસાર થઇ ગઇ, તોપણ ઘડપણના કારણથી અશક્તતા હોવા છતાં એકસો જવાં મરદોની મ્હારી સામે કશી બિસાત ગણુતો નથી. શા માટે બિસાત ગણુતો નથી? એમ તમે પુછશો, તો જાણો કે અમે જેહાદ (ધાર્મીક યુદ્ધ) કરતાં બીજી કોઇ વસ્તુને વિશેષ ચાહતા નથી. અમારા મહાન પેગંબર હઝરત મોહમ્મદ સલ૦મે ફરમાવેલુ છે કે "તલ-

વીરોના છાંયા તળે સ્વર્ગ (જન્નત) રહેલું છે" ખુદાના પંથમાં, (ધર્મની ખાતર) યુદ્ધ કરવું. ખુદાની મરજી મુજબ વર્તવું, તેની ખુશી પ્રાપ્ત કરવી અમારા માટે મુક્તિનું કારણ છે. અમે જે શત્રુઓનો મુકાબલો કરીયે છીયે તેમની સામે લડીયે છીયે. તે કોઇ પણ પ્રકારની દુન્યાની લાલચથી લડતા નથી પણ દીન વૃદ્ધી પામે, લોકો સત્ય પંથ ધારણ કરી ઉંધા ન ભટકે અને દીન દુન્યાનું કલ્યાણ પામે એટલા માટે લડીયે છીયે વળી ખુદાના ધર્મના શત્રુઓને ઠાર મારવા હલાલ એટલે કાયદેસર ગણવામાં આવ્યું છે. અને ખુદાના શત્રુઓનો જે માલ અમારા હાથમાં આવે છે તે માલ પણ અમારા માટે હલાલ ગણવામાં આવેલો છે. અગર અમારા માંનો કોઇ માણસ સોનાનો ઢગલો ધરાવતો હોય છે અથવા માત્ર એકજ દીનારનો માલિક હોય છે તો એથી તેને કશો અસર થતો નથી તદન રાંક–મુફલીસ થઇ જાય છે ત્યારે પણ એજ સ્થિતી રહે છે. અને જ્યારે અનહદ માલ અને દોલતનો માલિક બને છે ત્યારે પણ એજ સ્થીતી રહે છે દુન્યવી માલમાંથી નિર્વાહ અર્થે માત્ર એક દિવસનો ખોરાક અને અંગ ઢાંકવા માટે એક ચાદર લેવી એ અમારા માટે દુરસ્ત છે એથી વધુને દુરસ્ત ગણતા નથી. અમારામાંના કોઇની પણ પાસે જો માત્ર એટલોજ માલ હશે તો તેના માટે પુરતો છે. અને જો સોનાના ઢગ હશે તો તેને ખુદાના પંથમાં ધર્મ કાર્યમાં ઉલટાવી પોતાના ઉપયોગ માટે માત્ર એટલોજ રાખવો કર્તવ્ય સમજશે,કેમકે એતો સિદ્ધ થઇ ચુકયું છે કે દુન્યાની નેઅમતો—માલ દોલત સુખ ઉપભોગ ખરેખરી નેઅમતો—સુખ ઉપભોગ નથી. અને અહીંયાના માત્ર ગણતરીના દીવસનું સુખ, સુખની ગતત્રીમાં નથી. બેશક આખેરત (પરલોક)ની નેઅમતો સુખ આરામ ખરાં અને સર્વદા બાકી રહેનાર છે. પાક ખુદાવંદે તે પ્રાપ્ત કરવાનો અમને હુકમ આપેલો છે. અમારા પેગમ્બર સલ૦ મે પણ અમને તેજ પ્રાપ્ત કરવાની કોશીશ કરવાનું અને તેનેજ પ્રાપ્ત કરવાની નેમ રાખવાનું શીખવાડયું છે. એજ પેગમ્બરે ફરમાવેલું છે કે તમારા ટોળામાંના દરેક માણસે પેટ ભરવા જેટલા ખોરાકની અને અંગમાની શરમની જગ્યાઓને ઢાંકવા જેટલા લુગડાનીજ ફિકર રાખવી જોઇયે, બાકી તમારી સર્વ કોશીશોને મેહનતને ખુદાએ પાકની ખુશી પ્રાપ્ત કરવામાં અને તેના શત્રુઓ ઉપર જેહાદ કરવામાં વાપરવી જોઇયે."

મકુકિસ સાહેબે તેના વ્યાખ્યાનને સાંભળી, હાજર રહેલા દરબારીઓને કિબ્તી ભાષામાં કહ્યું કે શું આ જેવી વાતો તમે કદી બીજી કોઇ માણસના મોહથીએ સાંભળી છે? ખરેખર આ માણસના વેણ હૃદય ધ્રુજાવી દે છે. ખરેખર અલ્લાપાકે તેને અને તેના સાથીઓને પૃથ્વિને બરબાદ કરવાજ મોકલેલા લાગે છે. મ્હારા ધારવા પ્રમાણે આ લોકોની હકુમત થોડાંજ વરસોમાં આખી દુન્યામાં પ્રસરી જશે (એબાદાને સંબોધી) નેક વિરલા માણસ! મેં તારી સઘળી વાતો સાંભળી તેં ત્હારા અને ત્હારા સાથીઓના સંબંધમાં જે કાંઇ કહ્યું તે મેં રસપુર્વક સાંભળી લક્ષમાં લીધું. ખચિત માનો કે એજ વાતોને પ્રતાપે, એક ખરી આસ્થાને પ્રતાપે તમે આ પદવીએ પહોંચ્યા છો. જે લોકોને તમે નીચું જોવરાવ્યું છે, નામોશી સાથે હરાવી નસાડયા છે તે લોકો માત્ર દુન્યાની મોહજાળમાં અનહદ ફસાએલાં હોવાથી એવી નીચી પંકતીએ ઉતરી પડેલાં છે અને તેઓ પોતાની સર્વ જાહોજલાલી અને માલ દોલત ખોઇ બેઠાં છે. પણ હવે અમારી અગણિત રૂમોની ફોજો જે ચુનંદા લડવઇયા અને યોદ્ધાઓની બનેલી છે તે તમારો મુકાબલો કરવા આગળ વધી રહી છે તેમાંનો દરેક માણસ શતરૂઓનો શિકાર કરી ઘણો ખુશ થાય છે. તમે તેમનો કદી મુકાબલો નહીં કરી શકો, તમારા માત્ર થોડાં અને કમ તાકાત અને બે કવાયત સીપાહી તેમની સામે ટકી નહીં શકે. વળી તે ઉપરાંત તમે ગરીબી અને રંક પણાના કારણથી અમારા દેશમાં મુદ્દતથી પડયા પડયા સડયા કરો છો. માટે અમે ખુશી પુર્વક તમારી સાથે સલાહ કરવા માંગીયે છીયે તમારી ફોજના દરેક સીપાહીને બે બે દીનાર, તમારી ફોજના સેનાધિપતીને સો દીનાર અને તમારા ખલીફાને એક હજાર આપવા તઇયાર છીયે. તમે એ રકમ લઇ લ્યો અને અચાનક તથા નિરઉપાય સંકટમાં પડવા પહેલાં અમારા દેશને ખાલી કરી પાછા ચાલ્યા જાઓ.

એબાદહ—(એટલી હિમ્મત પુર્વક કે કિબ્તીયો તેના મ્હોં સામુંજ જોતા રહ્યા), તમે શું વિચારમાં અને મગરૂરીમાં છો! હું એકવાર કહી ચુકયો કે અમારી નજરોમાં તમારી કશી બીસાત નથી! હજુ કહું છું કે અમે તમારી કશી હસ્તી સમજતા નથી. રૂમની અગણિત ફોજોથી બીહવરાવો છો એ તમારી કોશીશ તદ્દન નકામી છે. અમે એવા વાતોથી લગારે ડરનારાં નથી. તમે કહો છો તે કરતાં પણ બમણી સંખ્યાની સામે

અમે અમારા તકદીર અજમાવીશું. ખુદાના પંથમાં શીશ આપી શહીદ પણાનું અમર નામ પામીશું અને નહીં તો શતરૂઓનો સંહાર કરી ગાઝી પણાના માનનો જીવન પર્યંત ઉપભોગ કરીશું. તમે કહો છો તેમ જો રૂમ.ની ફોજો અમારી સામે મુકાબલો કરવા આવતી હોય તો ખચિત એ કરતાં વધુ ખુશ થવા જેવું બીજું કાંઇ નથી. કહેવત છે કે આંધળો શું ચાહે? બે આંખો! એવી રીતે અમે પણ લડાઇ માટે તલવલીયા મારતા ફરીયે છીયે, અમે એક વિર નર સમાન બરાબર લડીશું. જો એક એક કરી માર્યા જયશું તો એની અમને કશી પરવા નથી. અમારો ખુદાવંદ પાક અમારા એ સ્વાત્મભોગ (જાંનીસારી)ના બદલામાં અમને પોતાની કૃપા (રહેમત)માં જગ્યા આપશે. અમારા પાપ અને ગુનાહો ક્ષમા કરી દેશે. હવે તમેજ કહો કે આ કરતાં વિશેષ લાભદાઈ વાત બીજી કઇ હોઇ શકે છે? ગમે તેમ હો અમે તમારો મુકાબલો કરી, શહીદ અને ગાઝી થવાના બે લાભમાંથી એક લાભ તો ખચિત પ્રાપ્ત કરી શકીશું. જો શહીદ થયા તો આખેરત (પરલોક)ના સુખ–ઉપભોગમાં એટલે બેહીશતમાં એશ કરીશું અને જો જીવતાં રહયા તો ગાઝી બની, શતરૂઓનો માલ મરતબો ખુંચવી આદુન્યામાં અત્યંત સુખ મહાલીશું. ખરૂં પુછો તો અમે ગાઝીપણા કરતાં શહીદપણાને વીશેષ ચાહીએ છીએ, કેમકે તેમાં પોતાના શીશ આપવાનો બદલો ઘણો નાદર અને કીમતી મળે છે. ખુદાવંદ પાકે પોતાના કલામે પાકમાં સર્વને ખુશ ખબરી સંભળાવી દીધી છે કે "ઘણી વખત એમ બનેલું છે કે ઘણાં થોડાં માણસો ખુદાના હુકમથી, મોહટા મોહટા ટોળાઓ અને લશ્કરો ઉપર વિજય પામ્યા છે. અને અલ્લાહ સબર કરનારાનો સાથી હોય છે." અમારા ટોળામાંનો દરેક માણસ રાત દીવસ શહીદપણાનો મરતબો (પદવી) પામવાની દુઆ ગુઝારે છે, તે કદી પોતાના સ્વદેશ તરફ પાછા જવું ચાહતા નથી તેમજ તેઓ પોતાના બાલબચ્ચાઓની કશી ફીકર રાખતા નથી. પોતાના સંબંધોથી સ્વતંત્ર રહી, સર્વ વાતો અને બનાવોને ખુદાની મરજીને સોંપવી અને આવનારા સમયમાં સારો અને નેક સંપી આવે એ ચાહતા રહેવું એ અમારૂં પહેલું કર્તવ્ય છે, તમે જે કહયું કે અમે ગરીબ મુફલીસ અને રંક છીએ એ તદન ખોટું છે. જો અમને આખી દુન્યાની માલ મતા પ્રાપ્ત થાય તો અમે અમારા પોતા માટે તેમાં અમારી સાદી અને નજીવી જરૂ-

રત કરતાં વિશેષ છીયે નહી, અને તેથી અમે મુફલીસ રંક નહી પણ શ્રીમંત છીયે, કિનાઅત સંતોષ એના કરતાં વિશેષ બીજી કોઇ વસ્તુને અમે ગણતા નથી. તમારો જે મતલબ હોય તે વિચારીને અમને કહી સંભળાવો. અમે માત્ર ત્રણ વાતો તમારી આગળ મુકીએ છીયે જેમાંથી ગમે તે એકને કબુલ કરો અને તેના સિવાય અમે તમારી બીજી કોઈ શરત માની શકીશું નહી. તમે તમારા વાહિઆત અને અકકલ વીરૂધના ખ્યાલોને મગજમાંથી દુર કરો અને અમારી ત્રણ વાતોમાંથી કાંતો **ઇસ્લામી** ધર્મને કબુલ કરો જે સર્વથી સાચો અને પાક પવીત્ર ધર્મ (દીન) છે. સઘળા પગમ્બરો, અંબીઆઓ, રસુલો, ખુદાના પાક બંદાઓ અને તેના ફીરીશતાઓનો પણ એજ ધર્મ છે ખુદાવંદે કરીમ તેના સિવાય બીજા કોઈ ધર્મને કબુલ કરશે નહી. જે એ ધર્મમાં દાખલ થાય તેને અમે અમારો ભાઈ ગણીયે, તેના હકો અને અમારા હકોમાં કાંઇ તફાવત ન રાખીયે વિજય અને પરાજીત પ્રજામાંનો જે ભેદ રાખવામાં આવે છે. તે ભેદનો નાશ કરીયે, હળીમળી રહીયે, એક બીજાની સ્હાયે તત્પર રહીયે કોઇને કશું દુઃખ ન પહોંચાડીએ અને જે માણસને એ ધર્મમાં દાખલ ન થાય તેની સાથે લડીયે તેને મારીયે એવો તેનો હુકમ છે. જો તમે અને તમારા સાથી એ વાતને એટલે ઇસ્લામ કબુલ કરવા તત્પર થતા હોવ તો એ કરતાં વધારે સારી અને આબરૂવાળી બીજી કોઇ વાત નથી દીન દુન્યાની ભલાઇયો પ્રાપ્ત થઇ જશે. અને કાંતો જઝીયો વેરો ભરી અને અમારા દેશમાં વફાદારીથી વસો, જઝીયા વેરાના બદલામાં અમે તમને શતરૂઓના હુમલાથી બચાવી શકીયે ને અમે તમારાથી કાંઇ કામ લેવા માંગીએ તો બજાવી લાવો. તમને તમારા જે જે શતરૂઓ સંતાપતા હશે તેમને અમે શીક્ષા કરીશું. અને જ્યારે તમે જઝીઆવેરો આપી અમારી ઝીમ્મેદારી જોખમદારીમાં રહેવું કબુલ કરશો ત્યારે અમે તમારા સુખ અને અમનચેન માટે જરૂરીયાતો પુરી પાડવા પુર્ણ કોશીશ કરીશું અને જો તમે એ બન્ને ના પસંદ કરતા હો તો ત્રીજી અને છેલ્લી એ છે કે તલવાર પકડો અને રણમાં આવો. કાંતો અમે એક એક કતલ થઇ જઇશું, અથવા તમારામાંના દરેકને કતલ કરીશું. અમારો એજ ધર્મ છે જેના ઉપર અમે કાયમ રહીશું. એજ અમારા પેગમ્બર સલ૦ ની આજ્ઞા છે, એ સંબંધે વિચાર કરવા તમને જોઇએ તેટલો વખત આપવા તૈયાર છીયે. નિરાંતે જવાબ આપજો.

અમારી એવી સથીતિ હતી કે અમે એબાદના મોંહ સામુ ટગર ટગર જોતા હતા. તેમના સાદાઇ પુર્વક સાફ સ્પષ્ટ અને ચોખ્ખી વાત બોલી દેવામાં લગારે બ્હીક માલમ પડતી ન હતી. તેની વાત સાંભળવાથી તેનું મહાં હિમ્મત હોવું સાબિત થતું હતું. છેવટે મકુકિસે તેને જવાબ આપ્યો. "તમે અમને સર્વદાને માટે ગુલામ બનાવી લ્યો એ અમારાથી બની શકશે નહીં. ગમે તેમ થઈ જાઓ પણ તેમ બનવું અશક્ય છે. અમે કોઈ દીવસ અમારી સ્વતંત્રતા વેંચી શકતા નથી.

એબાદશાહે કહયું. હું કયાં તમને જોરાવરી કહું છું. મેં ત્રણ વાતો કહી દીધી છે તેમાંથી જે પસંદ પડે તેને કબુલ કરો?

મકુકિસે કહયું—એ ત્રણ વાતો સિવાય બીજી કોઇ નહીં માની શકો?

એ સાંભળી એબાદશાહે પોતાનો લાંબો હાથ આકાશ ગમ ઉપાડી જે ઉપરની છતને અડી સકયો હતો કહયું. "આ આકાશ અને આ પૃથ્વીના સરજનહાર પરવરદિગારની પ્રતિજ્ઞા લઇ કહું છું કે એ ત્રણ વાતો સિવાય બીજી કોઇ પણ વાત અમે તમારી સામે મુકી શકતા નથી. કબુલ કરવી હોય તો કરો, નહીં તો ચોખ્ખો જવાબ આપી દયો એટલે ઝગડો મટે. મકુકિસે આ વાતચીત થઇ રહયા પછી પોતાના દરબારીઓને સંબંધીને કહયું કે આરબી એલચીને જે કાંઇ કહેવું હતું તે કહી ચુકયો. તમે પણ તેની દરખાસ્તો સાંભળી લીધી છે એટલે ફરીવાર બોલવાની જરૂર નથી. માટે હવે કહો શું વિચાર છે?

દરબારીઓએ કહયું કે સાહેબ! એવી નામોશીભરી અને અપમાન કરનારી વાતો કબુલ કરી શકીએ નહીં. અમે અમારા ખુદાવંદ યસુ મસીહ બિન મરયમ (ઇસુ) ના ધર્મને છોડી જેનું અમને કશું જ્ઞાન ન હોય એવા બીજા ધર્મને કેવી રીતે કબુલ કરી શકયે. એતો અસંભવિત છે. બાકી રહયો જઝીયા વેરો આપી ગુલામો જેવા રહેવું એ પસંદ નથી એના કરતાં તો પ્રાણ આપવા લાખ દરજે બહેતર છે. હા જો તેઓ રાજી થતા હોયે અને માનતા હોય તો, તેઓને આપણે જે રકમ આપવા કહયું છે તેના કરતાં બમણી તમણી કે ચોગણી આપીએ અને તેઓ અમારો કેડો છોડી દેશ ખાલી કરી ચાલ્યા જાય.

મકુકિસે એબાદાને કહયું—અમારી કોમ તમારી શરતો માનવાનો ઇન્કાર કરે છે. તમે તમારા સાથીઓની સલાહ પુછી જુવો, અને તમારી

જે ઇચ્છા હોય તે મુજબ અમારી પાસેથી નાણું લઇ અહીંયાંથી ચાલ્યા જાઓ.

એબાદા અને તેના સાથીયોએ કહયું કે અમે એક વાર કહી ચુક્યા કે અમે એ ત્રણ શરતો વીના બીજી એક કબુલ કરી શકતા નથી. તો હવે તે સંબંધી વધુ તકરાર નકામી છે. આવો રોકડો જવાબ સાંભળી મકુકિસે પોતાના દરબારીયોને કહયું કે જો હમણા મ્હારી વાત નહી માનો તો અફસોસ કરવો પડશે. હાથ મસળવા પડશે. એ શરતોમાંથી એક તો ખચિત કબુલ કરો તમે તેમની સાથે લડી શકો એટલી તમારામાં શકતી નથી. હમણાં તમે સીધી રીતે તેમની વાત માનતા નથી પણ યાદ રાખો કે પછી લાચારીથી એવી વાત કબુલ રાખવી પડશે કે જે હાલ કરતાં કેટલેક દરજ્જે વધારે સખત હશે.

**દરબારી**—અમે કઇ શરતને કબુલ કરીયે ! એ આપજ કહો વારૂ !

**મકુકિસ**—તમારો ધર્મ બદલી નાંખો એ કહેવું નકકામું છે. ન એ હું પસંદ કરૂં છું ન તમે પસંદ કરતા હશો. રહયો તેમનો મુકાબલો કરવો, તો હું ખાત્રિથી કહું છું કે તમે એક પળવાર પણ તેમની સામે ટકી શકશો નહીં, માટે ત્રીજી શરત જે જઝીયા વેરો આપવાની છે તે કબુલ્યા વિના છુટકો નથી.

**દરબારી**—ત્યારે શું ? સદાને માટે તેમના ગુલામ બની જઇયે !

**મકુકિસ**—ગુલામ બની જાઓ પરંતુ કેવા ગુલામ ? પોતાના દેશને પોતાના કબજામાં રાખનારા, જાનમાલની ચિંતા અને ફિકર વિનાના, બાલ બચ્ચા અને કુટુંબ કબીલાના અમન ચેનમાં રહેવાથી ખુશ રહેનારા કોઇથી પણ નિડર, સ્વતંત્ર, ખુદ મુખ્તેમાર ગુલામ, સાંભળો હું આગ્રહ કરી કહુ છું કે તમે મારી વાતને માનો, નહિં તો પાછળથી પસ્તાશો અને ધુળ ફાંકતા રહી જશો.

ત્યાર પછી સર્વ દરબારીયો જઝીયા વેરો આપવા રાજી થયા. અને બન્ને પક્ષની સહી દસ્તખત વાલો સુલાહ નામાનો દસ્તાવેજ કરવાનું ઠર્યું.

મકુકિસે એબાદાને કહયું કે તમે તમારા સેનાધિપતીને કહો કે તે જાતે મળે એટલે દસ્તાવેજની શરતો ઠરાવી લખી શકાય.

એલચી પાછા ચાલ્યા ગયા, જઝીરાના રહેનારા અને ફોજી સિપાહીઓ એબાદાની નિડરતા અને નિર્ભયતાવાળી વાતો સાંભળી ઘણો અચંબો પામ્યા હતા. તેઓ તેમના ચ્હેરા જોઇ જોઇને કહેતા હતા કે આ લોકો કેવા નિડર અને હિમ્મતવાન છે. ત્યાર પછી અમે ઇસ્લામી સેનાધિપતીની વાટ જોતા રહ્યા. કાલ સાંજરે તેમના મળવા આવી પહોંચવાના સમાચાર મળ્યા. મકુકિસ સાહેબ તેમને લેવા માટે નદીના કીનારા સુધી સામે ગયા. ઇસ્લામી સેનાધિપતી કેવા રૂવાબદાર અને દેખાવડા છે એ કહેવાની જરૂરત જોતો નથી કેમકે તમો પોતે તેને બિલબીસમાં જોઇ ચુકયા છો. જ્યારે તેઓ મકુકિસ સાહેબની પાસે આવ્યા ત્યારે હાથ મેળવી સલામ કીધી. અને હાથમાં હાથ આપી દરબારી તંબુ તરફ ચાલ્યા. આરબો અને કિબ્તીયોના ભેગા મળવાથી એક વિચિત્ર ગરબડ અને હંગામો મચી રહયો હતો. કેમકે એક બીજાથી તદન વિરૂધ્ધ બે પ્રજાઓને ભેળસેળ થવાનો આ પહેલો પ્રસંગ હતો. સંધ્યા પહેલાં સુલાહ નામાની શરતો આરબી અને કિબ્તી ભાષામાં તઇયાર થઇ ગઇ. બન્ને પક્ષના માણસોએ તેના ઉપર સહી દસ્તખત કર્યા અને કરાર નામું પુર્ણ રીતે લખાઇ ગયું. મેં તક સાધી તેની નકલ પણ કરી લીધી છે જે નીચે મુજબ છેઃ—

બિસ્મિલ્લા હિર રહમા નિર રહીમ—આ એ અમાન (સલામતી)નો કરાર દાદ છે કે જે અમર બિનુલ આસે મિશ્રરવાશીયોને તેમની જાનમાલ કુટુંબ પરિવાર ધરબાર જાગીર અને વસ્તીની ગણતરીના સંબંધમાં આપેલો છે. આમાં કાંઈ વધઘટ થશે નહીં. નુબિયાવાશીઓને તેમના દેશમાં આબાદ થવા દેવામાં નહીં આવે. જો સઘળા મિસરવાશીયો આ સુલાહનામા સંબંધે એક મત હોવ તો તેઓ સરવેએ જઝીયા વેરો આપવો પડશે. તેમની નદીના પુરને વ્યાજબી હદ સુધી પહોંચાડવામાં આવશે. જઝીયા વેરાનું પ્રમાણ પચાસ લાખ દીરમ થશે.

જો કોઇ તેમના ઉપર જુલમ કરે તેમને સંતાપે તો અમર બિનુલ આસે તેમની મદદ કરવી જોઇએ. મિસરીયોમાંથી જે માણસ આ શરતોને ના મંજુર કરતો હોય, તેની પાસેથી જઝીયા વેરો લેવામાં નહીં આવે પણ તેને આ સલાહનામાના અસરની બહાર ગણવામાં આવશે (એટલે તેના જાનમાલનું જોખમ અમારે સીર નહીં રહે) તેમની નેહર (નીલ નદી) માં જોઇતું પુર ન આવે અને સાધારણ હદ સુધી પાણી ન પહોંચે અને તેથી

દેશના ધંધાને જે નુકશાન થાય તેનો અંદાજો કરી તેટલી રકમ જઝીયા વેરામાંથી માફ કરવામાં આવશે. રૈમ અથવા ન્યુબીયાનો રહેવાશી જો બીસર વાશીયોના સુલાહનામામાં દાખલ થાય અને બીસર વાશીયોનો સાથી બને તો તેના ઉપર પણ એજ ફરજો રહેશે જે મિસરી ઉપર રહેલી છે. અને જે માણસ આ સુલાહનામાની શરતો કબુલ કરવા ના પાડે અને તે આદેશ છોડી બીજે દેશ જતો રહેવા ચાહે તો તેને, તે પોતાની સલામતીની જગ્યાએ પહોંચી જાય અને અમારા હકુમતના દેશની હદને છોડી દે ત્યાં સુધી અમન (સલામતી) આપવામાં આવશે. બીસર વાસીયોને પોતાનો જઝીયો ત્રણ ભાગે આપવો પડશે. દરેક વરષના ત્રીજા ભાગમાં જઝીયાનો ત્રીજો ભાગ આપવો પડશે. આ સુલેહનામાની એબારત ઉપર ખુદાનો કરાર તેના ખલીફા અમીરૂલ મોઅમેનીન અને સામાન્ય મોઅમેનીનની ઝીમેદારી છે.

જે ન્યુબીયાવાળાઓએ આ સુલાહનામાની શરતો માની લીધી છે અને એકરાર કર્યો કે જો અમે તેમના ઉપર ચઢાઇ ન કરીયે અને તેમના વેપાર વણજને અને ધંધારોજગારને ન અટકાવીયે તો તેઓ અમને આટલી રાસ ઢોર અને આટલી ગણત્રીના ઘોડા આપીને (લડાઇના પ્રસંગે) અમારી મદદ આપે તેઓને પણ ઉપર વર્ણવામાં આવેલી ઝીમ્મેદારીમાં ભાગ મળશે.

**શાક્ષી**—ઝોબેર અને અબ્દુલ્લાહ અને મોહમદ ઝોબેરના દીકરા વરદાને લખ્યો અને તેના ઉપર મોહોર અને દસ્તખત કરવામાં આવ્યા સુલેહનામું લખાઇ રહયાં તો અરબી અને કીબ્તી બન્ને ભાષામાં લોકોને સંભળાવી દેવામાં આવ્યું. બન્ને પક્ષના માણસો અરસપરસ હસ્ત મેળાપ કરી એક બીજાને ભેટયા અને સર્વ એક સંપી બની ગયા મકુકિસ સાહેબે આ સઘળી વાતોના સમાચાર ઇસ્કન્દરીઆના હાકીમ બીતરીકને લખી મોકલ્યા ત્યાંથી શું જવાબ આવે છે તે હવે જોવાનું છે.......મરકસ આટલું બોલી ચુપ થઇ ગયો. જ્યારે તેની ઉપર મુજબની સર્વ હકીકતો વર્ણવી રહયો હતો ત્યારે અરમાનુસા અને બરબરા લક્ષપુર્વક અરકાદયુસની તરફ જોઇ રહી હતી તેના હાલવા ચાલવા ઉપર નજર જમાવેલી હતી. અરકાદયુસ કાન દઇ મરકસની વાત સાંભળતો અને ક્રોધ ચઢાવી માથું ધુણાવતો સલાહનામાની શરતો કીબ્તીઓનું આરબોની સાથે હળીમળી

જવું, અને તે સાથે મકુક્સિનુ' વાતોને વાતોમાં સલાહ કરવા લોકોને ઉશ્કેરવું સાંભળી પોતાના ક્રોધને શમાવી શકયો નહીં તેનો ચ્હેરો લાલચોળ બની ગયો તેનું શરીર થરથરવા મંડયું આંખોમાંથી અગ્ની પ્રગટી નીકળયો મોહમાં ફીણ ભરાઇ આવ્યા અને હાથને ભોંય ઉપર પટકી બોલ્યો રાજદ્રોહી દેશદ્રોહી ધીકકાર છે ફીટકાર છે! હા....હવે મને ખાત્રી થઇ કે તેનાજ કાવત્રાના કારણથી તેનાજ પ્રપંચોના પ્રતાપે આરબો આ દેશને જીતી શકયા અને અમારા લશકરોને નસાડી શકયા નહી તો તેમના શા રામ હતા? હવે હુ અહીયા રહી શકતો નથી (અરમાનુસાને) મેં પ્રતીજ્ઞા પુર્વક કહેલું હતું કે આ જંગનું પરીણામ આવવા પછી હું તમારાથી વીખુટો નહી પડું હવે જંગનું પરીણામ આવી ચુકયું છે. કીલ્લો પરાજીત થઇ ચુકયો છે મ્હારે મ્હારી પ્રતીજ્ઞા પાળવી જોઇએ હવે આપણે એક જીવ અને એક ખોલીયું બની ગયાં માટે ચાલો બીજા દેશમાં ચાલ્યા જઇએ આ જંગલી આરબોની તાબેદારીમાં તેમના રાજ્યમાં મ્હારાથી નહી રહેવાય ઇસ્કન્દરીયામાં પિતાશ્રીનો પડાવ છે ત્યાં પણ આપણા માટે જવું સારૂ નથી કેમકે મારા પિતાશ્રી તમારા પિતાશ્રીના કાવત્રાને જાણે છે તેમના પ્રપંચથી વાકેફ છે અને તેથી તેઓ તેમના કટ્ટા શતરૂ બનેલા છે માટે તેઓ મને અને તમને સાથે રહેવા નહીં દે અને આપણ બન્નેને વિખુટા પાડવા પોતાથી બનતું કરશે....ત્યારે હવે શું કરવું ? કયાં જવું ? તમેજ કાંઇ કહોની !

**અરમાનુસા—હું શું કહું ! હું આપની મરજીને તદ્દન આધિન છું.**

**રિશ્તએ દર ગરદનમ અફગન્દા દોસ્ત**
**મી બરદ હરજાકે ખાતિર ખ્વાહે ઉસ્ત**

**અરકાદયુસ**—અરમાનુસા ! તમારા પિતાશ્રીએ એવી નિમકહરામી કીધી છે કે તે ભુલે ભુલાશે નહીં. અને તે નિમકહરામીનું પરિણામ "વાદીયેનીલ" આપણા કબજામાંથી નીકળી આરબોના કબજામાં આવવાનું આવશે. આરબોને એ, હાથ કરેલો દેશ કેવી રીતે જાળવવો, બહારના શતરૂઓથી કેવી રીતે રક્ષણ કરવું એ બાબતોનો અનુભવ થઈ ગયો તો સદીયોની સદીયો સુધી આપણે તે દેશ પાછો મેળવી શકીશું નહીં. કેમકે તે ધણીજ ઉપજનો દેશ છે. અફસોસ ! મકુક્સિ, તમારા પિતાએ મદત

તે દેશ આરબોને સોંપી દીધો રૂમી સરદારોની પરી જેવી લોંડીયો, તેમના મહેલ, હવેલાઓ, બાગ, બગીચાઓ સર્વે આરબોના કબજામાં જતું રહ્યું. એના કરતાં બીજી શી નિમકહરામી હોઇ શકે છે? હું આવી વાતો સહન કરી શકતો નથી. તેની સાથે હું રહી શકતો નથી, તેનું મોંહું જોઇ શકતો નથી. માફ કરજો તમારા પિતા છે તો ભલે હોય, જો મ્હારા આ અંતઃકરણમાં તમારો પ્રેમ ન હોત તો હું કયારનો મકુકિસને ઠાર મારી ચુકયો હોત (ક્રોધના કારણથી મોહમાં ફીણ આવ્યા અને થોડીવાર સુધી ચુપ થઇ ગયો.)

અરમાનુસા શરમને લીધે માથું નમાવી અરકાદયુસના મહેણા સાંભળી રહી હતી. નિર્ભાનપણામાંથી હવે ચમકી હતી. તેને પણ એ ખેદ માની અને વિશ્વાસઘાતનો ન સહન થઇ શકે એવો બોજો પોતાના અંતઃકરણ ઉપર લાગતો હતો તેના પિતાએ જે કૃત્ય કર્યું હતું તેને અંતઃકરણ પુર્વક ધિક્કારતી હતી. તેથી તેણે અરકાદયુસની વાતોનો કશો ઉત્તર વાળ્યો નહીં. અને અરકાદયુસ મન માનતું સંભળાવતો રહ્યો.

**અરકાદયુસ**—(પોતાની વાત ચાલુ રાખતાં) પણ નહીં, હું મ્હારી પ્યારી અરમાનુસાની જાદુ ભરી અને મદ ભરી આંખોની ખાતર તેમને ઇજા નહી પહોંચાડું. મ્હારા પિતાશ્રી સન્મુખ, તેમના કાવત્રાની વાત નીકળતા, સેંકડો વખત મેં તેમનો બચાવ જુઠો બચાવ કીધો. મેં મ્હારા પિતાશ્રીને છેતર્યા અને મકુકિસને કશી આંચ કે આળ આવવા ન દીધી વિશ્વાસઘાતની સઘળી બીનાઓ મ્હારા ધ્યાન બહાર નહતી છતાંએ હું ચુપ રહ્યો. અને તે વિશ્વાસઘાતનો દેશદ્રોહ તથા રાજયદ્રોહને અટકાવવા કશા ઉપાય લીધાં નહીં તેથી જાણે હું પણ તે વિશ્વાસઘાત અને રાજદ્રોહ દેશદ્રોહમાં શામેલ હતો. જે થનારૂં હતું તે થઇ ગયું. એમાંનું કશું રહયું નથી. તોપણ હું તેમની સાથે રહી શકીશ નહીં. જો તમે મ્હારી વાતને માન્ય રાખવા તૈયાર રહો તો મ્હારી સાથે ચાલો. આપણે આ દેશને ત્યજી, જ્યાં આપણો કોઇની સાથે અને કોઇનો આપણી સાથે સંબંધ ન હોય ત્યાં ચાલ્યા જઇ શાંતી અને સુખમય જીવન ગાળીએ.

**અરમાનુસા**—હું તઇયાર છું આપને ગમે ત્યાં ચાલો પ્યારા! મને કશો વાંધો નથી. હું તો આપની દાસી થઇ ચુકી છું. આપની મરજીનું સેવન કરવું એ મ્હારૂં કર્તવ્ય છે.

અરકાદયુસ—ત્યારે આપણે કોઇ પણ પ્રકારના પગલાં ભરવાં કર પહેલાં દરેક બાજુનો વિચાર કરી લેવો જોઇએ. એવું ન થાય કે પાછળ પસ્તાવું પડે. જો કે આપણે દરેક રીતે એકજ છીએ તોપણ જ્યાં ર ધર્મે મુકરર કરેલી ક્રિયાઓ કરવામાં ન આવે ત્યાં સુધી ખરી રીતે એ એક કહેવાઇએ નહીં માટે સત્વર કોઇ પાદરીને તેડાવી આપણે બન્ને લગ્નગાંઠથી વધુ સજ્જડ બંધાઇ જવું જોઇએ.

મરકસને બરબારા, એ પ્રેમી જોડાની વાતો લક્ષપુર્વક સાંભ રહયા હતા અને પરિણામ શું નીકળે છે એ જોવાનો ઇન્તેજાર કરતા હ મરકસે જ્યારે એ બન્નેને રાજી જોયા ત્યારે તરતજ મનકે જઇને પાદરીને તેડી આવ્યો જેણે આવતાંજ એ બન્નેના લગ્ન છુપી રીતે દીધા અને આશિર્વાદ આપ્યો....એ છુપી ક્રિયા થઇ ચુકયા બાદ આશ ભરપુર મરકસ હાથ જોડી આગળ વધ્યો અને બોલ્યો" આપના આ છોડી જવા પછી મ્હારૂં અહી રહેવુ ઘણું મુશકેલ છે માટે જો ર બન્ને સાહેબો મને આપ બન્નેની સેવામાં રહેવા દેવાનું પસંદ કબુલ કરશો! જો આપ એટલી કૃપા કરો તો હું પણ મારિયાને આપના છાયા તળે જીવન ગાળવા સાથે આવું.

અરકાદયુસ અને અરમાનુસાએ તેમ નહી કરવા મરકસને સમજ પરંતુ મરકસ એકનો બે થયો નહી. તેણે મારિયા અને તેના માબ તેડાવ્યા અને પોતાનો વિચાર જણાવ્યો તેઓ ખુશ થયા અને બોલ્ અમે અહીં એકલા રહી શું કરીએ અમે પણ તમારી સાથેજ આવ ત્યારે પછી પાદરી સાહેબે મરકસ અને મારિયાને લગ્નની ગાંઠથી જ એ બન્નેના જોડાને ફુલના હાર પહેરાવી વિદાય કર્યાં.



# પ્રકરણ ૧૪ મું.

———:(૦):———

## પસ્તાવો.

હરકે અઝ તકસીરે ખુદ શુદ મુનફઇલ
આએ રહમત અઝ જે બીને એશ યાફત

જે કોઇ પોતાની ભુલથી શરમાય છે તેના પોતાના કપાળ ઉપર રહેમત (કૃપા)નું પાણી આવે છે.

અરમાનુસા અને અરકાદયુસ, લગ્ન થઇ જવા બાદ એકાંતમાં કએ દેશ જવું એ સંબંધે વિચાર ચલાવવા બેઠા, આખરે તેઓએ એવી જગ્યાએ જવાનું ઠરાવ્યું કે જ્યાં તેમને કોઈ ઓળખતું ન હોય હજુ તેઓએ આ બાબતનો નિશ્ચય કરી લીધેલો ન હતો એટલામાં તો બંન્નેના મનમાં એક નવીજ ચીંતા પ્રગટ થઇ તેમાં મુખ્યત્વે કરીને અરમાનુસાની તો એવી વીચીત્ર સ્થીતી થઇ ગઈ કે કાંઇ કહેવાની વાત નહી, અરકાદયુસ જેને તે એટલી બધી ચાહતી હતી તે તેનો ધર્મશ્રી અનુસાર પણ ભરથાર બન્યો એવી જ્યારે તેને ખાત્રી થઇ ગઇ ત્યારે તેને એક નવી ચીંતા ઉતપન્ન થાય એ વાસ્તવીકજ ગણાય. તેણી એકાએક ગફલતની ઉંડી ઉંઘમાંથી જાગી ઉઠી હતી, તેણીને લાગતું હતું કે ખરેખર એક મહા મોહટી ભુલ કીધી છે. મેં ખાનગી રીતે લગ્નની જે હીલચાલ કીધી છે તે ખરેખર અયોગ્ય અને મ્હારી જેવી સ્થીતીની શાહઝાદીને નહી છાજતી છે. હાય હવે હું મ્હારા પિતાશ્રીને શું મોંહ બતાવીશ! છુપા: લગ્ન કરવા પહેલાં તેમની પરવાનગી મેળવવી એ મ્હારી મુખ્ય ફરઝ હતી! મુજ જેવી દુર્ભાગિણી બીજી કોણ હશે! અરકાદયુસ મને આ દેશ છોડી જવા તત્પર કરે છે અને હું પણ હામાંહા મેળવી જાઉં છું અને ના પાડી શકતી નથી. જો હું તેની સાથે નાસી ગઇ અને મારા પિતાશ્રી આટલા બધાં સંકટો વેઠવા પછી અને લડાઇના કામોમાંથી પરવાર્યા પછી વીશ્રામ લેવા અહીં આવ્યા અને મને ન જોઇ ત્યારે તેઓ મનમાં શું કહેશે! હું ઘરમાં

નથી એટલુંજ નહી પણ હું કયાં ગઈ છું એ પણ તેઓ જાણી નહી શકે. તેઓ ઘણા ગભરાશે દુઃખ થશે મ્હારી વ્હાલી માતાના મરણ પછી તેમના મનને હુંજ શાંતી આપી રહી છું. મ્હારાથીજ તેમને દીલાસો મળતો હતો, હુંજ તેમના જીવ જીગરની આરામ અને તેમના મનને સુખરૂપ હતી, તેઓ મને લગાર ઉદાસ દેખતા તો તેમનું મન ભરાઇ આવતું અને મને ખુશ જોઇને તેમનું મન પ્રફુલ્લિત થઇ જતું. હાય હવે તેઓ એવી ઉમેદે મનફ આવતા હશે કે મનફ જઇને પ્રિય પુત્રીની સાથે કંટાળા ભરી જીંદગીના બાકીના દીવસો આરામથી ગાળીશ, તેઓ મને જોઇને પોતાની આંખો ઠંડી કરવા રાત દીવસ તડપતા હશે. આતુરતા એટલી હશે કે દહાડો પહાડ જેવો લાગતો હશે અને રાત્રે તારા ગણતા હશે અને જ્યારે અહી આવશે ત્યારે શું જોશે? એજ કે અરમાનુસા નથી તેનો કાંઇ પતો લાગતો નથી તે બાપની આબરૂના કાંકરા કરી કોઇની સાથે નીકળી ગઇ એવી વાતો સાંભળાશે અને તેથી તેમના દુઃખનો પાર નહી રહે......મકુકિસ અરમાનુસાનું કેટલું માન રાખતો હતો તે અરમાનુસા સારી પેઠે જાણુતી હતી.......આવા આવા વીચારો આવતા હતા જે તેણીને ગભરાટમાં નાંખી તેના કોમળ મનને મસળી નાંખતા હતા. તે શરમીંદગી અને પશેમાનીના કારણથી ચુપ બેઠી હતી અરકાદયુસ પણ લગભગ એવાજ વિચાર કરી રહયો હતો. તેની સ્થીતિ પણ અરમાનુસાની સ્થીતીને મળતી ભળતી હતી. તે પણ પોતાના પિતાશ્રીની નારાજી અને ગમ અને ઉદાસીનો જે દીકરાનો પત્તો નહીં લાગવાથી થવી અવશ્તની છે, ખ્યાલ કરી મનમાંને મનમાં અકળાતો હતો અને પસ્તાતો હતો. કેટલેક વખત તો બન્ને તરફ એવીજ રીતે ચુપકીદી કાયમ રહી પણ ત્યાર પછી અરકાદયુસે એકદમ ચમકીને પોતાના હૃદય ઉપર "હાથ મુકયો, પોતાના લુગડામાં કોઇ વસ્તુને શોધતો હોય તેમ લુગડાને ખંખેરયું, તેના ચ્હેરા ઉપર ગભરાટનાં ચિન્હ પ્રગટી નીકળ્યાં અને તે જાણે કોઇ મોહટી કીમતી વસ્તુના ખોવાઇ જવાથી હઇરત—આશ્ચર્ય અને અફસોસનો શીકાર બન્યો હોયની એવું લાગ્યુ.

અરમાનુસા—(અરકાદયુસને ગભરાએલો જોઇ) પ્યારા તમે શી ચીંતામાં છો? આટલા બધા ઉદાસ કેમ છો?

અરકાદયુસ—અફસોસ મુજ દુર્ભાગિયાપર અફસોસ! મેં એક

એવી કીમતી ચીજ ગુમાવી કે તેનું ગુમ થવું કીલ્લાના પ્રાપ્ત થઇ જવા કરતા વિશેષ દુઃખી કરનાર છે.

અરમાનુસા—એ કઇ વસ્તુ હતી? એ મને કહેશો?

અરકાદયુસ—પ્યારી! એ તમારી નીશાની હતી. તે પેલી સલીબ હતી જે તમે મને પ્રેમની નીશાની દાખલ આપી હતી, હું તેને મ્હારી છાતી ઉપર બાંધતો હતો જે રાત્રે હું અહીં આવ્યો તે રાત્રે મ્હારા તંબુમાં એકલો બેઠો બેઠો ગળામાંથી તેને કાઢી ચુંમી રહયો હતો સુવાનો વખત થઇ ગયો હતો તેથી તેને પલંગ ઉપર મુકી લુગડા ઉતારવા મંડયો, હજુ લુગડા ઉતારતો હતો એટલામાં તમારો પત્ર મળ્યો જેમાં મનક્ષ જવાની તાકીદ હતી. તમારા હુકમને માન આપવા હું તરતજ ઉતાવળે નીકળ્યો અને ઉતાવળમાંને ઉતાવળમાં તેને ત્યાં ભુલી ગયો. હું એ ભુલી ગયો એ સારૂં થયું નહી, કેમકે હું તમને મળું અને સલીબ મ્હારા કબજામાં ન હોય એ સારા શુકન કહેવાય નહી. હું કોઇ રીતે તેની તપાસ કરી આવું તો સારૂં

અરમાનુસા—(ચમકીને) ના! ના! પ્યારા ના! તમે તેને કેવી રીતે શોધી શકશો? તમારૂં કીલ્લામાં જવું કાંઇ ન્હાનું સુનું કામ નથી!! ત્યાં આરબોનો કબજો છે, એટલે ખુદા જાણે શું એ પરિણામ આવે? હું તો નહી જવા દઉં. મેં આપ પર કુરબાન કરી દીધી એતો સલીબ હતી અને બીજી વસ્તુ હોત તો એ શું એવી લાખો સલીબો આપ પર કુરબાન છે. આપ પોતાના જીવને જોખમમાં ન નાંખો અને તેનો કશો ખ્યાલ ન કરો.

અરકાદયુસ—તે મેળવી શકવાનો એક રસ્તો છે. તમે ગભરાવો નહી હું મરકસને સાથે લેતો જઇશ, આરબો તેને ઓળખે છે કેમકે તે તમારા નોકરોમાંનો એક છે. અને તેથી અમને કશી મુશ્કેલી નડશે નહી, હું તો જેવાં લુગડા પહેરીને જઇશ અને જ્યાં સલીબ ભુલવાનું ધ્યાન છે ત્યાંથી શોધી આવતો રહીશ.

અરમાનુસા—ઘણું સારૂં..........શોધી લાવ્યા પછી!

અરકાદયુસ—હું મરકસની મારફત કહેવરાવીશ કે તમે અને ફલાણી જગ્યાએ આવીને મળો ત્યાંથી આપણે ધારેલી મુસાફરી માટે રવાના થઇ જઇશું.

અરમાનુંસા—આપ કહોછો પણ મ્હારૂં મન માનતું નથી. સંયોગ (વસ્લ) પછી વીયોગ (ફિરાક) મ્હારાથી નહી સેહવાય, માટે એ વીચાર માંડી વાળો.

અરકાદયુસ—મ્હારાથી એ વિચાર માંડી વાળી નહી શકાય!

અરમાનુસા—હું ખચીત માંડી વળાવીશ આપથી નહીજ જવાય!

અરકાદયુસ—તમે ઘણાં હઠીલાં થઇ ગયાં છો અત્યાર સુધીની તમારી હઠે આપણને ઘણું નુકસાન પહોંચાડયું છે, તમે એટલે સમજતા નથી કે આપણાથી અહીંથી સાથે જવાય નહીં, જુદાં જુદાં જવું અગત્યનું છે નહી તો સર્વ ભેદ ખુલ્લો પડી જશે અને એવી આફત આવશે કે બચી શકીશું નહી. માટે હું પહેલાં જાઉં છું કાલ પરમ દહાડે તમે પણ આવી મળજો. હું શાઇનશમ્સમાં તમારી વાટ જોઇશ. મુસાફરીની સર્વે તઇયારીઓ કરી રાખીશ ત્યાંથી મરકસને મોકલીશ તે તમને અને તેના ઘરવાળાઓને ત્યાં લઇ આવશે અને પછી જ્યાં બધાનો મત પડશે ત્યાં ચાલ્યા જઇશું તમો વેશ બદલી નીકળવાનું ધ્યાનમાં રાખજો નહી તો પકડાઇ જશો.

વિખુટા પડવાનો વીચાર આવતા અરમાનુસાનું મન અંદર અંદર સમાઇ ગયું તે સ્તબ્ધ પુતળા સમાન શાન અને શુદ્ધી વીનાની બની ગઇ ઘરમાંથી છટકી જવાનો વિચાર તેના મગજમાં પ્રકાર પ્રકારની મુશ્કેલીયો ઉભી કરતો હતો અરકાદયુસ તેના ચુપ રહેવાનું કારણ તેની કુદરતી શરમને ગણુતો હતો તેણે મરકસને બોલાવ્યો અને પોતાની સાથે ચાલવાની તઇયારી કરવાનો હુકમ આપ્યો મરકસ તઇયાર થઇને આવ્યો ત્યારે તે અને અરકાદયુસ બન્ને અરમાનુસાથી વીદાય થયા.........હવે અરમાનુસા પોતાના ઓરડામાં એકલી રહી ગઇ તેના મનમાં સેંકડો વીચારો અને શંકાઓ ઉત્પન્ન થતી હતી, ગભરાટમાં નાંખનારા ખ્યાલો તેના મન મગજને ઉલટાવી નાંખતા હતા "શું હું સ્વપ્ન જોઉં છું! શું મેં મ્હારા પિતાશ્રીની મરજી વિરૂદ્ધનું કામ કર્યું છે. અફસોસ ત્યારે શું હું મ્હારા પિતાશ્રીની મુજ પ્રત્યેની પ્રીતીને વીસરી ગઇ! શું મેં તેમની મમતાનો ઉપકાર આવી રીતે વાળ્યો! શું હું એવી બે શરમ બેહયા—નીર્લજ અને નાલાયક નીવડી! કુમારીકાઓ માટે કુદરતે લાજ શરમની જે મર્યાદા

બાંધી છે તે મર્યાદા શું હું ઓળંગી ગઇ!.......છુપા લગ્ન! પિતાની પરવાનગી વીનાના લગ્ન! ખુદ મુખ્તેયારીના લગ્ન! શરમ! શરમ! અરમાનુસા શરમ! આજ સુધી કોઇપણ કુળવંત કુમારીકાએ એમ કર્યું છે? જે મેં એમ કર્યું અફસોસ! હું અભાગિણી એટલેથીજ અટકી નથી પણ હજુ ઘરમાંથી નહાસી જવાનો વીચાર ધરાવું છું, અરે! મ્હારી તો નામોશી થવાની હશે તો થશે પણ પિતાશ્રીને શીર કેટલી નામોશી આવશે! તેમનાથી દુન્યાને શું મુહું દેખાડાશે તોબા! ઓ ખુદા તોબા! મેં આ શું સાહસ કર્યું? મ્હારી બુદ્ધી કયાં હતી? મ્હારી સમજને શું થયું હતું? (નીરાશાથી અશુદ્ધ થઈ પથારીપર ઉંધું વાળી સુઈ જાય છે, શુદ્ધી આવતાં વીચારો બીજી મેર ફેરવાય છે.) અરકાદયુસ પ્યાર અરકાદયુસ! મને પ્રીય છે તું મને વહાલો છે! મારો ભરથાર છે અહા મ્હારા કેવા સુભાગ્ય કે તે મને ચાહે છે, મ્હારા માટે જીવ આપે છે અરે એટલુંજ નહીં પણ મ્હારી ખાતર પોતાના સ્વધર્મ અને પોતાની કોમના દેશના રક્ષણને છોડી પોતાના સગા સ્નેહીઓને ત્યજીને કોઇ બીજે દેશ જવાને તઇયાર છે એ શું મ્હારા ઓછાં સૌભાગ્ય છે! આ છેલ્લા વિચારોએ તેના મનમાં અંધકાર પ્રદેશમાં પ્રકાશના કીરણો સફુર્યા જેના પ્રતાપે તે જોત જોતામાં અંધકારના ઉંડા ખાડામાંથી નીકળી પ્રકાશના ઉંચા શીખરે પહોંચી ગઇ. ચ્હેરો પ્રકાશીત બન્યો, રંગ ચમકી ઉઠયો. પરંતુ અફસોસ એ પ્રકાશિત રંગ લાંબો વખત રહયો નહીં, અને તે પાછી નિરાશ થઇ પથારી ઉપર પડી અને રડવા લાગી.

બરબારા, ઘરનો સરસામાન બાંધવામાં રોકાએલી હોવાથી તે વખતે ત્યાં હાજર ન હતી. તેને મુસાફરી માટે તઇયાર રહેવાની આજ્ઞા થઇ ચુકી હતી. પણ તેણીને કાંઇ સરસામાન સંબંધી પુછવાનું હોવાથી તે વખતે તે અરમાનુસા પાસે આવી. અને જોયું તો અરમાનુસાની આંખોમાંથી આંસુઓ જારી હતા. તેણી ગભરાઇ ગઇ અને વધુ નજદીક આવી. તેની પીઠ ઉપર હાથ ફેરવી પુછયું.

શાહઝાદી સાહેબ! આપ શા માટે રડો છો? શું તમે પ્રથમ જેમ પાછી એવીજ સ્થીતિ બનાવવી ધાર કીધી હવે તો એ સર્વે દુઃખના દહાડા પસાર થઇ ગયા અને સુખના શરૂ થયા. તેથી ઉલટાં ખુશ થવું

જોઇયે. આપને આપના પ્યારા અરકાદયુસને મળવાની ઇચ્છા હતી તો તેઓ આપને મળી ચુકયા, લગ્ન થઇ ગયા, કોલકરાર થઇ ગયા. સર્વ કાંઇ થઇ ગયું કાંઇ બાકી રહયું નહીં. હવે ન તો હરકુલની ફીકર રહી છે ન તેમજ તેના શાહજાદા કુસ્તુનતીનની બ્હિક છે. કેમકે આ આખો દેશ તેમના કબજામાંથી નીકળી આરબોને સ્વાધીન થયો છે. ત્યારે પછી નાહક શા માટે દુઃખી થવું? અને રડવું કુટવું. શાહજાદી સાહેબ! રંજ ગમ અને દુઃખને મનમાંથી દુર કરો અને હસી ખુશીથી રહી ખુદાના શુકર બજાવી લાવો કે તેણે આપણી સર્વ મુશ્કેલીઓનો નાશ કીધો છે.

**અરમાનુસા**—(નિશ્વાસ નાંખી) બરબારા! શુકર છે! ખુદાના! પણ હસી ખુશી મ્હરા નશીબમાં નથી. પ્રથમ હું એમ સમજતી હતી કે આશક માશુક એ બન્નેના હળીમળી બેસવામાંજ સર્વ સુખ છે અને તેથીજ હું એ વખતનો ઇન્તેજાર આતુરતાથી કરતી હતી. અને તે વખત મને પ્રાપ્ત પણ થઇ ચુકયો, પણ અફસોસ! મને તો તેમાં પણ કાંઇ સુખ દેખાયું નહીં. બરબરા! હું દુન્યામાં દુર્ભાગિણી પેદા થઇ છું સારાં નશીબ લાવીજ નથી. મ્હારાં તગદીર ફુટેલાં છે!!

**બરબારા**!—અરે બાઈ! આપ એ શું બોલો છો! તગદીર ફુટે આપના શતરૂઓના!

**અરમાનુસા**—ખરે હું સત્ય કહું છું કે મ્હારા જેવી અભાગીણીયો નહીં હોય; તું સર્વ હકીકત કયાં જાણુતી નથી! જો તું મ્હારા પિતાશ્રીના મન જીગરને ચીરીને, તેના મગજને નીચોવીને તપાસે તો એ સર્વમાં "અરમાનુસા" "અરમાનુસા" વ્યાપી રહેલી હશે, હું તેમની વૃદ્ધાવસ્થાની આશા છું. કાલે તેઓ આ ખુંખ્વાર યુદ્ધ અને લડાઇયોથી પરવારી અત્રે પધારશે, અને મને હાજર નહીં જોશે, હાય! હાય! ત્યારે તેઓ શું કહેશે? શું ધારશે? અને કેવા ગભરાશે!..................જ્યારે તેઓની જાણમાં મ્હારી સર્વ હકીકત આવશે ત્યારે તેમની જીંદગીના બાકીના દીવસો કેવા રંજ ગમમાં અને ઉદાસીનમાં પસાર થશે? બરબારા! તુંજ શું એ વાત પિતાશ્રીની આશા વિરૂધ અને તેમના ઉપકારોના બદલામાં અપકાર સમાન નહીં લેખાય? નહીં; કેમ લેખાય? ખચિત લેખાશે. બરબારા! બરબારા! અફસોસ અરકાદયુસના પ્રેમે મ્હારી દેખતી આંખોને

અંધ બનાવી બુદ્ધિને મંદ પાડી, મુર્ખ બનાવી ગફલતમાં નાંખી, તેના સાથનાં સંયોગ સુખની લાલસાએ દીવાની કીધી, અને મ્હારા મનમાં ઘડી તો શું પળવાર પણ પિતાશ્રીનું સ્મરણ થવા દીધું નહીં, હાય! અને કદી એવી આશા નહોતી કે આવી રીતે મોંહ કાળું કરીને ઘરબાર તજી સ્વદેશ છોડી પરદેશ નહાસી જવું પડશે!! એને જવું હોય તો ભલે જાય?

અરમાનુસા હુસકે હુસકે રડતી હતી અને ઉપલી વાતો કરતી હતી. બરબારા કાટની પુતળી સમાન ઉભી ઉભી સાંભળતી હતી. એમ લાગતું હતું કે તેણી પણ ગફલતની ગાઢ નીદ્રામાંથી પણ હાલ જાગી ઉઠી છે. અને જાણે કહી રહી છે કે શાહજાદી સાહેબ! આપ સત્ય કહો છો! હવે આપણે શું કરવું જોઇએ? અરકાદનુસ તો કીલ્લાને પરાજીત થયેલો જોઇ અને આપના પિતાશ્રીને આરબોની સાથ મળેલા જોઇ, કદી તેમની સાથ રહેવું પસંદ નહીં કરે.

અરમાનુસા—હું એમાં કાંઇ સમજતી નથી. હવે મ્હારી અક્કલ પહોંચતી નથી. જા! ત્હારી મરજીમાં આવે તેમ કર. મ્હારી છાતીએ ડચુરો બંધાયો છે.

બરબારા—આપ ધીરજ ધરો! સર્વ વાના સારાંજ થશે. હ્યે આપ મ્હારી સાથે નીચે બગીચામાં તો આવો ત્યાં લગાર હરશો ફરશો એટલે ગમ અને રંજ દુર થશે અને છાતીનો ડચુરો પણ હેઠો બેસશે. હું કાલે એ બાબત સંબંધી કોઇને કોઇ યુક્તિ ઉચિત શોધી કહાડીશ.

અરમાનુસા—બરબરાની સાથે નીચે બગીચામાં ગઇ, અને આમ-તેમ ફરી પોતાના મનને આશ્વાસન દેવા લાગી.

બરબારા મુસાફરીમાં જોઇતા સામાનની તઇયારીમાં ગુંથાઇ કેમકે તે મુસાફરી કર્યાં વિના અને આ દેશને છોડયા વિના નહીં ચાલે એમ સમજતી હતી. તેણે પોતાના મનમાં એમ ધારી લીધું હતું કે થોડા વખત સુધી આ દેશમાંથી બહાર પસાર થઇ જઇ, લડાઇના દીવસો પુરા થએ મકુકિસને હળીમળી ખુશ કરી લઇશ. ગમે તેટલો ક્રોધ તેને ચડયો હશે તોએ બાપનો જીવ છે ને? તે પોતાની પુત્રીની ન્યાજબી તકસીરનો ખ્યાલ નહીં કરે.

# પ્રકરણ ૧૫ મું.

—:(o):—

## આશ્ચર્ય.

સવારનો સોહામણો સમય છે, સુર્ય, પૂર્વ દિશાની છતમાંથી પ્રગટ થઇ પોતાના પ્રકાશિત કિરણો વડે આખા બ્રહ્માંડને ઝગઝગાવી રહયો છે. સર્વ સંસારીયો, આખી રાત્રી નીંદ્રા લીધા બાદ જાગૃત થઇ પ્રકાર પ્રકારના કામે લાગી જાય છે, કર્તાના ભકતજનો પોતાના સરજનહાર સમક્ષ શીશ નમાવી તંદુરસ્તી અને સલામતીનો પાડ માની ભવિષ્યમાં રણક્ષેત્રમાં અને ક્ષેમ કુશળતામાં રાખવાની પ્રાર્થનાઓ કરી રહયા છે. અરમાનુસા પોતાના ઓરડામાં નિયમાનુસાર પ્રાર્થનાની તઇયારીઓમાં દેખાય છે, તેના ચ્હેરા ઉપર ફીકાશનો આભાશ દેખાતો ગભરાટ તેણીને આખી રાત ઉંઘ આવી નહી હોય એમ સ્પષ્ટ પ્રદર્શીત કરે છે, તેની આંખો ઝુકે જાય છે હોઠ ઉપર કરચલાયો પડેલા ચ્હેરો ભરાઇ આવ્યો છે તે પલંગ ઉપરથી ઉતરી બાજેઠ ઉપર બેસી હાથ પગ મોંહ ધોઇ ખ્રીસ્તી ધર્મ મુજબ ઘુંટણીયે પડી પ્રાર્થનાની ક્રીયા બજાવે છે. તે દરમ્યાનમાં તેના કાને કોઇ આવનારાના પગના ધબકારાનો અવાજ પડે છે જેથી તેણી સમજી જાય છે કે તે આવનારી બરબારા છે. બરબારા રજા લીધા વિના અરમાનુસાના ઓરડામાં દાખલ થઇ શકતી હતી પણ તે વખતે તેણી અરમાનુસાને પ્રાર્થના કરતી જોઇ અથવા બીજા કોઇ કારણથી રોકાઇ ગઇ જ્યારે અરમાનુસા પ્રાર્થના કરી ચુકી ત્યારે તેણીએ પુછ્યું કે કેમ બરબારા છે તો સહુ સારૂને ! આટલી વ્હેલી કેમ આવી ?

બરબારા—સહુ સારૂ છે, ગભરાવા જેવું કાંઇ નથી વાત એ છે કે હમણાં કેટલાંક લોકોએ આવીને વધાઇ આપી કે મકુકિસ સાહેબ પધારે છે થોડાક વખતમાં આવી પહોંચશે.

અરમાનુસા—(ગભરાઇને) શું ખરેખર આવે છે ? હાય ! હાય ! હવે ત્યારે શું કરવું ! કેમ આવે છે ! બરબારા ! મ્હારા હાથ પગ ધ્રુજે છે

હૃદય ધડકે છે આખા શરીરમાં કંપારી છુટે છે આ શું ગજબ થયો છે! હમણાં મ્હારા મનને થોડી ઘણી શાંતી વળી હતી, મેં પ્રાર્થના કીધી હતી કે તે મ્હારા કામમાં મને સાફલ્યતા આપે મેં પ્રભુ ઇસુ ખ્રીસ્ત ઉપર વિશ્વાસ મુકયો હતો મેં મ્હારા સર્વ કામ તેને સોંપ્યા હતા એટલું કહી તે પલંગે જઈ પડી તે પોતાના પિતાશ્રીને કેવી રીતે મોંઢ દેખાડી શકશે તે તેની સમજમાં આવતું ન હતું. (રડે છે.)

બરબારા—આપ પાછા રડો નહી, ઉદાસ થાઓ નહી. પ્રભુ ઇસુ ખ્રીસ્તે કદાચ એમાંજ આપણી ભલાઇ મુકી હોય? આપ મનને સ્થીર રાખો અને વ્હાલા પિતાને ભેટવાને તઇયાર રહો.

આ વાતચીત થવાને થોડોજ વખત થયો હતો કે મકુકિસના પગનો અવાજ, તેની લાકડીનો ખખડાટ અને તેની ખાંસીનો અવાજ મેહલના ચોકમાં સંભળાયો. અરમાનુસાનું મન વિશેષ ધડકવા મંડયું. તે ઉભી થવા ગઇ પરંતુ પગના ધ્રુજારાએ અને પીંડળીયોની કંપારીએ તેને ઉભી થવા દીધી નહીં, અને મકુકિસ તેની પાસે આવી પહોંચ્યો. અરમાનુસાને જોતાંજ છાતી સરસી ચાંપી લીધી, તેના કપાળને ચુંબન કીધાં. અરમાનુસા પણ પિતાની છાતીને વળગી પડી. તેના મનમાં તેના પિતા પ્રત્યેનો પ્રેમ સ્તેજ થયો. તેને વિચાર આવ્યો કે અફસોસ હું મ્હારા પુજ્ય પિતાશ્રીની વિરૂદ્ધતા કરવામાં મંડેલી હતી અને તેને ખબર ન હતી, તેણી પોતાના આંખોમાંથી વહેતા અશ્રુઓને અટકાવી શકી નહિ. આખર રડીજ દીધું, ડુસકા બંધાઇ ગયા. શરમ હયા અને પશ્ચાતાપ, ભય અને પ્રેમના એક બીજાથી ઉલટા આકૃષણોએ તેને બેશુદ્ધ કરી નાખી મકુકિસ અરમાનુસાની આવી નવી અને આશ્ચર્યકારક સ્થાતિ જોઇ બ્હીનો અને ગભરાયો, પણ પ્રથમ તો એ અશ્રુઓને હર્ષાશ્રુ સમજી ચુપ રહયો. એટલુંજ નહીં પણ તેની આંખમાંથી એ હર્ષાશ્રુ ટપકી પડયા....... જ્યારે ઘણી વાર લાગી અને અરમાનુસા ડુસકે ડુસકે રડતી અટકી નહીં ત્યારે તેણે ગભરાઇને પુછ્યું.

અરબારા—(એ જોઇને તથા એમ સમજીને કે અરમાનુસા પોતાની બેશુદ્ધિમાં, પિતાના પ્રશ્નથી ગભરાઇને કે બ્હીતે, સર્વ હકીકત ખુલ્લી ન પાડે, નહીં તો અમો સર્વ મદદગારોની આડી વલે થશે, હાથ જોડી આગળ વધી અને મકુકિસના હાથને ચુંબન કરી અરમાનુસાનાં રડવા સંબંધેની

વાત ઉરાડી દેવાની કોશીશ કરવા મંડી અને ઇશારા વડે અરમાનુસાને સમજાવી દીધું કે આપ ચુપ રહેજો કાંઇ ઉધું ચતું બોલી ન બેસશો.) હજુર! આપના આટલો બધો વખત દુર રહેવાથી અરમાનુસા ગભરાતી હતી. પળેપળ એવીજ દુવાઓ માંગતી હતી કે ખુદા મ્હારા પુજ્ય પિતાશ્રીને દરેક આફતથી બચાવી રક્ષણમાં રાખી, સહી સલામત ઘેર પહોંચાડી મને મેળવે. આપ વિચારી શકશો કે લડાઇનો વખત હતો. આપ શતરૂઓ વચ્ચે ઘેરાએલા હતા. શાહઝાદી સાહેબ એકલાં પડેલાં હતાં. જ્યારે તેઓએ આપને સહીસલામત આવી પહોંચેલા જોયા ત્યારે તેણી પોતાની ખુશીને કાબુમાં રાખી શકી નહીં, અને હર્ષાશ્રુ તેમની આંખોમાંથી વહી ગયા. આખર બાળકજ છે ને! તેનો જીવ કેટલો! નજીવી વાતપર લાંબો વખત રડતાં રહેવું એ કાંઇ નવાઇની વાત તો છેજ નહીં.

મકુકિસ—પરંતુ આ લડાઇથી આપણે કશું બીહવા જેવું કે ધાસ્તી રાખવા જેવું ન હતું એટલું તો જાણતી હતી!!

બરબારા—એ હમે જાણતા હતા, તો પણ આપ નામદારના વિયોગથી અમને ઘણી ચિંતા થતી, હવે ખુદાના શુકર છે કે આપ ખેર ખુબીથી પધાર્યા.

મકુકિસ—હું પણ અરમાનુસાથી વિખુટો રહી ઘણો પરતાયો છું. કેમકે હું રાત દીવસ તેનીજ ફીકરોમાં ફસાએલો રહેતો હવે જ્યાં કાંઇ જઇશ ત્યાં તેને સાથેજ લઇને જઇશ.

બરબારા—હવે તો કાંઇ લાંબી મુસાફરી કરવી નહીં પડે?

મકુકિસ—(મુસ્કરાઇને) વાહ! મુસાફરી વગર ક્યાં છુટકો છે! હું આવ્યોજ એટલા માટે છું ને! કે અરમાનુસાને અને તને લઇને ઇસ્કન્દરિયે જાઉં.

જ્યારે અરમાનુસાએ આ શબ્દો સાંભળ્યા ત્યારે તેનું મન ઉથલ પાથલ થઇ ગયું. તેના ચ્હેરાનો રંગ ફીકો પડી ગયો પ્રથમ પિતાના દર્શનથી કાંઇક લાલાશ આવી હતી પણ ઇસ્કન્દરિયે લઇ જવા આવેલ છે એમ સાંભળી જે થોડી ઘણી ખુશીથી લાલાશ આવવા પામી હતી તે પણ નાશ પામી. બરબારા તેની એ સ્થીતિને સમજી ગઇ. અને તે વાત ઉરાડી દેવા તેણીએ મકુકિસને કહયું ઇસ્કન્દરિએ જવાનું શું કારણ છે

મકુકિસ—આપણે આરબોના જિમ્માામાં દાખલ થઇ ચુક્યા છીએ. તેઓ આપણને રૂમીયોના જુલ્મ અને પાપ પ્રપંચોથી બચાવનારા છે. કાલે સવારે તેમણે ઇસ્કન્દરિયે જવાનો નિશ્ચય કીધો છે, તેઓ ઇસ્કંનદરિયા ઉપર ચઢાઈ કરી તેને પણ જીતી લેવા ઇચ્છા ધરાવે છે, તેઓએ મને કહ્યું કે તું પણ અમારી સાથે ચાલવા માટે તઇયાર થા કે રસદ વિગેરે પહોંચાડવામાં મદદગાર થઇ પડે. આટલા બધા મહીના હું અરમાનુસાથી જુદો રહયો એ મને ઠીક લાગતું ન હતું અને જીવ ચિંતાતુર રહેતો તેથી હવે તેને સાથે લઈ જવાના ઇરાદાથી અહીં આવ્યો છું. ઇસ્કનદરિયા જવામાં કાંઈ ગભરાવા જેવું નથી કેમકે આપણે સઘળા ભયથી રક્ષણમાં રહી શકીશું. આપણો પડાવ કાંઇ લડવઇયાઓ સાથે નહીં હોય પણ આપણે તો ફોજથી દુર કોઇ મેદાનમાં પડાવ નાંખી રહીશું.

અરમાનુસા આ વાતો સાંભળી ભીત સમાન સ્તબ્ધ બની ગઇ, તેને યાદ આવ્યું કે આજની પ્રાર્થનાઓનો આ અસર છે. (મનમાં) ખુદાએ કદાચ આમાંજ મ્હારી ભલાઇ મુકી હોય, પણ જાહેર રીતે જોતાં મને એમાં ભલાઇ જેવું કશું લાગતું નથી. જો હું તેમની સાથે જઇશ તો હું મ્હારા પ્રિય અરકાદયુસથી એક ઘણો લાંબો વખત વિખુટી રહીશ હશે જે થવાનું હોય તે થાઓ. મેં તો મ્હારા સર્વ કામ ખુદાને સ્વાધિન કીધાં છે. તેને જેમ કરવું હોય તેમ કરે. તે માલિક છે. (મકુકિસને) પિતાશ્રી! વ્હાલા પિતાશ્રી! હું આપની મરજીને તદ્દન આધિન છું. જો આપ મને ઇસ્કનદરિયે લઈ જવા ચાહતા હોતો હું ખુશીથી હાજર છું.

મકુકિસ—અરબારા સઘળા નોકર ચાકરોને અરમાનુસાની જરૂરતની ચીજો બાંધી સાથે લેવાની આજ્ઞા આપી દે. અને અરમાનુસા માટે ઘોડો અથવા ગાડી અથવા હાથીની સવારી જે ચાહે તે તઇયાર કરાવ. અને તમે સઘળા પોત પોતાના મછવાઓમાં બેસી પુર્વ તરફના કીનારા હંકારો ત્યાંના કીલ્લાની સામે હું તમો સઘળાને આવી મળીશ, ત્યાંથી આરબી છાવણી ઘણી પાસે છે. જયારે આપણે આરબી છાવણીમાં પહોંચી ચુકીશું

---

† જે પરધર્મી લોકો પરાજીત થતાં અને તેઓ જઝીઓ આપવો કબુલ કરતા તેઓ ઝીમ્મામા ગણાતાં અને તેમની જાન માલ અને આબરૂનું સંરક્ષણ મુસલમાનોને ઝીમ્મે હોતું.

ત્યારે આરબો પણ નીકળશે, આપણે તેમની આગળ રસ્તો બતાવતા રહેવું પડશે, પણ તેથી કાંઇ ફીકર જેવું નથી. આરબ બોડીગાર્ડો આપણું પુરું રક્ષણ કરતા રહેશે.

એટલું કહી મકુકિસ બહાર ચાલ્યો ગયો અને કેટલાક ફોજના અને બોડી ગાર્ડના સીપાહીઓને બોલાવીને હુકમ આપ્યો કે જાઓ કેટલાક મછવા એકઠાં કરી લાવો. શાહઝાદી સાહેબ નદીના રસ્તે થઇ કીલ્લા સુધી મુસાફરી કરશે.

આણીમેર અરમાનુસાએ, પિતાના જવા પછી બરબારાને પુછ્યું—

બરબારા—હવે શું કરવું ! આપણી આ મુસાફરીના સમાચાર અરકાદયુસને કોણ પહોંચાડશે ?

બરબારા—અરે શાહઝાદી સાહેબ ! એ પણ શું વિચારવા જેવી અને ગભરાવા જેવી વાત છે ? મારિયાને કહેતા જઇશું એટલે તે અરકાદયુસને સર્વ હકીકત સમજાવી તેને પણ ઇસ્કન્દરિયા જવાનું કહી દેશે. આરબોને કાંઇ ઇસ્કન્દરિયા સર કરી લેતાં વાર નહીં લાગે, ત્યાર પછી હું કાંઇ એવી યુક્તિ શોધી કાઢીશ કે તમને લગારે ચિંતા કરવી પડશે નહીં અને રાત દીવસ અરકાદયુસની સાથે સુખમાંજ પસાર કરશો એટલું કહી બરબારા મુસાફરીનો સર સામાન તઇયાર કરાવવા ત્યાંથી ચાલી ગઇ. તેણે વજનમાં હલકી પણ અમુલ્ય વસ્તુઓ એકઠી સાથે લઇ જવા માટે એક ડાબડામાં મુકી, મારિયાને, સઘળી હકીકત સમજાવી, અરકાદયુસને જે કાંઇ કહેવરાવવું હતું તે કહ્યું. નોકરોને સર સામાન બાંધવાનો હુકમ આપી દીધો હતો જે આ વખત બંધાઇ ચુકયો હતો અને મછવાઓમાં ચઢાઇ ચુકયો હતો. ત્યારે તેણીએ જઇને શાહઝાદીને તઇયાર કીધી. હવે શાહઝાદી નદીને કીનારે આવી અને બરબારાને સાથે લઇ પોતાના ખાસ મછવામાં જઇ બેઠી. મછવાઓ કીલ્લાની તરફ હંકારવામાં આવ્યા અરમાનુસા, મનમાં એમ ધારીને કે હવે કદાચ આ શહેરને અને આ દેખાવને હું જોઇ નહીં શકીશ, તેની ઇમારતો તરફ, તેના વિશાળ મેદાન અને ખંડેરો તરફ, આસપાસની મન લલચાવનારી હરીયાળી તરફ નિરાશા યુકત જોવા મંડી, અને એક વિશ્વાસ નાંખી કપાળે હાથ મુકયો. મછવાઓ, પવન અનુકુળ હોવાથી ઝડપથી

પાણી ચીરી રહ્યા હતા, તે જોત જોતામાં ક્યાંના ક્યાં પહોંચી ગયા. અરમાનુસાને ખ્યાલ હતો કે પિતાજી કીલ્લા આગળ હશે. પરંતુ તેની પાસે જઇ તેણીએ ઘણીએ નજર નાખી પણ કીલ્લા ઉપર કોઇ માણુસ દેખાયાં નહીં, મછવાઓ આગળ વધતાં વધતાં આરબી છાવણીની સામે નદીના કીનારે જઈ લાગ્યા, કિશ્તી, સરદારો પોતાના સરદાર મકુકિસની વાટ જોતા કીનારે ઉભા હતા, તેઓ, સર્વને હાથોહાથ ઉતારી તંબુઓમાં લઇ ગયા સર સામાન ચોકસીની જગ્યામાં ભરી તે ઉપર પહેરા મુકાવ્યા. અરમાનુસાએ પ્રથમ ગાડીમાં બેસી મુસાફરી કરવી પસંદ કીધી હતી પણ પાછળથી વિચાર ફરવાથી નદીને રસ્તે આવી હતી પ્રથમ તો તેણી બરબારા સહિત પોતાના પિતાશ્રીના તંબુમાં ઉતરી ઇસ્લામી સેનાધિપતી કુચની તઇયારીઓ કરી રહ્યો હતો. તંબુઓ ઉપાડી લેવાનો, સરસામાન બાંધવાનો હુકમ અપાઇ ચુકયો હતો. ઇસ્લામી સેનાધિપતિ, અરમાનુસા અને મકુકિસના આવવાના સમાચાર સાંભળી તેમના તંબુમાં આવ્યો અને એક બીજાની ક્ષેમકુશળના પુછી, ઇસ્કન્દરીએજ કયે રસ્તેથી જવું લાભદાઇ નિવડશે એ સંબંધી સલાહ કરવા બેઠો. એ ઉપરાંત ઘણી જુદી જુદી વાતો થઇ. મકુકિસ તરજુમાની મારફત રૂમીઓનું બળ વર્ણન કરતો હતો. બરબારા અરમાનુસાની સાથે વાતો કરતી હતી. સેનાધિપતીના સાથીયો મુસાફરીનો સરસામાન બાંધવામાં ગુંથાયા હતા.

બીજે દહાડે સવારે મકુકિસે, અરમાનુસાને, બરબારાની સાથે, નદીના રસ્તે "મરયુત" નામના ગામની તરફ મોકલી દીધી અને પોતે પોતાની ખાસ ફોજ સહિત આરબોની આગળ આગળ રહી, રસ્તો બતાવતો, ઇસ્કન્દરિયા તરફ વધ્યો. રસ્તામાં પોતાના માણુસોને, આરબોના માટે રસદ તઇયાર રાખવા, સડકો દુરસ્ત બનાવવાના ખાસ ચારા વિગેરેના બંદોબસ્તના હુકમો આપતો જતો હતો. આરબોનો મુકાબલો નહીં કરી શકવાના કારણુથી રૂમી લોકો નાસતા નાસતા ઇસ્કન્દરિયામાં જઇ ભરાતા હતા કેમકે તેના માટે આશ્રયની જગ્યા એ એકલીજ બાકી રહી હતી. જો ત્યાંથી પણ હાર પમાડી નસાડવામાં આવે તો આખા મીસર દેશમાં તેમને આશ્રયની જગ્યા મળે નહીં.

# પ્રકરણ ૧૬ મું.

## કનીસએ મોઅલ્લકાનો બીજો દેખાવ.

કયસી બુરી ઘડીથી ઇલાહી વિસાલ કી
હસરત ન નીકલી કોઈ દિલે દાદ ખ્વાહ સે

બાબુલના કીલ્લાના પશ્ચિમ દિશાના દરવાજાની પાસે કનીસએ મોઅલ્લકા નામનું જે પ્રખ્યાત દેવળ છે, તે દેવળના દરવાજા આગળ બે માણસો ક્રિશ્ચી ફોજ જેવા લુગડા પહેરી ઉભેલા છે અને અંદર દાખલ થવા ચાહે છે. આ બંને માંનો એક મરકસ છે. અને બીજો કોણ છે તેનો ઉતર ઘણી સ્હેલાઇથી દઇ શકાય છે કે તે અરકાદયુસ છે, જે વેશ બદલી ગુમાવેલી સલીબ શોધવા આવેલો છે વાંચકો! સલીબની કહાણી જાણો છો એટલે બીજીવાર કહેવાની જરૂરત નથી.

અરકાદયુસને ખ્યાલ હતો. કે તે દેવળને વેરાન, ઉજડ, ખંડેર બનાવેલું તેમાંની મુર્તિયોને ત્રોડી પાડેલી અને તેમાંની કુરબાન ગાહો (ભોગસ્થળ) ને બરબાદ અને પાયમાલ કરેલી જોશે, પણ મંદિરની સ્થિતિ જોતાં તેનોએ ખ્યાલ ખોટો ઠર્યો તેણે જોયું કે મંદીરને કશા પ્રકારનું નુકશાન પહોંચાડવામાં આવ્યું નથી. એટલુંજ નહીં પણ રૂમીયોના વખતમાં તે જેટલું આબાદ હતું તે કરતાં વિશેષ આબાદ હાલ છે. ક્રિશ્ચી પ્રજા તો તે દેવળ તેમનુંજ હોવાથી તેને માન આપે નમન કરે એમાં કાંઇ નવાઇની વાત ન હોતી પણ મુસલમાનો કે જેઓ તદન જુદાજ ધર્મના હતા તેઓ પણ તે દેવળને, તેને છાજતું માન આપતા હતા. આ જોઇને અરકાદયુસને ઘણો આશ્ચર્ય થયો. તેના મનમાં મુસલમાનો માટે માનની લાગણીઓ ઉતપન્ન થઇ. અરકાદયુસના મનમાં મુસલમાનો માટે માનની લાગણીઓ ઉતપન્ન લઇ હોય એવો આ પહેલોજ વખત હતો નહિં તો સુધરેલો કહેવાતો રૂમીએ બદવી (જંગલી) કહેવાતા ઉંટ ચરાવનાર આરબોથી એવી ઉતમ પ્રકારની નીતિ રીતી અને વત ણૂકની કદી આશા રાખી શકતો નહીં.

મરકસને પણ અરકાદયુસ કરતાં કાંઈ ઓછો આશ્ચર્ય થયો નહોતો. આજથી થોડા મહીના અગાઉ જ્યારે રૂમી ફોજે ફીલ્લામાં આવી દેવળનો કબજો લીધો હતો, અને એજ દેવળના એક ભાગને ફોજને રહેવા માટે ખાલી કરાવવા નિશ્ચય કર્યો હતો, ત્યારે અરકાદયુસે પોતે તેમાં પોતાનો પડાવ નાંખ્યો હતો, તે વખતનો સઘળો વહેવાર, નનો (જોગણો) ને ત્યાંથી કાઢી મુકવી, રૂમી સીપાહીઓની તોછડાઇ, તેમની નહીં છાજતી વર્તણુક, નામોશી ભરેલી ચાલચલગત એ સર્વે વાતો મરકસની નજર આગળ ફરતી હતી આ વખતે મરકસના મનમાં એ સઘળું, અરકાદયુસને યાદ દેવરાવતું આવ્યું.

બન્ને જણા આગળ વધી મંદીરમાં દાખલ થયા, તેમને કોઇએ રોકયા ટોકયા નહીં કેમકે ત્યાંના ઘણાખરાં માણસો મરકસને ઓળખતા હતા અને જાણતા હતા કે તે મકુકિસનો માનિતો—ખવાસ છે. તે આરબોની ફોજમાં ઘણીવાર જતો આવતો હતો. તેથી ત્યાંના સર્વ માણસો તેનાથી જાણીતા હતા. તે બન્ને આમતેમ ફરતા હતા એટલામાં પેલી નન–સાધુડી જેણે બિતરીક બન્યામીનનો કાગળ પોતાની પાસે સંભાળી રાખ્યો હતો અને જેનું વર્ણન આગલા પ્રકરણોમાં થઇ ગયું છે, નજરે પડી તેણીએ મરકસને જોઇને, ઘણીજ ખુશીથી ક્ષેમ કુશળતા પહોંચી, ત્યાં કેમ આવવું થયું હતું તેનું કારણ માંગ્યું. મરકસે અમથા પુછી રહેજજ આવવું થયું હતું એમ કહી પુછયું કે " હવે તમે સર્વેની શી હાલત છે ? કોઇ પ્રકારનું દુઃખ તો નથી ને ?

નન—(મરકસનો સાથી રૂમી છે એ ન જાણતી હોવાથી) ભાઇ મરકસ ! ખુદાના લાખ લાખ શુકરકે તેણે અમને રૂમીઓના જુલમી પંજામાંથી છોડાવ્યા. દુઃખના દહાડા ગયા, અને સુખના શરૂ થયા, આરબો જો કે ધર્મે મુસલમાન છે, વિજયી પ્રજા છે, તોપણ ધન્ય છે તેમના માતપિતાને અને તેમના સ્વભાવને કે તેઓ એક ખ્રીસ્તી કરતાં પણ વિશેષ અમારૂં માન રાખે છે. વળી બીજી ખુશીની વાત એ છે કે થોડા દહાડામાં આપણા બિતરીક બન્યામીન સાહેબ પણ આવી પહોંચશે.

મરકસ—(અજાણ્યો બની, બિતરિકની વાત ઉરાડી દેવા) તો શું આરબો એવા ઉત્તમ સ્વભાવ અને ઉત્તમ ખવાસના છે ! આપણે તો એમને જંગલી ગણતા હતા !

નન—મ્હારા સાહેબ તેઓ એક સુધરેલી પ્રજા કરતાં પણ વિશેષ સુધરેલા છે. તેઓ ઘણાં ભલા માણસ હોવા ઉપરાંત દયાળુ અને માયાળુ સ્વભાવના છે. જ્યારે તેઓ આ દેવળમાં દાખલ થયા ત્યારે મને ભય હતો કે, જેવી ક્રુર રીતે રૂમીઓ ખ્રીસ્તી હોવા છતાં અહીં દાખલ થતાં અમારી સાથે વરત્યા હતા તેવી રીતે તેઓ પણ વર્તશે. પણ મ્હારા તે ભયને નાશ પામતાં લગારે વાર લાગી નહીં. તેઓએ અમારી પાસે આવી અમને દીલાસા દીધા અને કોઇ પણ રીતે ન ગભરાવવાનું કહેતાં કહયું કે "તમારે અમારી લગારે ભીતિ રાખવી નહીં." મેં તેમની એવી મહેરબાની જોઈ ખુદાનો શુકર કીધો. તેમને ફતેહ અને વિજય મળવાની દુવા દીધી અને બિતરીક બન્યામિનને અહીં બોલાવવાની દરખારત રજુ કીધી. જે સંબંધી તેઓએ વચન આપ્યું કે તેમને સહીસલામત બોલાવવામાં આવશે. તમારે એ વિષે કશી ચિંતા રાખવી નહીં.

નનનાં ઉપલા વાતો, અરકાદયુસના તનમનમાં ક્રોધાગ્નિ સળગાવતી હતી, તે ક્રોધનો માર્યો સર્પ સમાન વળખાતો હતો, પણ શું કરે લાચાર હતો. તે જાણતો હતો કે તે વખતે જાહેર પડવું તે પોતાના જીવને જોખમમાં નાંખવા જેવી મુર્ખાઇ છે. પણ આ વાતો ઉપરથી અરકાદયુસને એટલી ખાત્રી થઇ ગઇ કે કિબ્તી પ્રજા અમારી હકુમતમાં મહા જુલમ અને અન્યાયમાં હતી.

અર્થાંત—તેઓ ફરતા ફરતા, જે ઓરડામાં અરકાદયુંસની પથારી રહેતી હતી તે ઓરડામાં જઇ પહોંચ્યા. લુટનારાઓની લુટ પછી જે કાંઇ સર સામાન બાકી રહી ગયો હતો તે સામાનમાં, પેલી સલીબ પડેલી તેને મળી આવી, જેથી તે ઘણો ખુશ થયો. તેને લાગ્યું કે એ સલીબ જાણીજોઇને લુટારાઓના હાથથી બચી ત્યાં પડી રહી હતી.......તે ખુશ થતો થતો ત્યાંથી પાછો ફર્યો. રાત્રીનો અંધકાર ચોતરફ પ્રસરી ચુકયો હતો મરકસ અને અરકાદયુંસે મંદીરમાંથી નીકળી "અઇનશમ્સ" તરફનો રસ્તો લીધો.

બીજે દહાડે અરકાદયુસે, અરમાનુસાની ખબર અંતર લાવવા મરકસને મોકલ્યો, જ્યારે મરકસે મનફથી પાછા આવી, અરકાદયુસને તેણીના મનફ છોડી જવાના સમાચાર પહોંચાડયા ત્યારે અરકાદયુસની

કેવી સ્થીતી થઇ તે કહેવાની વધુ જરૂરત લાગતી નથી. ટુંકમાં એટલુંજ કે તે એક પુતળા સમાન સ્તબ્ધ બની ગયો. ખુદા જાણે શા શા વિચારોમાં ડુબી ગયો. માથામાં ફેર આંખોમાં અંધારાં આવવા લાગ્યા, મન અંદરને અંદર બેસી સમાઇ ગયું—શુદ્ધિ બુદ્ધિ ઉડી ગઇ.

મરકસે તેની આવી સ્થીતિ જોઇ સમજાવવા માંડયો કે સાહેબ! આપ આમ દીવાના ન બનો, ગભરાઇ ન જાઓ. શાહઝાદી સાહેબ પોતાના પિતાશ્રીની સાથે ક્ષેમકુશળતાથી હશે. તેમને તેમની સાથે રહેવામાં કશા પ્રકારનો ભય નથી જો હવે આપની મરજી હોય તો આપ પોતાના પિતાશ્રી ઓહારજ પાસે ઇસ્કન્દરિયે ચાલ્યા જાઓ, તેમને મળો અને પોતાની ભુતકાળની તકસીરોની માફી માંગો, મને આશા છે કે તમારી તકસીરો માફ કરવામાં આવશે. આપ આરબોની સાથે આ પાર કે પેલે પાર જેવી એક પહોંચાડતો રહીશ. એ વિશે તો આપે નચિંત રહેવું. આપનો એહવાલ પણ તેમને કહી સંભળાવીશ. હું તેમની સાથેજ રહીશ અને આપનું ભલું ચાહવામાં અને કરવામાં મ્હારાથી બનતું કરીશ. જ્યારે ઇસ્કન્દરિયાની લડાઇ પુરી થશે અને મિસરની હકુમત આરબો અને રૂમીઓએ બંન્નેમાંથી જેના હાથમાં જવી લખી હશે તેના હાથમાં જઇ રહેશે ત્યારે આપની આશા પણ પુરી થશે. રૂમી જીતશે તોએ, અને આરબો જીતશે તોએ અરમાનુસા તો આપનીજ છે. તે બીજાની થવાની નથી. માટે તે વિશેની ચિંતા અને ફિકર મિથ્યા છે. બાપડી શાહઝાદી સાહેબ પણ શું કરે! તદ્દન લાચાર નિરાધાર છે! પિતાની આજ્ઞા આગળ તેમનું શું ચાલે! મોહટી છેલ્લી જંગ મચાવવા ચાહો છો તેને પણ ત્યાં જઇ અમલમાં મુકો હું શાહઝાદી સાહેબ પાસે જાઉં છું. તેમની સર્વ ખબર અંતર આપને પિતાએ સાથે જવાનો હુકમ આપ્યો એટલે કાંઇ ગયા વિના છુટકો હતો! ચાલી ગઇ, માટે મેં જે ઉપર હકીકત કહી તે મુજબ કરશો તોજ કાંઇ ફાવશો. નહીં તો નાહકના વિચાર તો વધુજ દુઃખી કરશે.

અરકાદ્યુસ—બેશક! એજ કારણ! એજ કારણ! તે બાપડીનું પિતાની આજ્ઞા આગળ શું ચાલે! (કેટલીક વાર વિચારી) મરકસ! સાંભળ! હું અરમાનુસા સંબંધીનો સઘળો કારભાર તને સોંપું છું. તેં ઘણાં લાંબા વખત સુધી અમો બન્ને વચ્ચે સંદેશા લઇ જવા લાવવાનું

કામ બજાવ્યું છે અને ઘણી મહેનતથી અમો બન્નેની ભલાઇ અર્થે પ્રયત્ન કર્યો છે, તે માટે હું ત્હારો ખાસ આભારી છું અને જીવન પર્યંત રહીશ.

મરકસ—( પોતાનાં વખાણ સાંભળી શરમાઈ ) નહીં સાહેબ ! હું તો આપનો સેવક છું મેં જે આપની સેવા બજાવી છે તેમાં કાંઈ ખાસ પણું ન હોતું. હું એને પોતાની ફરજ ગણતો હતો, આપ બન્ને દુન્યામાં એક બીજાની સાથે હળીમળી સુખમય જીવન ગાળો એ સિવાય મને બીજી કશી ઈચ્છા ન હતી.

અરકાદયુસ—શાબાશ! મ્હારા કુળવાન અને બહાદુર મિત્ર! શાબાશ ! હું હમણાં હાલ ફરકનદરિયે જાઉં છું. હું ત્યાં મ્હારા પિતાશ્રીને મળીશ. તેઓએ મને જીવતો જોવાની આશા તો મેલીજ દીધી હશે. અને જો તેઓ કુરતુનતુનીયા ચાલ્યા ગયા હોય તો તે કહેવાય નહીં, ગમે તેમ હો, હું જઇને રૂમી ફોજમાં રહીશ. તેમની સાથે રહી આરબોનો મુકાબલો કરીશ અને કોઈ પણ રીતે મ્હારા મન શાંત કરીશ, તું મ્હારી પાસે ફરકન્દરીયામાં આવતો રહેજે અને પ્યારી અરમાનુસાના ખબર અંતર લાવતો રહજે, આરબોના ત્યાં પહોંચી જવા બાદ તને ત્યાં આવવામાં કશી મુશ્કેલી નહીં નડે, જો કદાચ મેં આરબોને હરાવ્યા તો અરમાનુસાના રક્ષણ માટે એકાદ ટુકડી મોકલી આપીશ, ત્યાંસુધી તો તેનો વાળો વાંકો થવા નહીં દઉં.

મરકસ—(મનમાં) એને તો ધુળની એ ખબર નથી ! આરબો જોયાં ક્યાં છે ! શું તે આરબોને હરાવી શકશે ! (અરકાદયુસને) ઘણું સારૂં, પણ હું એક વાતની દરખાસ્ત કરૂં છું અને તે એ કે જો મુસલમાનો ફતેહ પામે વિજય મેળવે અને તેઓ ઇસ્કન્દરિયામાં દાખલ થઈ જાય તો આપ ઊપર કોઇ પ્રકારની આંચ નહીં આવે. માત્ર આપ તેમનો મુકાબલો કરશો મા, જો આપ જીવની પરવા કરતા ન હોતો શાહઝાદીની ખાતર પોતાના જીવને બચાવી રાખશો. તે આપને કામનો નહીં હોય પણ અરમાનુસાને ઘણો કામનો છે.

અરકાદયુસે મરકસની વાતોનો કશો ઉત્તર વાળ્યો નહીં.

મરકસ બીજીવાર પોતાનું વ્યાખ્યાન ચાલુ રાખી "પરંતુ હું આપ પાસે કેવી રીતે આવી શકીશ. કેમકે હવે કિબ્તીયો રૂમીઓના શતરૂ લેખાવા

લાગ્યા છે, રૂમીયો મને જોતાંજ કેદ કરી લેશે. એ તો ઘણી મુશ્કેલી !

અરકાદયુસ—(કાંઇક વીચારી) હું કીલ્લાના કોઇ બુરજ ઉપર રહીશ અને ત્યાં સંભાળ રાખનાર લશ્કરનો ચાર્જ મ્હારા હાથમાં રાખીશ અને આશા છે કે હું એ જંગલી આરબોને હરાવી ખચીત નીચું દેખડાવીશ. અને મ્હારા મનના અગ્નીને ઠંડી કરીશ. તેમને એવા નસાડીશ કે પાછા ફરીને જોવા નહી પામે, તું જયારે કાંઇ સમાચાર લઇ મ્હારી પાસે આવના માંગે અથવા અરમાનુસાનો પડાવ કયાં છે એટલુંજ કહેવા આવે ત્યારે એટલો બંદોબસ્ત કરતો આવજે કે જો તેણીનો મુકામ મુસલમાનોમાં હોય તો તેણીના તખુ ઉપર કોઇ ખાસ નીશાન લગાડી દેજે કે જેથી તે તરફ હું જોતો રહું લે ઠીક હવે વિદાય થા. એટલું કહી અરકાદયુસે પોતાનું મોંહ ચઢાવ્યું કપાળે કરચોલીયો પડી, આંખોમાંથી અગ્ની નીકળવા લાગ્યો તેના મનમાં રૂમાની જોશ અને આરબોં પ્રત્યેનો ધિક્કાર પ્રગટી નીકળ્યો. ચ્હેરા ઉપર બહાદુરીના ચિન્હ અને મગરૂબીના નીશાન દેખાવા મંડયા તે થોડી વાર સુધી કાંઇ વીચારતો હાલ્યા ચાલ્યા વીના ઉભો રહયો.

મરકસ તેની આવી સ્થીતી જોઇ ઘણો ભય પામ્યો તેણે ધ્રુજતા ધ્રુજતા પુંછયું કે "હું આપ પાસે કેવી રીતે પહોંચી શકીશ એતો આપે બતાવ્યુંજ નથી.

અરકાદયુસ—( ગુસ્સાથી ) ચુપ રહે ! હમણાં મને કાંઇ વિચારવા દે, હું મ્હારા પિતાશ્રી અને લશ્કરના બીજા વડા અમલદારોને શું જવાબ આપીશ ! જો તેઓ મને હાજર નહીં રહેવાનું કારણ પુંછશે, તો શું કહીશ ! અને તેઓ પુંછયા વગર રહેશેજ નહીં !

મરકસ—(મુસ્કરાઇને) એમાં તો શું મોહટી વાત છે ! હજુર ! હું આપને એવી તો વાત બતાવી દઉં કે રહેલાઇથી બન્ને વાતોના ફેસલા થઇ જાય.

અરકાદયુસ—એ શું છે ! કહે જોઇયે !

મરકસ—આપ કહેજો કે મને ફિબ્તી પ્રજાનું આરબોની સાથે મળી જવું માલુમ પડયું, અને એ બાબતના મને મરકસે ખબર આપી

હતી. પણ મેં મરકસની એ વાતને માની નહીં તેથી તેમને વેશ બદલાવી મકુકિસને ત્યાં લઇ ગયો, હું મકુકિસને ત્યાં ગયો એ દરમિયાનમાં આર બોએ કીલ્લો સર કરી લીધો. મેં મરકસને આરબોની જાસુ‌‌‌‌‌‌‌‌‌ી માટે મુકરર કર્યો જ્યારે આપ તેમની આગળ આ વાત કહેશો ત્યારે તેઓ મ્હારી વાટ જોશે અને તેથી જ્યારે હું આપનું નામ લઇ ઇસ્કન્દરિયામાં દાખલ થવા માંગીશ ત્યારે મને કોઇ રોકશે નહી.

અરકાદયુસ—( ખુશ થઇને ) મરકસ ! શાબાશ ! વાહ ! તેં યુકિત તો ખુબ કાઢી ! આપણા બન્ને કાર્ય તે વડે સરશે. લે હવે જા. તને ખુદાને સોંપ્યો એટલું બોલી, તે ઉછળી ઘોડાની પીઠ ઉપર જઇ બેઠો અને ઇસ્કન્દરીઆને રસ્તે ચાલતો થયો.



# પ્રકરણ ૧૭ મું.

## ઇસ્લામી સેનાધિપતીનો તંબુ.

નદીના કીનારાને લગતો જે સુકો રસ્તો પ્રસ્કન્દરિયે જાય છે તે રસ્તા ઉપર એક અસ્વાર ખુશનુમા આરબી ઘોડાને ઉડાવતો પવનને વેગે રસ્તો કાપી રહ્યો છે. અસ્વાર કોણ છે એ પુછતા હોઓ તો તે અરકાદયુસ છે એમ કહેવામાં કાંઇ એ હું નથી. રસ્તામાં આરબી લશ્કરથી ભેટો ન થઇ જાય એટલા માટે તેણે આ વિજન અને અસાધારણ રસ્તો ધારણ કર્યો છે. તે પોતાના મનમાં આરબોને હરાવી નસાડવાનો બદલો લેવાના તરંગો બાંધતો ઘોડાને આગળ વધારતો જાય છે. વિજયના તરંગે તેના મનને પ્રફુલ્લિત કરી દીધું છે. તે પોતાના મનમાં કહે છે કે "શત્રુઓને નીચું દેખાડવા અને નસાડવા પછી, પ્યારી અરમાનુસાને મળવું એક વિજયી અને પ્રતાપી શુરવારના રૂપમાં પ્રિય અરમાનુસાને કબજે કરી મકુકિસની આંખોમાં ધુળ નાંખવી, એ અરમનુસાને ચોરની પેઠે લઇને છાનામાના નહાસી જવાથી કેટલે દરજ્જે માનભર્યું છે.

હવે, અરકાદયુસને તેનાજ તરંગોમાં ગોથાં ખાતો પડતો મુકી આપણે મરકસની ખબર લઇયે. તે અરકાદયુસના રવાના થવા બાદ, પોતાના ઘોડાની લગામ પકડી ધીમે ધીમે આરબી છાવણી જે બાબુલના કીલ્લાના પાસે હતી તે તરફ ચાલવા માંડે છે અને થોડી વારે છાવણીમાં પહોંચી જાય છે. [તે વખતે બાબુલના કીલ્લાની પાસે જ્યાં આરબી છાવણી પડી હતી ત્યાં આજ કાલ જામએ અમર (અમરની મસજીદ) બનેલી છે] મરકસ પહોંચતાંજ જુવે છે કે આખું મેદાન ખાલી પડેલું છે, જગ્યાએ જગ્યાએ માત્ર થોડા ઘણા તંબુઓની મેખો દેખાય છે, અને કેટલીક જગ્યાએ સીપાહીઓનો તુટયો ફુટયો સામાન પડેલો છે, કેટલીક જગ્યાએ ચીથરાંઓ, કેટલીક જગ્યાએ લુંટમાં મળેલા ખરાબ થઇ ગએલા રૂમી સામાન પડેલાં છે. પણ આશ્ચર્યની વાત એ છે કે સેનાધિપતીનો તંબુ હજુ જેમને તેમ ઉભો છે અને

વધુ આશ્ચર્ય એ વાતનો છે કે તેની આસપાસ ચોકી પહેરાનો કશો બંદોબસ્ત નથી. આ ખાલી તંબુ ચોકી પહેરા વગરનો તંબુ અહીંયાં પડતો મુકવાનું શું કારણ હશે એ વીચારતો વીચારતો મરકસ આગળ વધે છે, અને તંબુમાં દાખલ થાય છે તંબુમાં કોઈ માણસને ન જોઇ ઘણો હેરત અને અચંબામાં પડી જાય છે. તેના મનમાં આવે છે કે જો કોઇ માણસ મળે તો ઠીક છે કે તેને પુછીને હેરતને દુર કરી શકું. એ તંબુમાં તેણે જોયું કે તેની છતમાં અને કનાતોના મથાળાપર જગ્યાએ જગ્યાએ કબુતરોના માળા બનેલા છે અને તેમા કબુતરના બચ્ચાં "ઘુટરઘુ" "ઘુટરઘુ" કરી રહ્યા છે. તે એ કબુતરોના અવાજ સાંભળે છે એટલામાં તો તેના કાને એક અવાજ પડે છે જેથી તે ચમકે છે અને પોતાની તરફ એક ગુલામને ધસી આવતો જોએ છે. મરકસ તેને જોઇને ઓળખે છે કે તે આરબી ફોજના પાણી ભરનારા લાકડાં લાવનારા, અને જાનવરોની સેવા કરનારા ગુલામોમાંનો એક હતો. હજુ તે ગુલામ મરકસની લગભગ પહોંચ્યા નથી ત્યાર અગાઉથી બુમો પાડી કહે છે કે તંબુની બહાર નીકળ, તંબુની બહાર નીકળ. મરકસ હેરતમાંને હેરતમાં ત્યાંજ ઉભો રહયો એટલે સુધી કે ગુલામ આવી પહોંચ્યો, મરકસે તેને ટુટી ફુટી આરબી ભાષામાં (જે તે આરબોને ત્યાં રહયો તે દરમ્યિાન થોડી ઘણી શીખ્યો હતો) કહયું "આ તંબુ શા માટે ઉપાડી લેવામાં ન આવતા અહીંયાજ રહેવા દેવામાં આવ્યો છે?"

ગુલામ—કબુતરોએ એ તંબુમાં માળા બનાવી ઇંડા મુકી બચ્ચાંઓ કાઢી લીધાં છે તેથી કુચ કરતી વખતે સેનાધિપતીએ કબુતરના એ ન્હાના ન્હાના બચ્ચાંઓ ઉપર દયા આણી એ તંબુ જેમનો તેમ ઉભો રહેવા દેવાનો હુકમ આપ્યો છે. અને વટેમાર્ગુંઓ કબુતરોને આવતા જતા સતાવે નહીં એટલા માટે મને અહીં રહેવાની આજ્ઞા આપી છે, હવે મુસલમાનો ઇસ્કન્દરિયાથી વિજય પામી પાછા આવશે ત્યાં સુધી હું અહીં એ કબુતરોના બચ્ચાંની સંભાળ લેતો રહીશ.

મરકસ—કબુતરોના બચ્ચાંઓ માટે એટલી બધી દરકાર કરવી એ તો ખરે નવાઇની વાત છે!

ગુલામ—એમાં નવાઇની વાત કશી નથી. અમે મુસલમાનો તેને

અમારી પવિત્ર ફરજ ગણીયે છીયે. અમારા મહાન પૈગમ્બર હઝરત મોહમ્મદ સ૦ મે (નામ લેતી વખતે ભક્તિભાવથી તેની આંખોમાં આંસુ આવે છે) મુંગા પ્રાણીયો ઉપર દયા ખાવાની, લાચાર અને નિરાધારની વ્હારે ધાવાની, રંકની મદદ કરવાના જુલમ અને અન્યાયનું રાજ્ય તોડવાની આજ્ઞા કીધી છે.

આ વાત સાંભળી મરકસના મનમાં, મુસલમાનો અને મુસલમાનોના પૈગમ્બર હઝરત મોહમ્મદ સ૦ નો પ્રેમ વધ્યો. તેણે બીજી કોઇ પણ પ્રજા કરતાં મુસલમાન પ્રજાના ઉદાર છાયાં તળે અને આશ્રય તળે રહેવું વધારે પસંદ કીધું. તેણે પછી તે ગુલામને પુછ્યું કે ભાઇ આરબી ફોજો કઇ તરફ ગઇ એ તું બતાવી શકે છે કે?

ગુલામ—અમારી બહાદુર ફોજો મકુકિસની સુચનાઓ મુજબ રસ્તો કાપતી આગળ વધતી જાય છે

મરકસ—શું મકુકિસ સાહેબ પણ તેમની સાથે છે કે?

ગુલામ—સાથે છે એટલુંજ નહીં પણ તેઓ આગળ આગળ ચાલે છે અને રસદનો સામાન પહોંચાડવાનો બંદોબસ્ત કરતા જાય છે. રસ્તામાં સડકોની મરામતનું કામ, સરસામાન લઇ જવાના ગાડાઓ બળદ અને બીજી જરૂરીયાત પુરી પાડવાનું કામ તેમને માથે છે તેથી તેઓ અમારી ફોજથી કેટલાંક માઇલ આગળ આગળ જઇ રહયાં છે.

મરકસ—મકુકિસે અહીંયાંથી કયારે કુચ કીધી?

ગુલામ—સવારમાં પોહ ફાટતાંજ પોતાના બાલબચ્ચાંઓને વિદાય કરી પોતે બપોરે નીકળયા અને તેમના જવા પછી થોડે વારે અમારી ફોજોએ કુચ કીધી.

મરકસ—ત્યારે તેમના બાલબચ્ચાં કયાં ગયાં એ તમે જાણતા નહીં હોઓ?

ગુલામ—એ હું જાણતો નથી. તમને એ પુછવાથી શો મતલબ?

મરકસ—મતલબ કેમ નહી? હુ તેમના મહેલનો નોકર છું.

ગુલામ—ત્યારે સગાર ઉતાવળા દોડવા મંડો કે આરબી ફોજના ભેગા થઇ જાઓ. તેઓ ઘણાંજ ધીમાં આગળ વધે છે.

મરકસ તરતજ પોતાના ઘોડા ઉપર અસ્વાર થઇ ગુલામથી વિદાય થયો અને રસ્તો કાપવા મંડ્યો. સમી સાંજ પહેલાં આરબી લશ્કરમાં ભળી ગયો. આરબો રાત્રે આરામ લેવા માટે પોતાનો સામાન ઉતારી રહયા હતા. તેણે પોતાના સરદાર મકુકિસના તંબુને જોવા ધ્યાન પુર્વક આમ તેમ નજર ફેરવી પણ નજર આવ્યો નહીં. તેથી તેણે લોકોને પુછ્યું તો તેઓએ કહ્યું કે તેમનો પડાવ અહીંયાંથી કેટલાંક માઇલ અગાઉ પડેલો છે. એ સાંભળી તે ત્યાં જઇ પહોંચ્યો. અંધાર થઇ ગયું હતું તેથી તે પાંસરો તંબુમાં દાખલ થયો તો ત્યાં કેટલાક દરબારીયો અને નોકર ચાકર વિના બીજું કોઇ નજરે પડયું નહીં. તેણે તેમને મકુકિસ અને તેમના બાલબચ્ચાંની પુછપરછ કીધી તો તેઓએ જવાબ આપ્યો કે તેઓ સઘળાં અહીંના ગામડાંઓના જમીનદારને ત્યાં ગએલાં છે, કે ત્યાંથી તેઓ આરબોની સેવા માટે માણસો મોકલે કેમકે તેમના પોતાના માણસો આરબોની સેવામાં પુરા પડી શકે એટલા નથી અને તે ઉપરાત જમીનદારોથી બીજાં કામ પણ લેવાના છે.

મરકસ—(એક માણસને) અને શાહઝાદી અરમાનુસા કયાં છે?

માણસ—તેમને નીલ નદીને રસ્તેથી ઇસ્કન્દરીયાની પાસે આવેલા એક ગામડામાં મોકલી દેવામાં આવ્યાં છે. લડાઇ પુરી થશે ત્યાં સુધી તેઓ ત્યાંજ રહેશે!

મરકસ—તે ગામડાંનું નામ બતાવી શકશો?

માણસ—હા, શા માટે નહીં. તે મરયુત કહેવાય છે.

મરકસ, તે સાંભળતાંજ સમજી ગયો કેમકે તેણે તે ગામડું જોએલું હતું. તેણે તે ગામ જવાનો તરતજ નીશ્ચય કીધો કેમકે જો મકુકિસ આવી જાય અને તેને જોઇલે તો કદાચ તેને પોતાની પાસે રહેવાની આજ્ઞા કરે અને તેથી તેને ત્યાં રહેવું પડે. તરતજ તે ત્યાંથી ચાલી નીકળ્યો રાત્રે પંથ કાપવો મુશ્કેલ લાગવાથી તે, પાસેના એક ગામડાંમાં પોતાના એક મીત્રને ત્યાં પડયો રહ્યો, અને સવારમાં પોહ ફાટતાંજ મરયુતના રસ્તે ચાલ્યો.

હવે અરમાનુસાની સ્થીતી જુઓ! તેણી પોતાના પિતાની આજ્ઞા લઇ મરયુતની તરફ રવાના થઇ. જે ચિંતાઓમાં તે લાંબા વખતથી

ઘેરાએલી રહેતી હતી તે ચિંતાઓમાંથી દાસ પ્રણ મુકત થઇ નહતી. તેણી મનમાં અનેક તર્ક વિતર્કો કરતી હતી અને કહેતી હતી કે જ્યારે મારકા દયુસ પાછો આવશે અને તેને મ્હારા મનરૂ છોડી જવાના સમાચાર મલશે ત્યારે કોણ જાણે શું એ કહેશે અને કોણ જાણે મ્હારા સંબંધમાં કેવા અભીપ્રાયો બાંધશે! શું તે મને બેવફા કહેશે! વચનનો ભંગ કરનારી ગણશે!........હશે મરકસ એ સર્વ સમાચાર લાવશે ખુદા સારા સમાચાર સંભળાવે તો સારૂં. તેણી મનમાં આવી વાતો વીચારતી ભય અને આશા રંજ અને ગમની જાળમાં ફસેલી મછવા અંદર જઇ બેઠી. બરબારા તેની સનમુખ હાજર હતી. સર્વ એશનો સામાન મોજુદ હતો. અને મછવો નીલ નદીના પાણીમાં વ્હેતો જઈ રહયો હતો. દીવસે કુચ, અને રાતના પડાવ, એવી રીતે એ મુસાફરી કેટલાક દીવસોમાં પુરી થઇ "મરકુત" ની ભુગોળ દેખાઇ. ગામડાંના લોકો પોતાના હાકીમની પુત્રિને જોવા તથા સન્માન પુર્વક લેવા કીનારે હાજર હતા. મરકસ બે દહાડા અગાઉ પહોં ચેલો હોવાથી તે પણ શાહજાદીને લેવા હાજર હતો.



# પ્રકરણ ૧૮ મું.

## મરયુતનો દેખાવ.

———:(૦):———

બ હાલ દેખકે હમકો ન મુતમઇન હો કોઇ
સંભલના અપના નહીં એઅતેબારકે કાબિલ

શાહઝાદી અરમાનુસાની દરિયાઇ મુસાફરી તમામ થઇ, મછવાઓ દરીયાને કાંઠે આવી લાગ્યા. ગામડાના આબરૂદાર શહેરીઓની સ્ત્રીયો ત્યાં હાજર હતી તેણીયો શાહઝાદીના શુભાગમનાર્થે આગળ વધી, શાહઝાદીને ઘણા માનની સાથે મછવામાંથી ઉતારી, પહેલાથી તઇયાર રાખવામાં આવેલી ગાડીમાં બેસાડી ગાડી ઉતારે રવાના કરાવી, પુરૂષો સામાન ઉતારવામાં ગુંથાયા. રસ્તાની બન્ને બાજુએ માણસોની ભરાએલી મેદની વચ્ચે થઇ અરમાનુસાની ગાડી પસાર થતી હતી. અરમાનુસા સર્વ લોકની સલામ લેતી લેતી તે ગામડાંના અમીરને ઘેર પહોંચી. ગામડીયાઓ શાહઝાદીની અનુપમ ખુબસુરતી જાહોજલાલી જોઇને દંગ થઇ ગયા હતા. મરકસ આ મેદનીમાં શામેલ હતો પણ તેણે એ બધાંઓની વચમાં અરમાનુસાને સલામ કરી તેની પાસે જવાનું ઠીક ધાર્યું નહીં, કેમકે જો તે તેની પાસે જાત તો અરમાનુસાની વાતચીતમાં વૃદ્ધિ પામત, તેના ચ્હેરાપર ગભરાટના ચીન્હ પ્રગટી નીકળત અને તેથી સામાન્ય પ્રજાને કદાચ કશી શંકા આણવાની તક મળત. જ્યારે અરમાનુસા શહેરના અમીરને ઘેર જઇ પહોંચી ત્યારે મરકસે પોતાના ખબર કહેવરાવ્યા. શાહઝાદીએ અંદર તેડાવ્યો. બરબારા લેવાને માટે બહાર આવી અને સર્વ હકીકત તેણીએ પહેલાંજ પુછી લીધી. મરકસે સર્વ હકીકત કહી સંભળાવી તે પછી તે અરમાનુસાની સેવામાં હાજર થયો. બોસાને ચુમી હાથ જોડી ઉભો રહયો.

મરકસનો ચ્હેરો જોઇ અરમાનુસાનું હૃદય ધડકવા મંડયું. તેણીએ અત્યંત ગભરાટમાં હકીકત પુછી, સાંભળવાની વાટ જોતી બેઠી. મરકસે તેને ધીરજ દેવા અને આશ્વાસન આપવા, આગલા પ્રકરણમાં અરકાદયુસની સાથે જે કાંઇ વાત થઇ હતી તે સઘળી કહી સંભળાવી.

અરમાનુસા—(અરકાદયુસનું ઇરકન્દરીયે જવું વીગેરે સાંભળી) ત્યારે શું લડાઈના નીશ્ચયથી તેઓ ઇરકન્દરીયે ગયા છે!

મરકસ—જી હા, સાહેબ! પરંતુ હું આપને ખાત્રી અપાવું છું કે તેઓ પોતાના જીવને ઘણાં સંભાળે છે અને તેને બચાવવાની ઘણી દરકાર કરે છે.

અરમાનુસા—(બરબારાને) શું બરબારા! અરકાદયુસે હવે પછી કોઇ પણ લડાઇમાં ભાગ નહી લેવાની મ્હારી રૂબરૂ પ્રતીજ્ઞા લીધી ન હતી!

મરકસ—ક્ષમા કરો, તેઓ લડાઇમાં ભાગ ન લે તો શું કરે? તેઓએ જોયું કે આપ મર્કુકિસ સાહેબની સાથે અત્રે ચાલ્યા આવ્યા છો અને પોતે એકલો રહી ગયો છે. તેથી તેઓને પોતાના રહેવાના માટે કોઇ જગ્યા શોધી કાઢવાની ફરજ પડી.

અરમાનુસા—ખરેખર એ કસુર મોરીજ છે. મેં તેને છોડી દીધો. નહીં તો તે મ્હારાથી જુદો ન થાત. એટલું કહી તેણીએ મોંહ ફેરવી રડવું શરૂ કર્યું. મરકસ ત્યાંથી ઉઠી બહાર ચ.લ્યો આવ્યો. તેણીએ રડતાં રડતાં બરબારાને કહ્યું. "મેં અરકાદયુસનો મ્હોટો કસુર કર્યો છે! હવે હું શું કરૂં!........પણ એ વગર બીજો શો ઇલાજ હતો! શું હું મ્હારા દુઃખી પ્યારા પિતાને ત્યજી દઉં! તેના ઘરમાંથી ન્હાસી જાઉં? એમ! કેમ બને અને એ કેવી નામોશી? તેમનાં આખાં કુટુંબ ઉપર કેવું કલંક આવે! તેઓએ મને ઘણાં કષ્ટ વેઠી પાળી પોષી મોહટી કીધી છે. મ્હારા પિતા જેવો પિતા બીજા કોઇને ભાગ્યેજ હશે. તેઓએ મ્હારા કેટલા બધા લાડ ઉઠાવ્યા છે?! તેઓએ મ્હારા માટે દુન્યાનું સુખ છોડી દીધું છે! મ્હારા માતુશ્રીના મર્ણ પછી, મ્હારા સુખની ખાતર તેઓ બીજીવાર પરણ્યા વટીક નહીં. અહા! મ્હારા ઉપર કેટલાં બધાં આભાર! એક બે હોય તો વીસારી દઉં પણ આ માથાનાં વાળ જેટલા આભાર તે કેમ વીસારી શકાય! (અફસોસ! અફસોસ! એમ કહી ચોધાર આંસુએ રડે છે અને ત્યાર પછી થોડી વારે) પણ અરકાદયુસ! પ્રિય અરકાદયુસ! પ્યારો અરકાદયુસ......બરબારા ચુપ ઉભી ઉભી આ ઉલટા સુલટા ઉદ્‌ગારોને સાંભળતી હતી, જ્યારે અરમાનુસાએ અરકાદયુસ! પ્રિય અરકાદયુસ શબ્દ કહયા ત્યારે બરબારાએ કહ્યું કે નહીં એ કરતાં પણ વિશેષ

એ સાંભળી અરમાનુસા ચમકી અને સમજી કે બરબારા તેની સાથે પરણવાનું સ્મરણ કરાવે છે અને તેથી કહે છે કે હા, હા, પ્યારા કરતાં વિશેષ! ભાઇ કરતાં વિશેષ અને પ્રાણ કરતાં પણ અધિક પ્યારો અરકાદયુસ—

બરબારા—પિતા કરતાં પણ અધિક પ્યારો, દીલોજાનના બરાબર એમ કાંઇ કહેતાં નથી! આપે બાઇબલ—ઇન્જીલ વાંચ્યું નથી!

અરમાનુસા—(બરબારાનો ભાવાર્થ સમજી કે બાઇબલના વાકયવડે તેણી લગ્નની શરતો યાદ દેવરાવે છે. જે વાકય એવું છે કે "પુરૂષ પોતાના માતપિતાને ત્યજી નિજ પત્નિને જઇ મળે છે.") પણ બરબારા! તું જાણી જોઇને કેમ અજાણી બને છે! માતપિતાની સેવા એ ખુદાપાકની દસ આજ્ઞાઓમાંની એક આજ્ઞામાં છે એ તું શું જાણતી નથી!

બરબારા—(નિરૂત્તર થઇ) સારૂં સાહેબ! હવે આપ લગાર ન્હાઇને લુગડાં બદલો તો મુસાફરીનો થાક પણ દુર થાય. હું આપને વચન આપું છું કે હું આપને ખુશ અને સુખી રાખવા મ્હારાથી બનતું કરીશ અને આપના મનની ઇચ્છાને ઘણી જલ્દી પુરી કરાવીશ. જોકે પુર્ણ સુખ તો ત્યારેજ મળશે કે જ્યારે આપ અને અરકાદયુસ હળીમળી, નચીંત અને નિડર રહેશો, તો પણ ખુદાના અધિકારમાં સર્વ કાંઇ છે. એ કાંઇ મોટી વાત નથી. તે સહુ સારૂંજ કરશે.

બરબારાની વાત અને તેના શબ્દોએ અરમાનુસાનો ચ્હેરો કુંદન જેવો ચમકતો બનાવી દીધો. તો પણ એ વાત બનવી અસંભવિત ગણાતી હોવાથી તેણી તે વખતે ચુપ રહી, પછી તે લુગડાં બદલવાના ઓરડામાં ગઇ અને લુગડાં બદલવામાં ગુંથાઇ, અમીરની લોંડીઓ અને બાંદીઓ શાહજાદીના હુકમ ઉઠાવવા હાજર હતી, તેનો ઇશારો થતો તે કામ તરતજ થઇ જતું.

મરકસ નીચે બગીચામાં બેસી, અરમાનુસાની તરફના કોઇ હુકમની વાટ જોતો હતો, એટલામાં બરબારાએ આવીને તેને કહયું કે તું અહીંથી ઇસ્કન્દરિએ જા અને અરકાદયુસને અરમાનુસાના ક્ષેમ કુશળતાના શમાચાર પહોંચાડી દીલાસો દે નહી તો તેઓ ગભરાશે અને નાહક ઘેલા બનશે.

મરકસે વિશ્રામ લેવા ખાતર તે દહાડે મરયુતમાંજ પસાર કીધો. બીજે દહાડે સવારમાં રમી જેવા લુગડા પહેર્યાં અને હાથમાં એક લાલ

જંડી પકડી કેમકે અરકાદયુસ ને તરતજ ઓળખાય અને તેની પાસે બોલાવી શકાય એટલા માટે એ જંડી પાસે રાખવાની સુચના કીધી હતી. એવી રીતે મરકસે ઇસ્કન્દરિયાનો રસ્તો લીધો, જ્યારે ઇસ્કન્દરિયાની આસપાસની જગ્યા અને તેનો કીલ્લો નજરે પડવા લાગ્યો ત્યારે તે એક ટેકરી ઉપર ચડી તેને સારી પેઠે નિહાળી નિહાળી જોવા મંડયો, ટેકરી ઉપરથી જોતાં શહેરના સઘળાં મેહલો, હવેલીયો, ભવ્ય અને દિવ્ય ઇમારતો અને કિલ્લાની દિવાલો નજરની સામે આવી ખડી થઇ. શહેરની બીજી બાજુએ રૂમી સમુદ્ર મોજાઓ મારી રહયો હતો. મરકસે જોયું કે શહેરનો આખો કિલ્લો અને તેના સઘળા બુરજાઓ અને દીવાલો લડવૈયાઓથી ખદબદી રહેલા છે. રૂમી ફોજના લડવૈયાઓ, હથીયાર સજી કીલ્લા ઉપર પહેરો દઇ રહયા છે. અમલદાર વર્ગ, પોતપોતાના હાથ નીચેના રસાલાઓમાં ફરતા રહી દેખરેખ રાખે છે, જ્યાં સુધી જોઇ શકાય છે ત્યાં સુધી કહી શકાય છે કે વિધવિધ રંગની વિધવિધ જંડીયો પવનમાં લ્હેકીયો લઇ રહી છે અને રૂમી જાહોજલાલી સુચવી રહી છે. મરકસ આવો જંગી દેખાવ જોઇ ધ્રુજવા મંડયો તેના મનમાં એવો ભય ઉત્પન્ન થયો કે જો કોઇ સીપાહીયો મને અહીં ટેકરી ઉપરથી ઉભેલો જોઈ આરબ અથવા કિબતી ગણી તીર ચલાવશે તો વગર મોતે મોત આવશે, તેથી તે ત્યાંથી નીચે ઉતરી આડકતરે રસ્તે થઇ અરકાદયુસે જ્યાં આવવાનું કહયું હતું ત્યાં સંતાતો પહોંચ્યો, એ જગ્યાએ પહોંચી ઉભા રહયાને હજુ ઘણો વખત લાગ્યો નહોતો એટલામાં એક માણુસ શહેરની બહાર નીકળ્યો અને તેણે મરકસની હાંક મારી બોલાવ્યો મરકસ તેની પાસે દોડયો ગયો, તે માણુસ અરકાદયુસનો મોકલેલો મરકસને તેડવા આવ્યો હતો, જે ક્યારનો શહેર આગળ તેની વાટ જોતો ઉભો રહયો. હવે એ બંને જણા શહેરમાં દાખલ થયા. મરકસ તે અગાઉ કેટલીક વાર ઇસ્કન્દરિયામાં આવી ચુકયો હતો પરંતુ આ વખતે તેણે ત્યાં ઘણી આબાદી અને જગ્યાની બેનમમુન જોઇ કેમકે આખા મિસરના હાર પામેલા રૂમીયો અહીંજ આવી ભરાયા હતા, બજારોમાં માણુસોની ઠઠના કારણથી રસ્તો મળવો મુશ્કેલ હતો એ બંને જણા રસ્તો કાપતા કાપતા આગળ વધે જતા હતા. મરકસે શહેરમાં જેટલાં માણુસો જોયાં તેટલા સર્વના ચ્હેરા કરમાઇ ગએલાં હતા. ગભરાટ અને ચીંતાના ચિન્હ પ્રગટેલા હતા. હવાઇઓ ઉડતી હતી, અર્થાત મરકસ

એ જગ્યાએ પહોંચ્યો કે જ્યાં યહુયા નહવીનું ઘર હતું. ઝયાદ અરબીના મોંહથી તેની ઘરની હકીકત સાંભળી ચુક્યો હતો તેથી એ ઘરને જોતાંજ ઓળખી લીધું, તો પણ યહુયાની કાંઇ વધુ હકીકત જાણવાના વિચારથી તેણે પોતાના સાથીને કહ્યું કે આ યહુયા નહવીનું ઘર તો નહી જે?

**સાથી**—હા, એજ યહુયા નહવીનું ઘર, પણ આજકાલ તેઓ એમાં રહેતા નથી. મેં તો સાંભળયું છે કે તેઓએ ઇરકન્દરિયા છોડી દીધું છે. મરકસ સમજી ગયો કે રૂમી લોકો તેમને સતાવતા હતા તેથી તેમને પોતાનું વતન છોડવું પડયું હશે, (પોતાના સાથીને) ત્યારે તેઓ ગયાં કયાં?

**સાથી**—એ હું જાણતો નથી. કદાચ કોઇ મંદિરમાં અથવા પુસ્તકાલય (લાયબ્રેરી) માં રહેતા હોય તો ના કહેવાય નહીં.

મરકસને લાગ્યું કે હમે ઘણું ચાલીને આવ્યા તો હજુ અરકાદયુસના પડાવે પહોંચ્યા નહીં તેથી ગભરાઇને પુછ્યું આપણે આ તરફ કયાં જઇયે છીયે?

**સાથી**—સરદાર અરકાદયુસની પાસે.

**મરકસ**—તેઓ કયાં મળશે?

**સાથી**—રણક્ષેત્ર (ફીલ્ડ) માં જ્યાં તેઓ, આરોગ્યતાની ખાતર, બીજા કેટલાંક સરદારોની સાથે ગીલ્લી દંડો અને બીજી રમતો રમે છે, તથા કસરત કરે છે.

**મરકસ**—તમને મ્હારા આવવાના ખબર કયાંથી મળ્યા?

**સાથી**—તમારી પાસે જે લાલ ઝંડી છે તે વડે મેં તમને આળખ્યા. કેમકે મને સરદાર અરકાદયુસે શહેરના દરવાજા આગળ ઉભો રહેવાનો અને લાલ જંડી વાળાને શહેરમાં બોલાવી લાવવાનો હુકમ આપ્યો હતો, વળી આવતાં રસ્તામાં તમારી સાથે વાતચીત નહીં કરવાનો પણ હુકમ આપ્યો હતો કેમકે આજકાલ વાતચીત કરવી અનેક શંકાઓનું કારણ થઇ પડે છે. માટે ચુપચાપ ચાલ્યા આવો અને અક્ષરે ઉચ્ચારો નહીં તો સારૂં, નહીં તો જો કોઇ કહી દેશે તો શીક્ષા ભોગવે છુટકો છે.

મરકસે વધુ વાત મુલતવી રાખી બન્ને જણુ ચુપ બોલ્યા વિના આગળ વધે જતા હતા એટલે સુધી કે શહેરના એક ખુણામાં જ્યાં રણ

ક્ષેત્ર આવેલું હતું ત્યાં પહોંચ્યા. શહેરનો આ ભાગ નદીના કીનારાને લગતો હતો, મરકસનો સાથી તેને ત્યાં ઉભો રાખી ક્ષેત્રની હદમાં ગયો અને પછી પાછો આવી મરકસને પણ અંદર લઇ ગયો મરકસે જોયું કે એક મોહટું વિશાળક્ષેત્ર છે. તેમાં ઝરૂખા બનેલાં છે, અને ખુરશીઓ ગોઠવવામાં આવેલી છે. ઝરૂખામાં સામાન્ય લડવૈયાઓ અને કુરશીઓ ઉપર અમલદાર લોક બેઠાં છે. અરકાદયુસ પોતાના સાથીયોમાંથી ઊઠી મરકસની પાસે આવ્યો મરકસે પણ જોયું કે અમલદારોની કુરસીયો આરસ પહાણના બનાવેલા એક વિશાળ ઓટલા ઉપર ગોઠવવામાં આવેલી હતી અને સર્વ કુરશીયોની વચમાં એક સોના જડિત કુરશી મુકવામાં આવેલી હતી. જેના ઉપર કોઇ મહાન પદવીધારી બીતરીક જે સર્વનો ઊપરી લાગતો હતો બેઠો હતો આ આરસ પહાણનો એટલો સુંદર અને મનહર કોતરકામના થંભ ઉપર રાખવામાં આવેલો હતો એટલે તે ઓટલો ન કહી શકાય પણ સુંદર કોતર કામના થાંભલાઓ ઉપર આવેલી અગાસી સમાન હતો!

જ્યારે અરકાદયુસ મરકસની પાસે આવ્યો ત્યારે મરકસે તેના હાથ ચુમ્યા પછી તે મરકસને લઇને તે ક્ષેત્રની એક બાજુએ આવેલી આરડીમાં ગયો. અરમાનુસાની ક્ષેમકુશળતા પુછી મરકસે સઘળી હકીકત કહી સંભળાવી ફોજની બાતમી પણ આપી.

અરકાદયુસ—(અરમાનુસાનું રણુસંગ્રામથી દુર સલામતીની જગયામાં હોવાનું જાણી ખુશ થઇ) હશે, હવે અહીંથી પાછા જઈ મ્હારી પ્યારીની કુશળતા પુછજે અને તેને મ્હારા તરફથી ઘણો દીલાસો દેજે

ઇસ્કન્દરીયાના બીતરીકને તથા બીજા ફોજી અમલદારોને અરકાદયુસના જાસુસ મરકસના આવવાના સમાચાર મળી ચુક્યા હતા તેથી અરકાદયુસ જેવો મરકસને વિદાય કરી પાછો ગયો તેવોજ તેને તે સઘળાંઓએ આરબોની હીલચાલ સંબંધમાં પ્રશ્ન પુછયો. અરકાદયુસે બીડું મરચું ભભરાવી ઘણી વાતો અને જુઠી બાતમીયો બનાવી કહી.

બિતરીક—(અરકાદયુસની વાતો સાંભળી) તમારો દુત—જાસુસ આરબોની અંદરની વાતો પણ જાણતો હોય એમ લાગે છે!!! તેણે ઘણી જરૂરી ખબરો આપી છે.!!

અરકાદયુસ—નામદાર સાહબ! તે તેમનો સાથી છે, મુકુકિસનો

મોઢે ચઢેલો અને ઘણો માનીતો છે પરંતુ રૂમી શાહજાનો અંતઃકરણથી શુભેચ્છક છે અને નીમકહરામ બનવું ના પસંદ કરે છે તેથી ત્યાંની બાતમીઓ આપે છે. આરબોની સર્વ હીલચાલ, તેમના મનસુબા, વિચાર, તેમની ગણત્રી વિગેરે સર્વ કહી જાય છે.

બિતરીક—(ખડખડ હસીને કે જેથી આસપાસવાળા આશ્ચર્યમાં પડી ગયા કે આ ખડખડ હસવાનું શું કારણ હશે, તથા એટલું હસીને કે તેમની દાઢીના હલવા સાથે તેમની તોંદ પણ થલ થલ ઉછળવા લાગી) એ બાપડા નાંગે પગે ફરનારા જંગલી ઊંટોના ચરાવનારા, નાંગા ભુખ્યા ઓ આંગળીના ટેરવે ગણી શકાય એટલા, અમોને શું હરાવી શકતા હતા? માત્ર આઠ હજાર જંગલીઓની સામે લડવા માટે આપણે આટલાં બધાં સંખ્યાબંધ અને લડવૈયાં શુરવીર હોવાં છતાં, મોરચા કીલ્લાઓ, વિગેરે નાહક બાંધ્યા છે. એટલું બોલી વળી પાછા આશ્ચર્યયુકત ખડખડ હસવા મંડયો જેટલા ત્યાં હાજર હતા તે સર્વમાં અરકાદ્યુસના વિના બીજું કોઇ બિતરીકના ખડખડ હસવાનું કારણ સમજી શકયું નહિં, ખરેખર અરકાદ્યુસ સમજી ગયો કે તે મ્હારી અને મ્હારા સાથીયોની ઠેકડી કરી અમને હલકી નજરથી જોઇ કહે છે કે આરબો જેવા ગણતરીના જંગલીયોએ તમારી પ સેથી બાબુલ જેવો કીલ્લો છીનવી લીધો અને તમે તેમનું કાંઇ કરી શકયા નહીં. આથી અરકાદ્યુસ મનમાં ને મનમાં બળી ભસ્મ થઇ ગયો ક્રોધથી સર્પસમાન વળ ખાવા મંડયો પણ સમય સુચકતા વાપરી ચુપ રહયો કેમકે તે વખતે તે કાંઇ કરી શકતો નહતો.

જ્યારે ઓઈરજ બાબુલના કીલ્લામાંથી નાસી ઇરકન્દરિયા પહોંચ્યો હતો ત્યારે એજ બિતરીકે તેને ઘણો ઠપકો આપી ભલું બુરૂં કહી કુસ્તુનતુનીયા મોકલી દીધો હતો., ઓઇરજ ઉપર જુઠા તોહમતો મુકી, તેની વિરૂધ શહેનશાહ હજુર એક લાંબી યાદી લખી મોકલી હતી જ્યારે અરકાદ્યુસ પોતે ઇરકન્દરિયે આવ્યો, અને તેણે બિતરીકને એ વાત કે જે મરકસે બ્હાના તરીકે કહેવા કહી હતી, તે કહી તોપણ બિતરીકે તેની કશી તુલના કીધી નહીં. એટલુંજ નહીં પણ ઉલટો તેને તુચ્છ ગણી એક બુરજ ઉપર મુકરર કર્યો.

શત્રુઓને હરાવી નસાડવામાં તેના પોતાના સિવાય બીજા કોઇનું નામ ન થવા પામે એ તેની (બિતરીકની) ખાસ ઇચ્છા હતી. એ વાત, જો કે તે મોઢેથી કહેતો ન હતો તોપણ તેની વાત ચીત તેની વર્તણુક ઉપરથી અને તેની હીલચાલ ઉપરથી એમજ સીદ્ધ થતું હતું.

અરકાદયુસ બિતરીકની સ્થિતિથી જાણીતા હતો. પણ શું કહે! લાચાર હતો, તેને તેના તાબામાં રહયા વીના બીજો ઉપાય નહતો. તેથી તે પોતાના ક્રોધને શમાવી અન્‍ળ્યો બની રહતો. આ વાતને થોડાજ દહાડા થયા હતા કે આરબી ફોજો આવી પહોંચી તેઓએ શહેરની બહાર અર્ધ ગોળાકારે ઘેરો ઘાલી, પડાવ નાંખ્યો. તે દરમીયાન મરકસ કેટલીક વાર અરમાનુસાના સમાચાર લઇ અરકાદયુસની પાસે આવ્યો ગયો હતો.

ઘેરો ઘાલ્યાને ઘણો લાંબો વખત થઇ ગયો હતો. અરકાદયુસના ધ્યાનમાં શું કરવું એ સુજતુ નહોતું. જો તે રૂમી પ્રજાના વિજય સંબંધે વીચાર કરતો અને તેને તે ખરા અંતકરણથી ચાહતો, તો તેને એવી મુશ્કેલી દેખાતી કે તેનું મન ગભરાઇ જતું કેમકે તે જાણતો હતો કે એ રૂમી પ્રજાને જીત પ્રાપ્ત થઇ તો તે અવશ્ય બદલો લીધા વીના નહીં મુકે, તે વખતે રાજદ્રોહીને તેના કુટુંબીઓ અને બાલબચ્ચા સહિત ગરદન મારવાનો નિયમ હતો, અને તેથી તે બીહતો હતો કે રખેને અરમાનુસા પણ એ ક્રુર અને ઘાતકી નિયમનો ભોગ થઇ પડે! અને પોતે તેની કશી મદદ કરી ન શકે!

અને જો કદાચ મુસલમાનોના વીજયના સંબંધમાં વિચાર કરતો તો પણ તેને એવાંજ પ્રકારની મુશ્કેલીઓ તેના પોતાના ભવિષ્યના સામે આડે આવી ઉભેલી દેખાતી, કેમકે ધાર્મિક જનુનના કારણે, ઇસ્કન્દરીયામાં મુસલમાન દાખલ થઇ, રાજ્ય ખજાનો લુટી લે, હજારો ખ્રિસ્તીઓના લોહી વહેવરાવે એ તેની આંખે અંધારા આવતા, અને તેમ થવામાં તેને પોતાની સલામતી લાગતી નહી પણ હા મુસલમાનોના વિજયમાં જો કે તેને પોતાની જીંદગીની ખાત્રી નહોતી અને તે પોતે પણ મુસલમાનોથી હાર પામેલો જીવવા ચાહતો નહોતો, તો પણ જે અરમાનુસાની ખાતર સવ નામોશીઓ મંજુર કીધી હતી તે અરમાનુસાની સલામતી ચમકતી દેખાતી હતી. અને તેથી તેના મનનું વલણ કુદરતી રીતે રૂમી પ્રજાની જીત કરતાં મુસલમાનોની જીત પ્રત્યે વધારે હતું........કુદરતી રીતે ઉત્પન્ન થતાં એવા વલણને જો કે તે ઘણો ધીક્કારતો હતો, તોપણ કોણ જાણે શું કારણ હતું કે તે વલણ તેના મનમાંથી, ઘણાં પ્રયત્ન કર્યા છતાં એ નાશ પામતી નહીં. અને એવી રીતે તેના મનના પ્રદેશમાં સખ્ત યુદ્ધ થઇ રહયું હતું. આખરે તેણે ગભરાઇ જઇ, પોતાના સર્વ કામો કર્તા ઉપર રાખી જે થાય અને કીસ્મત દેખાડે તે જોવા તઇયાર થઇ, કાંઇ પણ વિચાર નહીં કરવાનો અને નિરાંતે બેસવાનો નિશ્ચય કરવાનો યત્ન કર્યો.

# પ્રકરણ ૧૯ મું.

## કુંવારી મરયમની માનતા.

દોઆએ વસ્લે સનમ માંગ દિલ શિકસ્તા નહો,
દરે કરીમસે "આતિશ" કિસે જવાબ હુવા.

ઇસ્કિન્દરીયાના ઘેરાને કેટલાક મહીના થઇ ગયા આરબ ઘેરો ઘાલ- નારા વધુ ધીરજ ધરી શકયા નહીં. તેઓએ જે થવાનું હોય તે થાય એમ ધારી શહેર ઉપર હુમલો કરવાનો નિશ્ચય કરી લીધો. તેઓએ માંહોમાહે કહયું કે આ નામર્દ અને બાયલા રૂમીઓ મેદાનમાં આવી લડશે નહીં, ને લડયા વીના નાહક ઘેરો ઘાલી પડી રહેવામાં શો લાભ? અરમાનુસા, જે વારંવાર આરબોની હીલચાલના સમાચાર મંગાવતી રહેતી હતી તે સમાચાર સાંભળીને ઘણી ગભરાઇ, તેના મનમાં અરકાદયુસને કાંઇ નુકશાન પહોં- ચશે તો ઘણું માઠું થશે એમ આવ્યું તેથી એકદમ મરકસને બોલાવી પુછયું "આરબોએ ઘેરો ઘાલી પડી રહેવાથી થાકી હવે હુમલો કરવાનો નિશ્ચય કરી લીધો છે. એ શું ખરૂં છે!

**મરકસ**—હા, મેં પણ એમ સાંભળ્યું છે ખરૂં!!

**અરમાનુસા**—ત્યારે હવે આપણે શું કરવું? અરકાદયુસ શહેરમાં છે. તે પોતાનો જીવ આપવા સહુથી મોખરેજ રહેશે.

**મરકસ**—આપ નચીંત રહો! હું એ વીના બીજા કોઇ વીચારમાં હોઉં એમ આપ સમજો છો! નહી, નહી, હું પણ એજ યુકિતમાં છું. આપ ખુદા ઉપર વિશ્વાસ રાખો જે થશે તે સહુ સારૂંજ થશે.

મરકસ શાહજાદીને દીલાસો દઇ ત્યાંથી ચાલ્યો ગયો અને આરબોની છાવણીમાં આવ્યો આરબોના વિચાર જાણ્યા આરબો આવનારા દીવસની સવારમાં હુમલો કરનારા હતા એવી તેને ખાત્રી થઇ તેથી અરકાદયુસને બચાવી લેવાની કોઇ યુકિતના વિચારમાં પડી ગયો તે પોતાની દરરોજની સાધારણ યુકતી વડે ઇસ્કન્દરીયામાં દાખલ થયો. બનવા કાળ હુમલાના

માટે જે દીવસ આરબોએ ઠરાવ્યો હતો તે દીવસ ખ્રીસ્તીઓના તહેવારનો હતો તે દીવસે ખ્રીસ્તીધર્મવાળા પવિત્ર કુંવારી મરયમનો મેળો પાળતા હતા. મરકસ જયારે અરકાદયુસને મળ્યો ત્યારે તેણે પુછ્યું કે કેમ મરકસ! શા સમાચાર લાવ્યો છે!

મરકસ—શાહજાદી સાહેબે આપ બાબુલના કીલ્લાના ઘેરામાંથી સહી સલામત આવ્યાથી કુંવારી મરયમની કેટલીક મશાલો સળગાવવાની માનતા માનેલી છે. આપ બાબુલના કીલ્લામાંથી સહીસલામત આવ્યા એ તેમની ઇચ્છા અને આશા પુર્યું થઇ ત્યાર પછી તેમને એ માનતા ઉતારવાનો કોઇ વખત મળ્યો નહી કેમકે આપ અત્રે દરકન્દરીયામાં આવતા રહયા અને શાહજાદી સાહેબ પોતાના પિતાશ્રીની સાથે ચાલતા થયા, ગઇ રાતે શાહજાદી સાહેબ આરામ કરતા હતા તે દરમ્યાનમાં તેમણે પવીત્ર કુંવારી મરયમને સ્વપ્નામાં જોયાં તેઓ હજુ સુધી માનતા નહી ઉતારવા માટે ઠપકો આપતા હતા. સ્વપ્ન જોતાંજ ડરીને ચમકી ઉઠયાં અને ગભરાઇને મને બોલાવ્યો અને કહયું કે મને આજ સુધી મારી માનતા યાદ આવી નહતી. આજે યાદ આવી છે, માટે તું હમણાંને હમણાં એમની (અરકાદયુસની) પાસે જા, અને તેમને તાકીદ કર, કેમકે હજુ તેમણે પ્રથમની જેમ ભયમાંજ છે અને તેથી માનતામાં વિલંબ થાય એ સારૂં નહીં, એથી હું હાજર થયો છું. હજુર! આવતી કાલે કુંવારી મરયમનો તહેવાર છે, જો આપ થોડી વાર આવીને એ માનતા ઉતરાવી જશો તો શાહજાદી સાહેબે કહેવરાવ્યું છે કે મોહટી કૃપા થશે. કુંવારી મરયમનું મંદીર અહીં પાસેજ આવેલું છે અને શાહજાદી સાહેબે એ સંબંધી ઘણી ઉતાવળ દર્શાવી છે.

અરકાદયુસ—એ મંદીર કયાં છે? હું આ કીલ્લાને કેવી રીતે છોડું? અને કોને સોપું?

મરકસ—જો આપ મંદીર સંબંધી પુછતા હોઓ, તે કાંઇ દુર નથી. જે ટેકરા ઉપર ઇસ્કન્દરીયાની પ્રખ્યાત પુસ્તકશાળા, અગ્નિદાહ પહેલાં આવેલી હતી તે ટેકરા ઉપર હાલ તે મંદિર છે. શહેરના એક ખુણામાં છે. જો આપ આજ્ઞા કરશો તો હું પણ સાથે આવીશ. સાહેબ! આપણને વાર નહીં લાગે કાંઇ દુર તો છેજ નહીં, અને જો આપ કીલ્લાના રક્ષણાર્થે, અહીં રોકાવાનો વીચાર ધરાવતા હો તો, કાંઇ એટલીવારમાં

કીલ્લો મુસલમાનો લઇ લેનાર નથી. આજકાલ કરતાં મહીનાઓના મહીના થઇ ગયા પણ મુસલમાનો લગારે હલ્યા નથી તો શું આજે આપ લગાર બહાર જશો એટલામાં કીલ્લો ફતેહ કરી લેશે! એ તો કેવી વાત?

અરકાદયુસે લાચાર થઇ અરમાનુસાની માંગણી સ્વીકારી અત્રે આ વાત થઇ હતી. સવારપડતાંજ મરકસે તેને તઇયાર કીધો અને બન્ને જણા શહેરની વચ્ચે થઇ મરીયમના મંદિરે ગયા. હજુ સુર્યના કિરણો ફુટયા નહતા, તેઓએ મંદિરે પહોંચતાજ એ મંદિરના "કુન્દો લુક્કત*" નામના પુજારીને જગાડયો, પાદરીને બોલાવગાવ્યો પાદરી બાપડો આવ્યો તો ખરો પણ લશ્કરી માણસોને જોઇ ભયભિત થઇ, હાથ પગ છોડી દઇ ધ્રુજતો હતો, રૂમી લોકો કીસ્તીયોના મંદિરમાં કદી જતા નહતા અને આ મંદિર એ ક્રિસ્તીઓનું હતું. તેથી એ પાદરીને ઘણો આશ્ચર્ય થયો. રૂમી સરદાર ક્રિસ્તીયોના મંદિરમાં કેમ આવ્યો હશે? એવી અનેક શંકાઓ એના મનમાં ઉત્પન્ન થઇ અર્થાત તેણે ધ્રુજતા હાથે એક મેહટી કુચી કહાડી મંદીરના દ્વાર ઉઘાડયાં. તેઓ સઘળા એક સાંકડા દરવાજામાં દાખલ થયા. મરકસને અહીંયાં તક મળી તેથી ક્રિસ્તી ભાષામાં, તેઓને ત્યાં આવવાનો હેતુ સમજાવી, કશો ભય નહીં રાખવાનું કહયું.

પાદરી—(ખુશ થઇને) આ સાહેબોએ મ્હારા ઉપર ઘણી કૃપા કીધી હું આપની એ માનતા ખુશીથી ઉતરાવી આપીશ.

મરકસ—એમાં કૃપા શાની? એક ધાર્મીક ક્રિયા છે, તે બજાવી લાવવી અમારી ફરજ છે તો ચાલો, મસાલો સળગાવો અને અમને પ્રાથના કરાવો, (ધીમેથી પાદરીના કાનમાં) પ્રાર્થના કરાવવામાં સારી પેઠે વાર લગાડજો જેમણે હુકમ આપ્યો છે તેનની એવીજ ઇચ્છા છે.

પાદરીએ ઘણું સારૂં કહી તેમને કુરબાનગાહ આગળ લઇ જઇ ઉભા રાખ્યા. મોમબતીઓ લાવીને મુકી, લોબાનની ધુણી કીધી. અરકાદયુસે પોતાના હાથોવડે મોમબતીઓ સળગાવી અને ઘુંટણીએ પડયો. પાદરીએ પ્રાર્થના કરવાની શરૂ કીધી. અરકાદયુસ જીભ વડે પ્રાર્થના તો કરતો જતો હતો પરંતુ તેના મનમાં એજ ખ્યાલ હતો કે હું મ્હારા કીલ્લાને છોડીને આવેલો છું, આ સ્થીતિમાં રૂમી પ્રજામાંનો કોઇ મને

*ગ્રીક ભાષાનો એ શબ્દ છે. ખ્રીસ્તી દેવળના પુજારીને કહે છે.

જોઇ તો ન લે, અને તે રૂમી બિતરીકને ન કહે, નહીં તો લેવાના દેવા થઇ પડશે, એ માનતા અરકાદયુસની સાથે સંબંધ ધરાવતી તેથી મરકસને પ્રાર્થના કરવી પડતી નહીં તે વારંવાર મંદિરની બહાર જઇ ટેકરા ઉપર ચઢી, કીલ્લાની દીવાલો ઉપર નજર દોડાવતો અને જોતો કે આરબોએ હુમલો શરૂ કરી દીધો છે કે નહીં અને શરૂ કરી દીધો છે તો કેટલે દરજ્જે તેઓ આગળ વધ્યા છે, મરકસે જોયું કે આરબોએ હુમલો કર્યો છે. તેમની ફોજો હુમલો કરે છે અને પાછી હઠે છે. રૂમી સીપાહીયો ઘણી બહાદુરીથી લડી રહયા હતા. મુસલમાનો સહાદત પામવાની ખુશીમાં તલવાર તળે ગળા મુકી કીલ્લા ઉપર ચઢી આવતા હતા, પણ ખ્રિસ્તી યોના હાથથી કપાઇ કપાઇને નીચે ખાઇમાં પડતા હતા. મુસલમાનોના નિષ્ફળ જતા પ્રયત્નો ઘણાં વખત સુધી ચાલુ રહયા પણ આખરે થાકી જઇ તેઓ પાછા હઠયા અને પોતાના સંખ્યાબંધ બહાદુરોની લાશો મેદાનમાં પડતી મુકી ગયા. મરકસને, હુમલો પુરો થઇ જવાની ખાત્રી થઇ ત્યારે તેણે પ્રાર્થના પુરી કરાવવા અણસારો કર્યો, પાદરીએ પ્રાર્થના પુરી કરાવવા અણસારો કર્યો, પાદરીએ પ્રાર્થના પુરી કરાવી. અરકાદયુસ તરતજ ગભરાએલો ઉભો થયો અને એકદમ પોતાના બુરજની તરફ ચાલ્યો. એક પહોર દહાડો ચઢી ગયો હતો. જ્યારે બજારમાં પહોંચ્યો, ત્યારે તેણે સર્વ લોકોને ગભરાએલા અને ભય પામેલા બિતરીકના મહેલની તરફ દીઠાં. અરકાદયુસે એ જોઇ, ગભરાટ અને ભયનું કારણ પુછયું. લોકોએ જયારે કહયું કે આરબોએ હુમલો કીધો છે ત્યારે તેણે એકદમ મુઠીયો વાળી પોતાના બુરજની તરફ દોડયો. બિતરીકનો મહેલ પણ એજ રસ્તામાં આવેલો હતો. ત્યાંથી પસાર થતાં હજારો માણસોની ઠઠ ભરાએલી દેખાઇ મરકસે ત્યાં એટલી બધી ભીડ થવાનું કારણ પુછયું. લોકોએ કહયું ત્રણ આરબો કીલ્લાની દીવાલોને કુદી શહેરની અંદર દાખલ થઇ ગયા હતા. આપણા સીપાહીયો તેમને પકડીને બિતરીકના દરબારમાં લાવ્યા અને તેમને જોવા માટે આ સઘળી મેદની ભરાઈ છે.

અરકાદયુસ—શું આરબો શહેરમાં ઘુસી ગયા?

નહીં, નહીં, માત્ર ત્રણ આરબો કીલ્લાની દીવાલમાં ખાતર પ[illegible] અંદર ઘુસી ગયા. સીપાહીયોએ તેમને જોઇ લીધા અને એતાંજ પ[illegible]

લીધા અને પાડેલાં બાકાં પુરી નાંખ્યા તેમના પકડાઇ જવા પછી આર લોએ હુમલો બંધ કર્યો.

અરકાદયુસ—(મરકસની તરફ જોઇને) જાણે તેને પુછતો હોય કે આ શું થયું ! અને શું કહો છો !

મરકસ—સરકાર ! આનો આપણે પણ દરબારમાં જઇને જોઇએ એ આરબોને કદાચ હું ઓળખી શકું !

અરકાદયુસ—બિતરીક મ્હારી ગેરહાજરીનું કારણ પુછે તો હું શું કહું ? તેનો હુકમતો બુરજમાં હાજર રહેવાનો હતો. માટે હું તો નહી આવું હું કાંઇ એનાથી બીહતો નથી પણ મને મ્હારા ઉપર ડરપો કપણા અને હીચકારાનો દોષ આવવાનો ભય છે.

મરકસ—આપ ઘણા વ્હેમી લાગો છો, સાહેબ ! કાંઇ આપના કીલ્લાની તરફ હુમલો કરવામાં આવ્યો ન હતો કે આપના ઉપર એ દોષ આવે, અને હવે શું છે ? શત્રુઓને પાછા હઠાવવામાં આવ્યા છે અને આપના અમલદારો પણ દરબારમાં જાય છે. આપ પણ તેમનીજ પંક્તી ના છો. આપ જશો તો શો વાંધો આવશે ! સાહેબ ! ખાત્રીપુર્વક માનજો કે આતો સવારે આપે જે પ્રાર્થના કીધી તેનો એ અસર હતો કે શત્રુઓ પાછા હઠયા અને શહેર તરત તેમના પંજામાંથી બચી ગયું. કુંવારી મરયમનો ચોખ્ખો ચમત્કાર છે.

અરકાદયુસ—(નિરૂત્તર બની) ઠીક ત્યારે ચાલો.

તેઓ બન્ને જણા દરબાર ભણી ગયા દરવાજા ઉપર સામાન્ય લોકોને અટકાવવામાં આવતા હતા. પરંતુ અમલદાર વર્ગને પરવાનગી હતી કેમકે તેમનો અંદર જવાનો દરવાજોજ જુદો હતો, અરકાદયુસ અંદર દાખલ થયો, મરકસ પણ પડછાયાની પેઠે પુંઠેજ હતો. તે વખતે મહેલનો આખો ચોક માણસોથી ઠઠ ભરેલો હતો. શેહરના શેઠીયાઓ, ફોજી અને શેહરી અમલદારો સર્વ હાજર હતા. આ લોકોથી મરકસ એક જુદી પણ ઉંચી જગ્યાએ ઉભો રહયો, તેણે તે ભીડમાં થઇ ત્રણ આરબોને જેઓએ એકજ પ્રકારના સુથા પહેરેલા હતા, સાંકળોમાં જકડેલા લઇ જતા દીઠા. મરકસે વધારે ઉંચા થઇ તેમને ઓળખી શકે એટલા માટે સારી પેઠે જોવાના

પ્રયત્નો કર્યાં પણ લોકોની અથાગ ભીડના કારણથી માત્ર તેમની ટોપીઓ નજરે પડી અને ચ્હેરો તથા ધડ દેખાયું નહીં, અરકાદયુસ અમલદાર વર્ગમાં બેઠેલો હતો, તે ઉઠીને દરબાર હોલમાં ગયો. મરકસ પણ તેની સાથે સાથે અંદર દાખલ થયો બાકીના સામાન્ય લોકો અને ન્હાના અમલદારોને અંદર જવાની પરવાનગી ન હતી સર્વ લોકો દરબારમાં જઇને પોતપોતાની જગ્યાએ બેસી ગયા. હોલની વચમાં આરસપહાણના પથ્થરનું એક ઉંચુ ચણુતર હતું અને તેના ઉપર બિતરીકની કુરસી હતી. ફોજી અને શહેરી અમલદારો જમણી ડાબી બાજુએ બેઠા આખા હોલમાં આરસપહાણ પાથરેલો હતો દીવાલો ઉપર જાતજાતના રંગરોગન ઉપરાંત મોહટા મોહટા ચિત્રો ચિતરવામાં આવ્યા હતા કેદીઓને બિતરીકની હજુર હાજર કરવામાં આવ્યા.





# પ્રકરણ ૨૦ મું.

## આરબ કેદીઓ.

રસીદા બુદ બલાએ વલે અબૈર ગુઝરત.

ઇસ્કન્દરિયાનું શહેર છે અને બિતરિકનો દરબાર હોલ જો કે અમે આગલા પ્રકરણમાં એ દરબાર હોલનું કાંઈક વર્ણન કર્યું છે તો પણ એ તેની પુરી હકીકત જાહેર કરનાર નહી હોવાથી અમે અહી વધુ વિસ્તારથી વર્ણન કરવા માંગીયે છીયે.

ઇસ્કન્દરિયાનો બીતરીક સોનેરી અને હીરામાણેક જડીત કુરસી ઉપર બીરાજમાન થએલો છે તેની ત્રણુ બાજુએ તેના બોડીગાર્ડના રૂમી સીપાહીયો હાથમાં નાગી તલવારો લઇ ઉભા છે. લોકોને જોઈ શકાય તથા તેમના સલામ લેઈ શકાય એટલા માટે આગળ બોડીગાર્ડો નથી.

બિતરિકની જમણી બાજુએ હોલની લંબાણુમાં કુરસીયો ગોઠવવામાં આવી છે તે ઉપર મોહટા મોહટા ફોજી સરદારો બેઠેલા છે, અને ડાબી બાજુએ શેહરી અમલદારો અને બીજા ગ્રહસ્થો હાથ જોડી ઉભા છે.

બીતરીકની સન્મુખ તેના બે એડીકાંપ હુકમનો ઇન્તેજાર કરતા સજ્જ ઉભા છે. આખા હોલમાં આરસપહાણુ પાથરવામાં આવેલો હોવા ઉપરાંત તેમાં પ્રકાર પ્રકારની ખુબ સુરતીઓ કીધેલી છે. આરસપહાણુના ચબુતરાના અંદર બીતરીકના તખ્ત માટે ત્રણુ બાજુંએથી નાજુક જાલીદાર બીલ્લોરી કાચનો ન્હાનો ચબુતરો મુકવામાં આવ્યો છે અને તેમાં કુરસી ઉપર બીતરીક બેઠો છે.

હોલની છત ઉપર મીના કારી અને સોનાના કામ કરેલા જે જુદી જુદી જાતના મોહટા મોહટા ઝુમરો લટકાવેલા છે, કદે આદમ જેવડા મોહટા મોહટા આયનાઓ દીવાલો ઉપર ગોઠવવામાં આવેલા છે. તથા તે ઉપરાંત રૂમી સરદારો પ્રખ્યાત તત્વજ્ઞાનીયો (ફિલસુફીયો) ખ્રીસ્તી ધર્મના પવીત્ર શહીદો બહાદરો અને વલીયો અને હવારીઓ તથા ખ્રીસ્તી

જોગીઓ અને તેમના ચેલાઓની મોહટી છબીઓ યુક્તિ વડે યોગ્ય યોગ્ય સ્થળે ગોઠવી તે હોલની શોભામાં વિશેષ વધારો કરવામાં આવ્યો છે.

જ્યારે અરબી કેદીયોને બિતરીક સન્મુખ લાવવામાં આવ્યા ત્યારે તેઓ દરબારના રોબ દાબથી લગાર પણ ન અંજાતા તદ્દન નિડર અને નિર્ભયપણે પોતાની બહાદુરીમાં મસ્ત હાથીની જેમ ઝુમતા આમ તેમ જોતા આવતા હતા. તે વખતે તેઓ, જાણે કોઇ નવા શહેરમાં હરવાફરવા અને ત્યાંની નવાઇની વસ્તુઓ નિહાળવા નીકળ્યા હોયની! એવી સ્વતંત્રતાથી આગળ વધતા દેખાતા હતા. તેઓના જીવ જોખમમાં આવી પડેલા હતા એવો તેમને ન તો ભય હતો, તેમજ ન તેમને દોરી લાવનારા જંગી સીપાહીયોની નાંગી તલવારો જે તે ની આગળ હતી અથવા તેમની પાછળ તેમના માથાઓ ઉપર હતી તે તેમને ડરાવતી હતી દરબારીયોનો સર્વ ઠાઠમાઠ, રૂમી બહાદુરોનો ઉંચો પોશાક, તેમની સાફ કરેલી ચમકદાર લોઢાની ટોપીયો, તેમની વાંકી અને મગરૂર ભમરો એ સર્વે એ આરબોની નજરમાં બાળકોની રમત કરતાં વિશેષ અર્થ સુચક લાગતું નહતું.

કેદીઓની આવી હીમ્મત પોતાની અસર કર્યા વિના રહી નહતી. બિતરીક અને તેના દરબારીયો તેઓને એવી નિડરપણાની દશામાં જોઇ અચંબો તથા ભય પામતા હતા.

મરકસ જે અરકાદયુસની પુઠે પુઠે રહી દરબારમાં પહોંચ્યો હતો તે હમણા અરકાદયુસની પાછળ ઉભો હતો. તેણે કેદીયોને, લક્ષપુર્વક નીહાળી જોવાથી ઓળખ્યા. વાંચકો એ કેદીઓ કોણ હશે? એવી જીજ્ઞાસા તમને પણ ઉત્પન થઇ હશે. તેઓ અમરબિનુલઆસ ઇસ્લામી સેનાધિપતી, વરદાન, અને મોસલ્લમા બિન મોખલ્લદ હતા.

મરકસે જ્યારે તેમને ઓળખી લીધા ત્યારે તેણે અરકાદયુસની સામે જોયું તે પણ મરકસની સામે જોતો હતો અને આંખોના ઇશારાઓ વડે પોતાની પાસે બોલાવતો હતો મરકસ આગળ વધીને અરકાદયુસ તરફ નમ્યો:—

અરકાદયુસ—(મરકસના કાનમાં ધીમેથી એક કેદીને દેખાડીને) શું પેલો ઇસ્લામી સેનાધીપતી તો નથી?

મરકસ—જીહા સાહેબ તે ઇસ્લામી સેનાધીપતી છે.

અરકાદયુસ ઇસ્લામી સેનાધીપતી પકડવાથી ઘણો ખુશ થયો પણ તેને એ યાદ આવ્યું કે મે તેને આલમીરમાં મ્હારી પ્યારી અરમાનુસાની આગતા સ્વાગતા કરતો જોયો છે. તેણેજ અરમાનુસાને યુકનાની લુચ્ચાઇથી બચાવી છે, લડાઇના સમયે તેણીનું રક્ષણ કરવા સાથે પુરૂં ધ્યાન રાખ્યું છે અને લડાઇ પુર્ણ થવા પછી તેણીને ઘણા માન આબરૂની સાથે મકુકિસની પાસે પહોંચતી કીધી છે. આ વિચારે અરકાદયુસને કશુ બોલવા દીધો નહી તે ચુપ રહયો અને તે શું કહે છે એ સાંભળવાનો ઇન્તેજાર કરતો બેઠો. ઇસલામી સેનાધીપતી કદી તો બીતરીકની તરફ નજર ફેરવતો અને કદી તદન બેદરકારીથી સર્વે દરબારીયોને નિહાળતો તેની સ્થીતીથી તો એમજ લાગતું હતું કે તેના મનમાં લગારે ભય ઉત્પન્ન થયો નથી. તેના બન્ને સોબતીયાઓ પણ તેનીજ પડખે ઉભા હતા અને તેઓ પણ તેનાજ જેટલા નિડર લાગતા હતા જ્યારે તેઓ આમ તેમ નજર ફેરવી રહયા હતા ત્યારે તેમની નજર અરકાદયુસ ઉપર પણ પડી અને નજર પડતાંજ આ માણસને મેં કોઇ જગ્યાએ જોએલો છે એવો ખ્યાલ આવ્યો તેઓએ મરકસને તો તન્ત ઓળખી લીધો અને તેને ત્યાં હાજર હોવા એ તેમના મનમાં કશો આશ્ચર્ય ઉત્પન્ન કર્યો નહી. કેમકે તેઓ સારી પેઠે જાણતા હતા કે મરકસ જાસુસીના કામસર ઘણી વખત ઇસ્કન્દરીઆમાં આવ જા કર્યા કરે છે. અને મકુકિસને સર્વ સમાચાર પહોંચાડે છે. એટલામાં બિતરીકે ઝયાદ અબ્બી તરજુમો કરનારને હાંક મારી ઝયાદ અરબી હાજર થયો. અરબોએ તેને ઓળખી લીધો એ વખતે ઝયાદ પોતાના ગુરૂ યહયાનહવીની પાસે રહેવાના વિચારથી ઇસ્કન્દરીયામાં આવી ચુકયો હતો પણ જ્યારે તેને પોતાના ગુરૂનો પત્તો લાગ્યો નહી ત્યારે તે તેની છુપી તપાસમાં લાગેલો હતો યહયાનહવીની કહાણી એવી છે કે જ્યારે રૂમી લોકોએ તેને ઘણો સંતાપ્યો ત્યારે તેણે કોઇ એકાંત વાસ ધારણ કર્યો હતો જ્યાં તેનો પતો લાગવો મુશ્કેલ હતો. પણ ઝયાદે ઘણી મુસીબતે તેનો પતો શોધ્યો હતો અને તેને મલ્યો હતો પણ તેણે જોયું કે જો હું યહયાનહવીની પાસે રહીશ તો મ્હારો આરબોની ફતેહ કરાવવાનો મુળ હેતુ પાર પડશે નહી (ઇસલામી સેનાધીપતીએ બાબુલનો કીલ્લો સર કરી લીધા બાદ તેને કશા કામમાં આવી શકે એટલા માટે પહેલાંથી ઇસ્કન્દરીયા મોકલી દીધો હતો) તેણે જાહેરમાં રૂમી પ્રજાનો પક્ષ લીધો

હતો રૂમી પ્રજાને આ દીવસોમાં એક અરબી જાણનારાની પણ જરૂરત હતી અને તેથી તેઓએ તેને ખુશીથી પોતાની પાસે રાખ્યો હતો અને તરજુમો કરનારાઓમાં તેને જગ્યા આપી હતી. ગયાદે આવતાંજ પ્રથમ દરબારીયો ઉપર જાણે કાંઇ તપાસતો હોય એવી નજર ફેરવી કોઇ ભેદુતો અહીં નથી એ તે તપાસતો હતો તેણે મરકસ અને અરકાદયુસને જોયા પણ તે સારી પેઠે જાણતો હતો કે મરકસ તો આપણો મુડેલો ચેલો છે, બાકી રહ્યો અરકાદયુસ તે પણ બીલબીસમાં ઈસ્લામી સેનાધીપતીનો આભારી થઈ ચુકેલો છે. તેથી તેઓ તેને નુકશાન પહોંચાડવા જેવું કશું નહી કરે, એ પ્રમાણે પ્રથમથી સર્વ ચોકસી અને ખાત્રી કરી લઇ તેણે બીતરીકની તરફ ધ્યાન દીધું અને હુકમનો પ્રન્તેજાર કરતો ઉભો.

બિતરીક—(ગયાદની મારફત કેદીયોની તરફ જોઇ) કેમ સાહેબો! હવે તો તમે મ્હારી રૂબરૂ કેદી બની ઉભેલા છો! હવે હું જે ઇચ્છું તે તમારી સાથે કરી શકુ છું. તમે મને કહો કે તમે અમારા મુલક ઉપર શા માટે ચઢાઈ લાવ્યા છો! અને અમારા મુકાબલામાં શા માટે તલવારો બાંધી છે?

**ઇસ્લામી સેનાધિપતી**—(એવી બેદરકારીથી જાણે તેને મોતની બ્હીકજ નથી) અમે તમને ઈસ્લામ ધર્મનો ઉપદેશ કરવા આવ્યા છીએ કે તમે મુસલમાન ધર્મ કબુલ કરી અમારા ભાઇપણામાં દાખલ થાઓ. અમારા તમારા હકો એક સરખા બનાવી લ્યો અને નહી તો અપપણ વેરી અમારા તાબેદાર બનો જઝીયો વેરો આપો, એ સીવાય અમે બીજું કાંઇ માંગતા નથી. એ બે વાતોમાંની એક માની લ્યો એટલે અમારે તમારી સાથે કશો ટંટો ફિસાદ નથી. અને જો તમે એમાંની એકે વાત કબુલ ન કરો તો પછી તમને મારવા કતલ કરવા વગર ચાલે નહી એ દેખીતું છે. અમારા પાક ખુદાએ અમને અમારા શત્રુઓનો નાશ કરવાનો સંહાર કરવાનો હુકમ આપ્યો છે, અને તેથી અમે જે કાંઇ કરીએ છીએ તે અમારી ફરજ બજાવીએ છીએ. બિતરીક તો એમ સમજતો હતો કે એ કેદીઓ નમ્રતાપૂર્વક દયા અને કૃપાની માંગણી કરશે, તેનો આવો તીખો ઉત્તર સાંભળી હોશ ઉડી ગયા (મનમાં) અહા! આ માણસ કેવો હિમ્મતવાન છે! કદાચ તે સરદાર હશે! જેથી આવી હિમ્મતથી વાતો કરે છે!! એમ વિચારી તેણે પોતાના દરબારીઓની સામે જોયું

તેઓએ પણ હેરતમાં પડી દાંતમાં આંગળી નાંખી હતી બિતરીક તેમને વળી સુનાની ભાષામાં કહયું " આ માણસની હિમ્મત અને બોલવાની છટા ઉપરથી તે કોઇ સરદાર હોય એમ લાગે છે. અને તે પણ જેવો તેવો સરદાર નહીં, કોઇ મોહટો નામી સરદાર લાગે છે માટે તેને કતલ કરવામાં વાર લગાડવી જોઇએ નહીં. આખા દરબારમાં એ સંબંધે ચર્ચા શરૂ થઇ, કતલ કરવાનું સાંભળી મરકસના તો હોંશજ ઉડી ગયા, તેણે કહયું કે જો ઇસ્લામી સેનાધિપતિ માર્યો ગયો તો અરબી ફોજ સરદાર વિનાની થઇ હિમ્મત હારી વિખેરાઇ જશે અને મીસર દેશ રૂમીઓનાજ હાથમાં રહેશે. અને મકુકિસની માઠી દશા થશે, અરમાનુસા ઉપર આફ્તો આવશે, મરકસ આવો વિચાર કરતાંજ ધ્રુજી ગયો. તેણે મનમાં ગમે તે પ્રકારે પણ ઇસ્લામી સૈનાધિપતિને બચાવી લેવાનો નિશ્ચય કીધો.

અરકાદયુસ ઇસ્લામી સૈનાધિપતિને ઓળખતો હોવાથી તે જાહેર કરવાનું ધારતો હતો જે મરકસ સમજી ગયો, તેથી તેણે તેના પાસે જઇ કહયું કે સાહેબ! આપ એ વખતને યાદ કરવાની તસ્દી લેશો કે જે વખતે અરમાનુસા યુકેન્નાને ફંદે પડી ચુકી હતી અને એજ માણસે બચાવી હતી, જો તે વખતે તે આપની અને અરમાનુસાની વ્હારે ન ચઢત તો આજે આપ અરમાનુસાને પરણવા કયાંથી ભાગ્યશાળી થાત? કાં તો તેણી આપઘાત કરી જીવ આપતી અથવા કુરતુનતીનના મેહલમાં કેદ રહેતી. તે વખતે એજ ઇસ્લામી સૈનાધિપતિ હતો જેણે યુકેન્નાને ધમકાવ્યો અને પછી શાહજાદીને પુર્ણ સહીસલામતી સાથે મનફ પહોંચતી કીધી. શાહજાદી અરમાનુસા એની આભારી હોય અને આપ તેને કતલ કરાવવાના મનસુબા બાંધતા હોઓ એ ઘણીજ આશ્ચર્યની વાત છે. વળી આપ એ બાબતનો પણ વિચાર કરી લેજો કે એકલા એના માર્યા જવાથી શો લાભ થવાનો છે! એના માર્યા જવાથી આરબો પાછા ચાલ્યા જાય અથવા હિમ્મત હારી જાય એવી આશા રાખશોજ મા, કેમકે એના જેવા તો આરબોમાં ત્રણસોને સાઠ સરદારો હસ્તી ધરાવે છે.

મરકસના આ ભાષણે અરકાદયુસને તદન નિરત્તર કરી દીધો. તે કાંઇ બોલી શકયો નહીં તેમજ દરબારમાં વધુવાર બેસી શકયો પણ નહીં. તત્તાજ ઉઠી થઇ દરબારની બહાર નીકળી ગયો. મરકસ ત્યાંને ત્યાંજ ઉભો ઉભો ઇસ્લામી સૈનાધિપતિ સંબંધી દિલગીર થતો રહયો.

ઝ્યાદે ઇસ્લામી સેનાધિપતિની બિતરીક પ્રત્યેના પ્રશ્નોત્તર સાંભળી જાણે એવી દરકારીથી જવાબ આપ્યા માટે ઠપકો આપતો હોયની એવી રીતે તેની તરફ આડી નજરે જોયું. વરદાન, જે યુનાની ભાષા જાણતો હતો તે બિતરીકનો સ્વાર્થ અને ઝ્યાદના આડી નજરે જોવાના હેતુને સમજી ગયો તે કોઇ પણ પ્રકારે ઇસ્લામી સેનાધિપતિને એ બાબત સમજાવવા ગયો પણ કેવી રીતે સમજાવવી એ મોહટો પ્રશ્ન હતો. તે ઘણો વિચાર કરતો હતો, પણ ઇસ્લામી સેનાધિપતિને લાત મારી ધમકાવવા વિના બીજી કોઇ યુક્તિ તેને સુઝતી ન હતી. તેથી તેણે લાચાર થઇ ઇસ્લામી સેનાધિપતિને એક જોરથી લાત મારી સખ્ત શબ્દોમાં ધમકાવી કહયું— મૂર્ખ! તુ કેમ નકામી બકબક કરે છે? અમારા સરદારો અહી શા હેતુથી ચઢી આવ્યા છે તે તું શું જાણે? જે તું કહે છે કે અમે આવા હેતુથી અહીં ચઢી આવ્યા છીએ?? ન્હાનું મોંહ અને મોહટી વાત! ત્હારે ત્હારી હદમાંજ રહેવું જોઇએ. કયાં ઠાકર અને કયાં ચાકર? તું એક ગુલામ, ત્હારે સરદારોની વાતોમાં શામાટે બોલવું જોઇએ?

બિતરીક—(વરદાન કેદીની પોતાના સાથી કેદી પ્રત્યેની આવી વર્તણુક જોઈ આશ્ચર્ય પામી ઝ્યાદને) ઝ્યાદ! આ શું થયું? પેલો બીજો કેદી એને શું કહે છે? ધમકાવતો હોય એમ લાગે છે?

ઝ્યાદે ઘણી ચાલાકી અને ચતુરાઇથી વરદાનનો મતલબ બિતરીકને સમજાવ્યો એટલુંજ નહીં પણ પોતાની તરફથી થોડુંક મીઠું મરચું ભભરાવ્યું કે બિતરીકના મનમાંથી તે કેદી આરબોનો સરદાર હોવાની શંકા દુર થઇ જાય.

બિતરિક—(ગુલામની આવી હિમ્મત જોઇ આશ્ચર્ય પામી વરદાનને) ત્યારે તમારો અહીં આવવામાં શો હેતુ છે?

વરદાન—નામદાર સાહેબ! અમારા સરદાર હમેશાં સાર્વજનિક સુખશાંતિને ઇચ્છનારા છે, તેઓ લોકોના લોહી વહેવરાવવાને બખર્ગ ગણે છે તેઓનો વિચાર બન્ને ફોજોના માનવંતા અમલદારોને મેળવી સલાહ કરવાનો છે. જ્યારે સલાહની શરતો ઠરી ચુકી ત્યારે તેઓ પોતાની ફોજ પાછી લઇ જશે અને આ દેશ તમને પાછો સોંપી દેશે તો હવે તમે અમને છોડી મુકશો તો અમે અમારા સરદારને તમારા પણ સલાહ કરવાના વિચારને તેની આગળ દર્શાવી લડાઇ મોકુફ કરાવવા બનતુ કરીશું.

**બિતરીક**—(ધિક્કાર યુક્ત હસી) સુલાહની સંધી! કેવી સુલાહ અને કેવી શરતો! તમે જુઓ તો ખરા. બેજ દહાડામાં તમારે આ દેશ છોડી નાશી જવું પડશે. જાઓ હું તમને છોડી મુકું છું તમે તમારા સરદારને કહેજો કે ઇરકન્દરીયાના લશ્કરમાં કોઇ નીમકહરામ ક્યિની હરતી ધરાવતો નથી કે તમે ફાવી જશો! ત્યાં તો સર્વે રૂમી બહાદુરો ભર્યા પડયા છે તમારે ખચીત માનવું કે જો મકુકિસની નિમકહરામી તમારી મદદ ન કરત તો કોઇ પણ કરી અમારા ઉપર વિજય પામી શકત નહી. પણ હશે જે થવાનું હતું તે થઇ ગયું છે. હવે અમે તમને બહાદુર રૂમી ચેનો મુકાબલો કેટલો સખત છે એ બતાવી આપીશું ખુદા, અને કુંવારી મરીયમની પ્રતીજ્ઞા લઇ કહું છું કે એ નીમકહરામ મકુકિસને તે એવી શીક્ષા કરવામાં આવશે કે દુન્યા જોઇ રહેશે. જો તેની અને તેના આખા કુટુંબના માંસની બોટીયો કપાવી કપાવી માછલાંઓને ન ખવરાવું તો હું રૂમી નહોતો (પોતાના સીપાહીઓને) આ કેદીઓને કીલ્લાની બહાર છોડી આવો તેઓ જઇને તેમના સરદારને આપણી જાહોજલાલી કહી સંભળાવશે.

ઇસ્લામી સૈનાધિપતી બતરીકની ઉપલી શીશીયારી સાંભળી અતી ક્રોધાયમાન થયો અને તે કાંઇ બોલવા જતો હતો પણ વરદાને અને ઝયાદે ઇશારાઓ વડે તેને અક્ષરે નહી ઉચારવા સમજાવ્યો તેથી તે ચુપ થઇ ગયો, રૂમી સીપાહીઓએ કેદીઓને લઇ કીલ્લાના દરવાજા આગળ આવી તેમના બંધન છોડી તેમને મુકત કર્યા તેઓ ખુદાનો પાડ માનતા માનતા પોતાની છાવણીમાં આવી પહોંચ્યા.

બીતરીકનો દરબાર બરખાસ્ત થયો, મરકસ પણ બહાર નીકળ્યો અરકાદયુસને મળ્યો જોયું કે તે ઉભો ઉભો ક્રોધના માર્યો દાંત કરડી રહયો છે, મરકસે તે જોઇ પુછયું કેમ સાહેબ! આપ શી વાતનો અફસોસ કરો છો!

**અરકાદયુસ**—મરકસ! તેં મને લાચાર બનાવી દીધો!! ઘણી શરમની વાત છે!! આરબ સરદારનું શીશ કપાવી રૂમીયોને અને આ દેશને આરબોના હુમલાઓથી બચાવી દેશ તથા પ્રજાની કીમતી સેવા બજાવવાની નાદર તક આ જે મ્હારા હાથમાં હતી પણ અફસોસ! તે ત્હારા લીધે મ્હારે ગુમાવવી પડી!!

મરકસ—વાહ! સાહેબ! વાહ! જોઇ આપની બહાદુરી આપ ત્રણ દહાડા સુધી તેની પાસે કેદ રહયા છતાં તેણે આપનું શીશ કાપ્યું નહી, અને આપ તેનું શીશ કપાવો તો શું એ યોગ્ય થયું ગણાત! બહાદુરીના નામને બટ્ટો ન લાગત?

અરકાદયુસ—તેણે મારૂં શીશ કાપાવ્યુ ન હતું તેમજ કાંઇ મને મુક્ત પણ કર્યો ન હતો.

મરકસ—હા, આપની એ વાત ખરી છે કે તેણે આપને મુક્ત કર્યાં ન હતા, પણ શું તેણે શાહજાદી અરમાનુસાને મુક્ત કરાવી નથી! યુકેન્નાના પંજામાંથી બચાવી નથી! આરબોનું આ દેશ ઉપર ચઢી આવવું શું અરમાનુસાના કુસ્તુનતીનના હાથમાં પડવાથી રક્ષણમાં રહેવાના કારણ રૂપ ન'ી! આપે આરબો પાસેથી ઘણા ફાયદા મેળવ્યા છે, અને હવે આપના હાથથી તેમને લગાર ફાયદો થયો છે ત્યારે પસ્તાવો કરો છો એ શું આપની મનની મોટાઇને નામોશી લગાડનાર નથી! ઉંતીમ નેકી તો એજ છે કે બુંડાઇનો બદલો ભલાઇથી વાળવો, પણ અહીંયા તો ભલાઇનો બદલો ભલાઇથી વાળવાનો છે વળી શુરવીર અને બહાદુર પુરૂષોનું કામ માનવંતા શતરૂઓને ખુલ્લા મેદાનમાં—રણસંગ્રામમાં સંહાર કરવાનું!! અરકાદયુસ તદન નિરૂતીર બની ચુપ થઇ ગયો. મરકસ તેની પાસેથી વિદાય થઇ ઝયાદને મળ્યો. અને તેણે જે છટા અને યુક્તિથી તરજુમો કીધો તે માટે તેને મુબારકબાદી આપી. પછી તે ત્યાંથી વિદાય થઇ ઇસ્કન્દરીયાની બહાર નીકલી પડયો.

અરકાદયુસ ઇસ્કિન્દરીયા આવીને રહયો હતો તે દરમિયાનમાં તેણે ઝયાદને આજેજ જોયો હતો તેથી તેને પોતાની કને બોલાવી પુછ્યું મેં તો તમને આરબોની ફોજમાં છેલ્લા જોયા હતા આજે વળી અહીંયાં ક્યાંથી!!

ઝયાદ—હું કોઇ અગત્યના કામસર આરબોની ફોજમાં ગયો હતો જ્યારે મ્હારો હેતુ પાર પડયો ત્યારે હું મ્હારે દેશ પાછો ચાલ્યો આવ્યો.

અરકાદયુસે ઝયાદને એ સંબંધે કાંઇ વીશેષ પ્રશ્ન કર્યાં નહિ કેમકે તે જાણુતો હતો કે ઝયાદ મ્હારો ભેદુ છે, વધુ પુછપરછ કરવી યોગ્ય નથી. અને તેથી તે પોતાના મુકામે ચાલ્યો ગયો.

પેલીમેર ઇસ્લામી સૈનાધિપતિ કેદમાંથી મુક્ત થઇ પોતાના સાથીઓની સાથે વાતો કરતો આરબી છાવણી તરફ રવાના થયો.

સૈનાધિપતિ—(વરદાનને) વરદાન! મેં રૂમી દરબારમાં એક કીબ્તી માણસને દીઠો હતો મ્હારા ધારવા પ્રમાણે તે મકુકિસનો નોકર હતો મેં તેને એ અગાઉથી કેટલીક વાર જોયો હોય એમ મને યાદ છે શું તેં પણ જોયો હતો!

વરદાન—હા, મેં તેને જોયો હતો તે મરકસ હતો જે ફત્મામાં આપણને ઝયાદની સાથે મળ્યો હતો અને ત્યાર પછી પણ કેટલીક વાર આવ્યો ગયો હતો ઝયાદે આજે ઘણું સારૂં કામ કીધું તેણે તરજુમો એવો સરસ અને ઉત્તમ કીધો કે જેના પ્રતાપે આપણે છુટી ગયા. ખરૂં પુછો તો તરજુમો કરનાર એવો હોવો જોઇએ તે ઉપરાંત મેં મરકસની પાસે એક બીજા માણસને જોયો હતો. મ્હારા ધારવા પ્રમાણે તમે તેને ઓળખી શક્યા નથી! પણ મેં તેને ઓળખ્યો છે. તે એજ માણસ હતો જેને આપણે બિલબીસની બહાર કેદ પકડ્યો હતો અને જ્યારે આપણે બિલબીસ ઉપર હુમલો કીધો હતો ત્યારે તે કેદમાંથી નાસી ગયો હતો. મને તો તે કોઇ મોહટો ઓફીસર હોય એમ લાગે છે. તે વખતની તેની રીતભાત ઉપરથી મને એમ ખાત્રી થઇ કે તેણે તમને ઓળખી લીધા હતા તોપણ તેણે એ વાત બિતરીકને કહી નહીં: ખરેખર તેની એ બહાદુરીભરી વર્તણુક પ્રસંશાને પાત્ર છે.

એ પ્રમાણે વાતો કરતા તેઓ પોતાની છાવણીમાં જઇ પહોંચ્યા ત્યાં સૈનાધિપતિની ગેરહાજરીથી ઘણો ગભરાટ પ્રસરી રહ્યો હતો. આખી ફોજના સરદારો હેરાનપરેશાન હતા, સામાન્ય મુસલમાન સીપાહીઓ ચિંતામાં હતા. જ્યારે તેઓ સર્વએ સૈનાધિપતિને સહીસલામત આવતો જોયો ત્યારે તેઓ સર્વ બેહદ ખુશ થયા "મરહબા" "મરહબા" નાં અવાજો કીધા. સર્વ સીપાહો અને સરદારો એકઠા થઇ પુછવા મંડ્યા. તેઓ પણ પોતાની કહાણી સંભળાવવા બેઠા અને એવી રીતે તેઓએ પોતાનો એ દહાડો પુરો કીધો.

---

# પ્રકરણ ૨૧ મું.

——:(૦):——

## નાસમ નાસી.



ના મર્દ થા રકીબ જો મેદાં સે ટલ ગયા,
મૈંથા કે ઝેરે ખંન્જરે કાતિલ મચલ ગયા.

મરયુતના રઇસના ઘરમાં, અરમાનુસા, કાંઇક અતિ ચિંતામાં બેઠી દેખાય છે. કેટલીકવાર તે પલંગ ઉપર સુઇ જાય છે વળી પાછી ઉઠી આમ તેમ ફરે છે, પણ મનની આકુળ વ્યાકુળતા કોઇ રીતે તેને ચેન પડવા દેતી નથી. તેણી વારંવાર દરવાજા તરફ જુવે છે, જેથી તેણી કોઇની વાટ જોતી હોય એવી ખાત્રી થાય છે.

એ વાટ જોવાની ચિંતા, મરકસના તે ઘરમાં દાખલ થવા સાથે પુરી થાય છે.

**અરમાનુસા**—(મરકસને જોઇને એકદમ ખુશ થઇ) ભલે આવ્યો મરકસ! ભલે આવ્યો! મ્હારાજ વાટ જોતી હતી. કહે શું સમાચાર લાવ્યો!

મરકસે, પાછલા પ્રકરણમાં જે કાંઇ વર્ણન કરવામાં આવ્યું તે સઘળું કહી સંભળાવ્યું. અરકાદયુસની સહીસલામતીની ખુશખબરી કહી, દીલાસો દીધો અને પછી વિદાય થઇ પોતાને રસ્તે ચાલતો થયો. આજ કાલ તેનું કામ ઇસ્કન્દરિયે જવું ત્યાંથી અરકાદયુસની સહીસલામતીના સંદેશા સહિત અરમાનુસા પાસે આવવું અહીંના સંદેશા લઇ અરકાદયુસ પાસે જવું એ હતું. ઇસ્કન્દરિયાનો ઘેરો કાયમ હતો. આરબોના પાયતખ્ત શહેર મદીના મુનવ્વરાથી કુમકની ફોજો આવે જતી હતી. એ ઘેરો ચઉદ મહીના સુધી રહ્યો તે દરમ્યાન અરમાનુસા પોતાના આશકના સમાચાર માત્ર મરકસની જીભથીજ સાંભળી દીલાસો પામતી રહેતી હતી. જ્યારે તેનો જીવ ઘણો ગભરાતો ત્યારે બરબારાને સાથે લઇ ગામ બહાર આવેલી નદીના કીનારે ફરવા ચાલી જતી અને ત્યાં નદીના પ્રવાહ જે

આમળે પાછળ રમણીય દેખાવોને જોઇ પોતાના મનને સમજાવવા પ્રયત્નો કરતી. કેટલીકવાર નદીના અસ્થિર તોફાનને તેના ઉછાળા મારતા મોજાઓને પોતાના મનની સ્થિતિ અને ઉછાળા મારતી સ્થિતિ સાથે સરખાવતી પણ ક્યાં નદીના મોજાઓ અને ક્યાં તેના મનની આકુળવ્યાકુળ સ્થિતી અને ઉપરા ઉપરી ચઢી આવતા વિધ વિધ તરંગો તેણીએ ઘણી કોશીશો કીધી પરંતુ અરકાદયુસ કોઇ પ્રકારે તેણી પાસે આવ્યો ન હતો. પછી તેની સ્થિતી પણ અરમાનુસાના જેવીજ નિરાશા અને દુઃખભરી થઇ રહી હતી.

મરયુતની આસપાસ કેટલાંક ઊંચા ટેકરા હતા, આ ટેકરાઓ ઉપર ચઢી જોવાથી ઇસ્કન્દરીયાનું બંદર દેખાતું હતું એક દિવસ અરમાનુસા ગભરાએલી હોવાથી મનને શાંતી દેવા ખરમાર સદિને આ ટેકરાઓમાંના એક ઉપર આવી ચઢી હતી જ્યારે તેણીની નજર ઇસ્કન્દરીઆના બંદર તરફ પડી ત્યારે તેણીએ જોયું કે એક જંગી જહાજ પોતાના સઢ ખોલી ઉતાવળું કોઇ બાજુએ હંકારાઇ રહયું છે તેની પાછળ પાછળ કેટલીક ન્હાની ન્હાની બોટો પણ છે. જે બોટો અને મછવાઓ ઇસ્કન્દરીયાના કિલ્લામાં ઘેરાએલા રૂમીઓ માટે સરસનો સામાન લાવતા હતા તેને તે તે દરરોજ જોતી હતી પણ આજે જંગી જહાઝને ઉતાવળું જતું જોઇ કાંઇક ગભરાઇ તેના મનમાં અનેક વિચારો અને તે પણ ગભરાવી નાખનારા વીચારો ઉપરા ઉપરી ચઢી આવ્યા આવા વખતે તેના મનને ધીરજ દેનાર મરકસ વિના બીજું કોઇ ન હતું પણ અફસોસ મરકસ ત્યાં હાજર નહતો તેથી તેણી એમનેએમ ઘેર પાછી ચાલી આવી, તે દહાડો તેણીએ અત્યંત ચિંતા, ગભરાટ અને મરકસની વાટ જોવામાં કાપ્યો, જ્યારે તે ઇસ્કન્દરીયાથી મરકસ આવ્યો ત્યારે તેને પોતાની રૂબરૂ બોલાવ્યો અને પુછયું મરકસ! શા નવા સમાચાર લાવ્યો છે? આજે મેં સમુદ્રમાં ઘણા મછવાઓને ઉતાવળે જતાં જંગી જહાઝના બીડાને અસાધારણ ગભરાટમાં જોયાં હતાં તેનું કારણ શું છે?

**મરકસ**—હું કાંઇ ચોકસ તો જાણતો નથી પરંતુ અનુમાન ઉપરથી એટલું કહી શકું છું કે ઘેરાએલા લોકો, આખર ગભરાઇને નાશી છુટયા હશે.

**અરમાનુસા**—શું ખરેખર!

**મરકસ**—હા ખરેખર તેવુંજ.

**અરમાનુસા**—ત્યારે અરકાદયુસે ?

**મરકસ**—અરકાદયુસે પોતાની જગ્યા છોડી નથી એ ચોકકસ છે. અને છોડશે પણ નહીં. અસાધારણ હિમ્મતના પુરૂષ છે જો રૂમીઓમાં તેમના જેવા માત્ર પાંચ બીજા હોત તો આરબો આ દેશમાં પગ પણ મુકી શકત નહીં ! કેમકે આરબોની નજીવી સંખ્યા અને વળી લડાઈના કાનુનથી તદન અજ્ઞાન એટલુંજ નહી પણ લાંબી લાંબી મુસાફરીયો કરી અહીં આવેલી હોવાથી શું જીતી શકત.

મરકસ આટલે સુધી કહી શકયો હતો કે તરતજ બરબારા તેની એવી દલીલો ઉપર હસી જેથી મરકસ ચુપ થઇ ગયો અને બરબારાની તરફ જોયું તેણીએ તેને ઇશારામાં કહયું કે ના વાતો તો ઠીક બનાવતા આવડે છે.

મરકસ એમ સમજ્યો કે બરબારા આરબોના વિજયના મકુકિસના કાવત્રાનું પરિણામ ગણે છે હા, હું એમ માનું છું કે આરબોને મકુકિસ સાહેબે ઘણી મદદ કરી, પણ મ્હારો સવાલ તો એવો છે કે જો સર્વે રૂમીઓ આપણા સરદાર અરકાદયુસ જેવા ઉંચા સ્વભાવના અને ખવાસના હોત તો આવો વખત કયાંથી આવત ? અને કિબ્ની પ્રજા શા માટે રૂમી પ્રજાની શત્રુ બનતી અને મકુકિસ સાહેબને પરધર્મી આરબો સાથે મળી જઇ કાવતરૂં રચવાની શી જરૂર પડતી ?

**અરમાનુસા**—આ નાહકની વાતોથી કંટાળી ગઇ તેને તો માત્ર અરકાદયુસની ચીંતા હતી જેથી અકળાઇને) ત્યારે શું અરકાદયુસ પોતાની જગ્યા છોડશે નહીં ?

**મરકસ**—અત્યાર સુધી તો તેમનો એજ નિશ્ચય હતો પરંતુ જ્યારે ઇસ્કન્દરીયાના સર્વ પક્ષકાર અને મદદગારને નાશી ગએલા અને જેમની નજરમાં પોતાની નબલી સ્થિતી જોશે ત્યારે કદાચ પોતાની હઠ મુકે તે ના કહેવાય નહીં.

**અરમાનુસા**—તેઓ ઘણાં હઠીલા છે. કોઇ યુકિત વિના તેઓ પોતાની જગ્યા છોડશે નહીં પણ એવી યુકિત મારા ધ્યાનમાં તો આવતી નથી. મરકસ-તુંજ કોઇ યુકિત કર...... ......... ......આપ મ્હારા તરફી

રની કઠણાઇ! અરકાદયુસ પોતાની હઠ મુકશે નહીં તો!... .... ....
(ગભરાઇને રડે છે)

મરકસ—(કાંઇ વિચારીને) શાહઝાદી સાહેબા! આપ ચીંતા મુકી દો, સર્વ સારૂંજ થશે. મ્હારા ધ્યાનમાં તો એજ આવે છે કે જો કોઇ છટાદાર બોલનાર અને સંગીન દલીલો પુર્વક વાત કરનાર તથા સમજાવનાર હોય તો તેમના મનને અને નિશ્ચયને ફેરવી નાંખતા વાર લાગે નહી. મને દીલગીરી ઊપજે છે કે મ્હારામાં એ શકિત નથી પણ કાંઇ ડર નહી હું એવા કોઇ માણુસને શોધી કાઢીશ........લ્યો હમણાં તો હું જાઉં છું અને આશા રાખું છું કે જેમ બનશે તેમ ઉતાવળો પાછો આવી કાંઇ ખુશીના સમાચાર સંભળાવીશ.........એટલું કહી મરકસ ત્યાંથી વિદાય થયો અને અરમાનુસા વીચારોના તરંગોમાં ગોતા ખાવા માંડી.





# પ્રકરણ ૨૨ મું.

## ઢચુપચુ.

હઝાર તરહકે ઉઠ ઉઠકે દર્દ સીનેમેં,
દિલે ઝઈફકો મેરે બિઠાએ દેતે હેં.

જો કે અરકાદયુસ ઇસ્કન્દરીયાના લોકોની નિર્બળ અને કમજોર સ્થિતીને જાણુતો હતો. તો પણ તે પોતાની ફરજો બજાવવામાં કશી આનાકાની કે આળસ કરતો નહી. તે કાંઇ પણ આગળ પાછળના વિચાર વીના મારવાનો કે મરવાનો નિશ્ચય કરી પોતાની જગ્યાએ સ્થીર રહેતો હતો તેને નાસી જવાનો વીચાર આવતો તેમજ ન સુલાહ કરી લેવાનું ધ્યાન આવતું તેના મનમાં વ્યાપી રહેલો પ્રેમ તેને નાસી જતાં રોકતો હતો. અને પોતાના દેશની સેવા તથા સ્વદેશાભીમાન આરબોની સાથે સુલાહ કરી લેતાં અટકાવતો હતો.

ઘેરાનો પ છઠો મહીનો તેણે ઘણોજ સ્થીર અને ઢચુપચુ જેવી સ્થિતીમાં પસાર કીધો આખી રાત પ્રકાર પ્રકારની ચીંતાઓમાં રહી લગારે સુતો નહી કદી પોતાની સ્થીતી તરફ જોઇ દુન્યાની જીંદગીથી કંટાળી જઇ આરબ દુશ્મનોના ટોળામાં ધુસી પડી પોતાનો જીવ આપવાનો ખ્યાલ કરતો ત્યારે અરમાનુસા પ્રયંત્નો પ્રેમ તેના મનની લગામને ખેચી તેના એ ખ્યાલરૂપી ઘોડાને ફેરવી દેતો કદી તે ઈસ્કન્દરીયાની શી દશા થશે એ સબંધે વીચાર કરતો, તેના મનમાં આવતું કે જો કદાચ અરબો ઈસ્કન્દરીયાને ફતેહ કરી લેશે તો હું શું કરીશ! શું હું પરાજીત થએલો લાચાર અને નિરાધાર બનેલો અરમાનુસા સન્મુખ જઇ શકીશ! નહી! એ મ્હારાથી તદન નહી બની શકે. એ ઉપરાંત હું મકુકિસની સાથે કેવી રીતે આંખથી આંખ મેળવી શકીશ! મકુકિસ કોણ? એજ કે જે અમારા રાજ્યની નિમકહરામી કરી અમારા માટે આવો માઠો દીવસ લાવ્યો, શું હું એવા રાજદ્રોહીને માનપુર્વક જોઇ શકીશ? નહીં નહીં ત્યારે હવે મ્હારે શું કરવું.

એક દહાડો તે એવાજ તરંગોમાં હતો, અને આખો દહાડો એમાંજ પસાર થયો હતો. રાત પડી ચુકી હતી. રાત્રીએ પણ તેના મનમાં એજ તરંગો અને વિચારો રોળાયા કરતા હતા, અને તેથી તેને લગારે નિંદ્રા આવી નહતી. તે કદી પોતાની મુછોને મરોડતો, કદી ભોંય બેસી જતો કદી સુઇ જતો, કદી ઉભો થઇ આમ તેમ ટહેલા મારતો તેને ચિંતાના કારણે કોઇ પ્રકારે ચેન પડતું નહીં તેથી ઘણો અકળાયો. ચાંદની રાત હતી, વખત રળિયામણો હતો, બહાર ફરવા જવાથી મનને કાંઇક આશ્વાસન મળશે એમ સમજી સમુદ્રના કીનારા તરફ જવાના વિચારે પોતાના બુરજમાંથી ઉતરી બજારમાં થઇ તેણે દરિયાકાંઠાનો રસ્તો લીધો. અર્ધ રાત્રીનો સમય હતો આખા શહેર ઉપર ખામોશી શાંતિ અને ચુપકીદીનું રાજ્ય પ્રસરી ચુકયું હતું. કોઇ કોઇ જગ્યાએ માત્ર ચોકીદાર અને પહેરાગીરોના અવાજ સંભળાતા હતા જેઓ લોકોને "સાવધ રહો" "હુશેયાર રહો" વિગેરેના અવાજોથી જાગ્રત કરતા હતા. કીલ્લાના બુરજો ઉપર અને દીવાલો ઉપર પણ પ્હેરા ચોકીનો પુર્ણ બંદોબસ્ત હતો અને ત્યાં પણ સીપાહો "જાગ્રત" ના પોકારો પાડતા હતા અરકાદયુસ દરિયાકાંઠે પહોંચ્યો. પાણીની સપાત ઉપર થઇ ફુંકાતા ઠંડા અને શીતળ પવને તેના મગજને તરો તાજગી બખશી તે પોતાના ઓવરકોટને પોતાના શરીરે વીંટી એક ખુલ્લી જગ્યાએ બેસી ગયો, આ વખતે સમુદ્રની સેર ખરેખર કરવા જોગ હતી, ચંદ્રનો અકસ (પ્રતિબિંબ) પાણીની સપાટી ઉપર પડી એક વિચિત્ર પ્રકારનો મઝા દઇ રહયો હતો, જાણે પાણીમાંથી જાણે નુરના શોઅલા નીકળી, આકાશમાંના ચંદ્રના નુરના શોઅલા સાથે મળી આખા આલમને નુરન અલાનુર (પ્રકાશ ઉપર પ્રકાશ) બનાવી દેતા. અરકાદયુસ પોતાના સઘળા વિચારો ભુલી આ કુદરતી આનંદ પમાડનારા દેખાવો જોતો રહયો, પણ થોડી વારમાં પાછા પ્રથમના હેરાન કરનારા વિચારો તેના મગજમાં ચકકર ખાવા મંડયા. લડાઇની ચિંતાઓ અરમનુસાનું સ્મરણ અને પોતાની ઢચુપચુ જેવી સ્થીતીનો ભય વિગેરે વિગેરે ચિંતાઓએ તેને ગાભરો બનાવી દીધો. ઘણા વખત સુધી તે ત્યાંને ત્યાં ગાભરો અને બાવરો બનેલો બેશી રહયો, પણ વિશેશ સરદીના કારણથી તથા આંખોમાં ઉંઘ ભરાઇ આવેલી હોવાથી તે પોતાના બુરજે મુકામે પાછો જવા ત્યાંથી ઉઠયો જ્યારે પોતાના મુકામે પહોંચ્યો ત્યારે એક પ્હેરેગીર સંનતરીએ આવીને ખબર આપી કે—

હજુર! એક માણસ જે ઇરકન્દરીયાનો આબદાર રહેવાશી લાગે છે તે આપને મળવા કયારનો આવેલો છે જો હુકમ હોય તો હજુરમાં હાજર કરૂં!

અરકાદયુસ—તે કયાં છે?

સંતરી—સંતરીયોની ગેટમાં હાજર છે.

અરકાદયુસ—બોલાવો.

આ નવા આવનાર ગ્રહસ્થની ઓળખાણ વાંચક વર્ગને આપવી અવશ્યની લાગવાથી હમણાં તો તેના અંગનો આકાર વર્ણવીયે છીયે, તે કદે ઠીંગણો હતો, શરીરે દુબળો હતો ચ્હેરા ઉપર કરચોળીયો પડેલી હતી આંખો ઉંડી ઘુસેલી હતી પરંતુ સાફ અને ચમકદાર હોવાના કારણે તે હુંશીયાર ચતુર અને કુશળ હોય એમ લાગતું હતું. લાંબી અને ગીચ ભરેલી દાઢી હતી જે ઘડપણના કારણથી સફેદ થઇ ગઇ હતી. માથા ઉપર એક ટોપી પ્હેરેલી હતી. ચ્હેરે મોહરે તે રૂમી વંશમાંનો હોય એમ લાગતો હતો. અનુમાન ઉપરથી અને તેના શરીરના સઘળા અવયવોની બનાવટને એકંદર રીતે તપાસતાં તે સુકા ભક્ત (ઝાહેદે ખુશ્ક) જેવો દેખાતો હતો પેહલી મેર એ આવનારાએ અરકાદયુસની કોટડીમાં પગ મુકયો હતો કે આણી મેર અરકાદયુસના મનમાં તેની એવી બ્હીક અને ધાસ્તી ઉતપન્ન થઇ કે ઇરાદો અને વીચાર નહી હોવા છતાં પણ તેને માન આપવા માટે ઉભો થઇ ગયો, અને સલામ કરી કુશળતા પુછી અરસપરસ હસ્તામેળાપ કરી પોતાને હાથે કુરસી આપી અને બેસવાનો ઇશારો કીધો, અને પછી પોતે પણ બેસી આવનારાના ચ્હેરાને નિહાળી નિહાળી તેને ઓળખવાના પ્રયત્નો કરવા લાગ્યો પણ તે તેને ઓળખી શકયો નહી, તેથી ઘણાં ઉંડા વિચારમાં પડી ગયો અને મનમાં કહેવા લાગ્યો કે આ માણસને હું ઓળખતો નથી, પ્રથમ મેં જોયો નથી છતાં એ મ્હારી પાસે અર્ધી રાત્રીએ કેમ આવ્યો હશે! ખરેખર એમાં કાંઇ ભેદ હોવો જોઇએ એવા વિચાર કરી તેણે આવનારાને સઘળી હકીકત પુછવાના ઇરાદાથી તઇયાર થયો. આવનારા માણસને ઘડપણના કારણથી તથા લાંબો રસ્તો કાપીને આવેલો હોવાથી એટલો બધો દમ ચઢી ગયો હતો કે તે બીચારો જલદી જલદી ચાલતા શ્વાસને રોકવાની કોશીશ કરતો હતો.

જ્યારે તેનો દમ લગાર ધીમો પડ્યો અને બોલી શકવા જેવી સ્થીતીમાં આવ્યો ત્યારે તેણે અરકાદયુ ના મોંહ સામે જોઇ કહયું:—

જાણવામાં આપ ઓઇરજના પુત્ર અરકાદયુસ હશો !

**અરકાદયુસ**—જી ! હા ! સાહેબ ! હુંજ ઓઇરજનો પુત્ર અરકાદયુસ છું; અને આપ ?

**આવનારો**—આપ લગાર થોભો, હું મ્હારૂં નામ હમણાંજ બતાવું છું. પરંતુ એ અગાઉ, હું તમને, જેને ચાહો છો તેના સોગન દઇ કહું છું કે, મ્હારી વાત લક્ષ દઇને સાંભળજો. તમે મ્હારૂં કહેવું માનો અથવા નમાનો એ તમારા અધિકારની વાત છે, પરંતુ મ્હારી સાથે કોઇ પ્રકારની તોછડાઇ ન વાપરતાં ધ્યાન રાખી હું જે કાંઇ કહું તે સાંભળજો અને મને જાનની અમાન આપી મ્હારા ઘર સુધી પહોંચાવજો, કેમ મરજી છે ?

**અરકાદયુસ**—(જેને ચાહો છો તેના સોગન સાંભળી આશ્ચર્ય સાથે આશ્વાસન પામી) હા; આપ કહો, હું એ વાતોનો એકરાર કરૂં છું આપની સાથે કોઇપણુ પ્રકારની તોછડાઇ વાપરવામાં આવશે નહીં અને આપને આપના ઘર સુધી સહી સલામત પહોંચાડી દેવામાં આવશે.

**આવનારો**—એમાં કાંઇ શક નહીં કે તમે મ્હારાથી વાકેફ થઇ ચુકયા પછી મ્હારો આવા નિડરપણા વિશે તાજુબીમાં પડશો પરંતુ એટલું યાદ રાખજો કે હું મ્હારા સાચા અંતકરણથી તમને કેટલીક શીખામણો દેવા આવેલો છું, જો તમે તે વાતોને માનશો તો ભલે, નહીં તો આવ્યો છું તેવોજ પાછો ચાલ્યો જઇશ.

**અરકાદયુસ**—આપે જે કાંઇ આજ્ઞા કરવી હોય તો ઘણી ખુશીની સાથે કરશો, હું ઉઠાવવા હાજર છું, પણ તે અગાઉ આપના નામ ઠામથી વાકેફ કરવાની કૃપા કરશો.

**આવનારો**—તમે ધીરજ ધરો ! હું તમને બધુ કહીશ પરંતુ ધીમે ધીમે ઉતાવળા થવામાં કાંઇ માલ નથી, પ્રથમ તો તમે મ્હારા કેટલાંક પ્રશ્નોના ઉત્તર આપો. હું અહીં તમારીજ રૂબરૂ બેઠેલો છું કાંઇ નાશી જઇ શકનારો તો છુંજ નહીં.

**અરકાદયુસ**—આપના એ પ્રશ્ન શું છે ?

**આવનારો**—(ખાંસીને તથા દાઢી ઉપર હાથ ફેરવીને અફસોસીભર્યા

મુરકરાયા સાથે તથા અરકાદયુસને સારી પેઠે ધુરીને) શું તમે ઓઈરજના પુત્ર અરકાદયુસ નથી? શું તમે મીસરમાં રહેલાં રૂમી ફોજના કમાનડર ઇન ચીફ ન હતા?

**અરકાદયુસ**—હા, હું એજ છું, એ તો મેં ક્યારનું કહી દીધું.

**આવનારો**—આજકાલ તમારા પિતાશ્રી ક્યાં બિરાજે છે?

**અરકાદયુસ**—નિશ્વાસ નાંખી કુસ્તુનતુન્યા ગયા હોય એમ લાગે છે.

**આવનારો**—શા માટે?

**અરકાદયુસ**—એ તો હું જાણતો નથી પરંતુ અનુમાન ઉપરથી કહી શકું છું કે તેઓ મિસરની ફોજના કમાન્ડર ઇન જનરલ હતા. અને તે દેશ તેમના હાથમાંથી નીકળી ગયો તેથી તેની જવાબદારી માટે શાહી દરબારમાં બોલાવવામાં આવ્યા હશે?

**આવનારો**—ઇસ્કન્દરિયા સંબંધે તમે શું અભીપ્રાય આપો છો?

**અરકાદયુસ**—(રખેને તે જાસુસ હોય અને હું તેની આગળ અમારૂં ડરપોકપણું કહી દેઉં અને પરિણામ માઠું આવે એવો ભય ઉત્પન્ન થવાથી વિચારમાં પડયા પછી) જો અમારા સઘળા સરદારો એકમત અને એક સંપીલા હોય તથા એકજ સૈનાધિપતિની આજ્ઞાને આધિન થાય અને જેની સામે દ્રઢતા અને હિંમતપૂર્વક લડાઇ શરૂ કરે તો હું ખાત્રીપુર્વક કહી શકું છું કે એક શું પણ લાખો ઇસ્લામી ફોજો અમને જીતી શકે નહીં.

**આવનારો**—મ્હારો પણ અભિપ્રાય એવોજ છે. પરંતુ તમે મ્હારા આ પ્રશ્નનો ઉત્તર ગોળ ગોળ નહીં પણ સ્પષ્ટ આપી દેશો. શું ઇસ્કન્દરિયામાં હાલ મુસલમાનોની ટકકર ઝીલી શકવા જેટલું બળ છે.

**અરકાદયુસ**—હા, શા માટે નથી! ટકકર ઝીલવી તો શું પણ તેમને નસાડવા જેટલું બળ છે?

**આવનારો**—હું દલીલ વીના કોઇ વાત માનતો નથી નહાનપણથી જેમને એવી ટેવ છે જ્યારે હજારો માણસો શેહેર છોડી છોડીને નાશી જાય છે. તેઓમાં માંહોમાંહે કુસંપનો પગ પેઠો છે તેમનું બળ દિનપર દીન ઘટતું જાય છે એ હું નજરો નજર જોઉં છું ત્યારે તમારી વાત કે ઇસ્કન્દરિયામાં મુસલમાનોની ટકકર ઝીલી શકવા જેટલું બળ છે, હું કેવી

રીતે માની શકું ! જે રૂમીઓની નિર્બળતા રૂમી રાજ્યમાં તડા પડી જવાને અને તેથી ઉત્પન્ન થયેલી રાજ્યની ગેર વ્યવસ્થાને આભારી છે.

અરકાદયુસ—( અજાણ્યો બની ) રૂમી રાજ્યમાં તડા કેવા !

આવનારો—તડા કેવા ! ! એ તો જગજાહેર છે હરકુળ શહેનશાહના મરણ શરણ પછી શહેનશાહના અને હકુમતના એટલા બધા દાવેદાર ઉભા થયા છે કે જેમની ગણુતરી મુશ્કેલીથી થઇ શકશે એ શું તમે જાણુતા નથી ? હશે ન જાણુતા હો તો એ વાતને હાલ પડતી મુકો અને બીજી સાંભળો, હરકુલના મરણુ પછી મોહટા મોહટા ટંટા પડયા; તેમનો પુત્ર કુસ્તુનતીન ગાદીએ આવ્યો તેણુ સો દીવસ સુધી રાજ્ય કીધું, પછી કોઇના ઝેહેર ખવડાવવાના કારણુથી મરણુ પામ્યો. સંભળાય છે કે તેની સાવકી માતા રાણીએ મારી તેને ઝેહેર દીધું હતું.

કુસ્તુનતીનને ઝેહેર ખવરાવી મારી નાંખવામાં આવ્યો એ સાંભળી અરકાદતુસે કશો શોક જાહેર કર્યો નહીં, કેમકે તે તેનો હરીફ હતો અને તેથી તે મનમાં ને મનમાં ખુશ થયો હોય તો ના કહેવાય નહીં. (આવનારો ડોસો પોતાનું વ્યાખ્યાન કર્યો જાય છે) કુસ્તુનતીનની પછી મારીએ પોતાના પુત્ર "હરકુંલનીયા" ને ગાદીએ બેસાડયો તેને પણુ માત્ર ગણુતરીના દીવસો રાજ્ય કરી, પદભ્રષ્ટ થવું પડયું અને "કુસ્તુનતીનનો પુત્ર" "ફીરસ્તાન" રાજ્યનો માલિક બન્યો આટલો બધો ફેરફાર સાંભળ્યા પછી તમે પુછશો કે હજુ એ ટંટા અને ફીસાદ બંધ પડયા નથી ? તો મારે દીલગીરી પૂર્વક જણુાવવું જોઇશે કે હજુ એ ટંટા ફીસાદ માંહોમાંહેની લડાઇઓ બંધ પડેલ નથી ચાર પાંચ મહીના જેટલી ટુંકી મુદતમાં ત્રણુ શહેનશાહ ગાદીએ આવ્યા શું એ વાત હીમ્મતને તોડનારી મનોને પાછા હઠાવનારી, નિશ્ચયમાં ભગાવનારી નથી ? ખરેખર એવીજ છે. જે રાજ્યની એવી દયાજનક સ્થીતિ હોય તે રાજ્યના સીપાહો શું લડી શકે ? શું બહાદુરી દેખાડી શકે ! તેઓ શું મોંહ લઇને રણુક્ષેત્રમાં ઉતરી શત્રુઓનો મુકાબલો કરે ! તેઓના મનમાં તો રાજ્યની ગેરવ્યવસ્થાની હોળી સળગેલી હોય અને જાહેરમાં લડવું પડે, તો એ લડાઇમાં કેવી રીતે ફતેહ પામી શકે ! લડાઇની હાર જીતનો આધાર સીપાહોની સંખ્યા ઉપર નહીં પણુ તેમની હીમ્મત અને ઉત્સાહ ઉપર હોય છે તો હીમ્મત અને

ઉત્સાહ એ બન્ને તો આપણા સીપાહોમાં કયારના નાશ પામી ચુકા છે. એટલે તેઓને શત્રુઓના મુકાબલામાંથી નાશી ગયા વી બીજું શું કરી શકવાના છે? અફસોસ! રોમન શહેનશાહત જે વિશાળ રાજ્યમાં આવી ગેરવ્યવસ્થા અને ગભ્ભડો ઉત્પન્ન થ જાણે તે શહેનશાહતને પાયમાલ કરી નાંખી, જોકે હમણાં તેનું ના નિશાન બાકી છે પરંતુ તેની આગલી જાહોજલાલી કયાં છે? ખરેખર હ તો તેના સ્વપ્નાએ નશીબ નહીં થાય, જો કે હું જીભ વડે આ વાતો ક છું પરંતુ મારૂં મન ભરાઈ આવે છે. હું રૂમી ઘરમાં જન્મ પામ્ તેમનામાંજ ઉછરી મોટો થયો. મ્હારી રગોમાં રૂમી લોહી જોશ મા રહયું છે. મ્હારા શરીરના સઘળા અવવ્યો ઉપર રૂમી લજ્જા રાજ્ય ક રહી છે. પરંતુ હું જોઉં છું અને આંખો ઉઘાડી જોઉં છું તો ચા તરફ નાઉમેદી અને નિરાશાજ દેખાય છે ભવિષ્ય અંધકારમાં છે. પરીણ મની ખબર નથી. અને છે તો એજ કે આપણે હવે સુસીબત અ સંકટોના દીવસોમાં પગ મુકી ચુકયા છીયે. આપણી ચઢતીના બદ પડતીના દહાડા શરૂ થઇ ચુકયા છે. આ જગતના આરંભથી કુદરતે એજ રંગ ઢંગ રહયો છે. તેણે મોહટી મોહટી સલતનતો–રાજ્યોની ચ તીના શીખરે પહોંચાડી પાછી પડતીના ઉડાં ખાડામાં નાંખી દીધેલ છે કુદરતનો નિયમ એવો ચાલતો આવેલો છે કે ચાલુ સ્થીતીથી પરીણા ઉલટુંજ આવે છે. ચઢતીનું પરીણામ પડતી અને પડતી બાદ ચઢતી, એ વૃક્ષ સારી પેઠે ફળે ફુલે છે તે કરમાવવા માટેજ, માણસ જન્મ પામે માણસાઇ ચઢતીના હદે પહોંચે મરણને શરણ થવા ખાતરેજ એવીજ રી મોહટા મોહટા રાજ્યો જન્મ પામ્યા છે, અને પછી નાશ પણ પામ્યા છે આરબોની પડતી સ્થીતી હતી તે હવે તેમના મહાન પૈગમ્બરના પ્રતા ચઢતીમાં બદ લાવવી શરૂ થઇ છે. તેઓના ભાગ્યનો સીતારો ચમકતે દીસે છે. ઇસ્કન્દરીયાને ફતેહ કેરી શકયા નહી અને આપણા સીપાહે તેમને દુર કરી શકયા તો શું એથી એવો અનુમાન કરી શકો છો કે રૂમી સીપાહો આરબોને મીસરની બહાર પણ હાંકી મુકી શકશે? નહી એવો અનુમાન તદન થઇ શકતો નથી કેમકે કીબ્તી પ્રજા આરબોન મદદગાર છે અને જયાં સુધી કિબ્તી પ્રજા તેમના પક્ષમાં છે ત્યાં સુધ એ બનવું અશકય છે.

અરકાદયુસ માથું નમાવી ડોસાની વાતો સાંભળી રહયો હતો તેની સઘળી દલીલોનો તેને કશો જવાબ સુઝતો નહતો, જ્યારે ફ્લિન્ટી પ્રજાનું નામ આવ્યું ત્યારે તેનું મન હલી ગયું અરમાનુસાનું સ્મરણ થયું અને તે એકદમ બોલી ઉઠયો કે ફ્લિન્ટીનું નામ મુકી દયો તેનો ખ્યાલ આવવાથી મ્હારા તન મનમાં અગ્નિ વ્યાપે છે. તે લુચ્ચાઓએજ આપણો દેશ ગુમાવવ્યો, તેઓએજ નિમકહરામી કરી પોતાની માલમીલકત અને દેશ આરબો જેવા જંગલીઓના હાથમાં સોંપ્યો. જો તે રાજદ્રોહી ફ્લિન્ટીયોએ આરબોનો પક્ષ લીધો ન હોત તો શું તમે ધારો છો કે આરબો આ દેશમાં પગ મુકી શકયા હોત ? એટલું કહી દાંત કચડાવા લાગ્યો.

ડોસો લગાર મુસ્કાયો અને અરકાદયુસની તરફ જોઇ બોલ્યો "હા એમાં કાંઇક શક નથી કે મકુકિસે પોતાના દેશ પ્રત્યે અને રાજ્ય પ્રત્યે નિમકહરામી કીધી. પરંતુ ન્યાયની નજરે જોતાં તેમાં એનો કસુર દેખાશે નહી તેને એમ કર્યા વગર છુટકોજ નહતો.

અરકાદયુસ—(ક્રોધ યુકત) કેમ કસુર દેખાશે કહીં કસુર તો ચોખ્ખો છે ?

ડોસો—હું તો કહી ચુકયો કે તેણે પોતાના દેશ અને પ્રજા પ્રત્યે રાજદ્રોહ ખચીત કીધો, પરંતુ તેણે દેશને કોઇ પ્રકારની કીંમત અથવા લાંચ લઇને વેંચ્યો નથી. તને રૂમી રાજ્ય પ્રત્યે એ પ્રમાણે વર્તયા વગર છુટકોજ ન હતો. નહિં તો તે પણ આપણી પેઠે રૂમી વંશનોજ છે તો વિચારવું જોઇએ કે તેણે રૂમી હોવા છતાં જ્યારે બેવફાઇ કરી ત્યારે તેમાં કાંઇ મોહટું કારણ હેવું જોઇએ શું તેને રાજ્ય દઉલત મળવાની હતી ? અથવા તેને કોઇની સાથે સગપણ બાંધવું હતું ? એવી કઇ બાબત હતી કે જેથી તેને એમ કર્યું ? મહારા અભિપ્રાયમાં ન તો તેને પોતાને રાજ્યની દઉલતની દરકાર હતી ન તે કોઇની સાથે સગપણ બાંધવા ચાહતો હતો. તેનું રાજદ્રોહ બનવાનું કારણ તદન જુદુંજ છે અને તે એવું છે કે તેનું કલંક તેની સીર આવી શકતું નથી. એ સરવે નામોશી આપણીજ છે તે બાપડાએ રૂમી પ્રજાના અને રાજ્યના જુલમોને હદથી વધી ગયેલા અને ફ્લિન્ટી પ્રજાને ત્રાહે ત્રાહે પોકારતાં જોયાં ત્યારે ઘણી દીલગીરી પુર્વક તેણે ફ્લિન્ટી પ્રજાને આપણા જુલમી પંજામાંથી

મુક્ત કરાવવા આ રસ્તો લીધો તમે વિચારો તો ખરા કે જે રહેમદીલ હાકિમ—ગવનર પ્રોતાના તાબાની પ્રજા ઉપર હમી પ્રજાના ન્હાના ન્હાના અમલદારોના હાથ વડે જુલમ થતો જુવે તેની નજરોમાં તેની પ્રજાને વાતવાતમાં લાત મારવામાં, તેની આબરૂ લેવામાં આવે, ન સાંખી શકાય તેવી ગાળો દેવામાં આવે, રાજ્યમાં કશો હક ન આપવામાં આવે, રાંક જેવી પ્રજા તદન કાયદા કાનુનને આધીન રહેલી હોય, રાજ્ય કરતી પ્રજાનું માન જાલવતી હોય છતાં તેની સાથે એવી નીચ વર્તણુંક ચલાવવામાં આવે, તેના મદિરો તોડી નાંખવામાં આવે, તેની મુર્તીઓનો નાશ કરવામાં આવે, તેના ધર્મ ગુરૂઓને દેશવટા દેવામાં આવે, કતલ કરવામાં આવે, તેના નજુમી જોશીઓને કેદમાં પુરવામાં આવે, સ્ત્રીઓની આબરૂનો કશો ખ્યાલ કરવામાં ન આવે, જો આબરૂદાર કિબ્તીને ધ્યાન નહીં રહેવાથી કોઇ અદના રૂમીને સલામ ન કરી હોય તો તેને બુટ વડે સખત માર મારવામાં આવે, તે હાકિમના મનમાં શું નહીં થતું હોય અને તે પોતાની ગરીબ ગાય જેવી પ્રજાને બચાવવા માટે શું નહીં કરે ! તમે પોતે જો એવીજ જગ્યાએ હોત તો શું કરો જે પ્રજા સદીઓને સદીઓ સુધી મોત કરતાં પણ વિશેશ સખત અપમાન અને જોર જુલમ મુંગે મોઢે સહન કરતી આવી હોય એવી પ્રજાથી શું તમે તાબેદારી અને આશા રાખી શકશો ! ઉચિત નહીં એવી પ્રજાને તક મળે ખરેખર તમારી વિરૂધ થઇ જશે અને તેથી હું કહી શકુ છું કે કિબ્તી પ્રજાએ ખરેખર આ નવા ફતેહ કરનાર આરબોની મદદ કરવા વડે પોતાની સ્વતંત્રતા અને અમન ચેન અને આબાદીને ખરીદી લીધી છે. હું તેના રાજદ્રોહનો ઇનકાર કરતો નથી પરંતુ તેની સાથે એટલું કહું છું કે કોઈ પણ પ્રકારના પઇસા વડે અથવા પક્ષા પક્ષી વડે દોરવાયા વીના, લોકોના રાજદ્રોહને લક્ષ પુર્વક સાંભળી તે ઉપર ઉંડતો વિચાર કરવો એ બુદ્ધિવાન પુરૂષનું મુખ્ય લક્ષણ છે, તમે વિચાર કરો અને પછી કહો કે એમાં કસુર કોનો છે ! જો આપણે કીબ્તીઓને ખુશ રાખી શકયા હોત, તેમના હકોનું સરંક્ષણ કરી શકયા હોત, આપ ણામાં અને તેમનામાં કશો ભેદ મણ્યો નહોત તો તેઓ કદી આરબોનો પક્ષ લેત નહીં, ચાલો હવે એ બધી વાતો પડતી મુકીએ. કહો વારૂ કે જો કિબ્તી પ્રજા આરબોનો પક્ષ ન લેતાં આપણા પક્ષમાં રહી આરબો સામે લડી હોત તો શું આપણે આરબોને હરાવી શકતા ખરા !

આરકાદયુસ—(જે અત્યાર સુધી માથુ નમાવી બેઠો હતો, તે લગાર ઉંચુ જોઈ) હા, હું એમ માનુ છું કે જો કીબ્તી પ્રજા આપણા પક્ષમાં રહી હોત તો આરબો હારી શકયા હોત, આરબો માત્ર જંગલી ઉંટચરા વનારા છે એમના ભાર શા છે!

ડોસો—તમે જુવાન છો તમારૂં લોહી ઉછળતું છે. માફ કરજો, અનુભવની ખામી છે. મને આશ્ચર્ય થાય છે કે તમે આ અગાઉ "એ રાક" "ફીલિસ્તીન" અને "શામ" જેવા બળવાન દેશોની, આરબોના હાથ વડે હાર, સાંભળી ચુકયા છો છતાં આવી વાતો કેમ કરો છો? તેમને બિન કવાયતી જંગલી ઉંટ ચરાવનારા ન ગણો. તેઓ મહાખં તિલા, અને એક સંપીલા છે, જે કામને હાથ ધરે છે તેને કદીએ પુરૂં કીધા વિના મુકતા નથી. તેઓએ જોત જોતામાં મહા બળવાન શેહરોને સર કરી લીધાં છે, તેઓએ શામ દેશમાંથી રૂમીયોને અને એરાકના દેશમાંથી પારસીયોને હાંકી મુકયા છે. હું તો એમજ માનું છું કે નિશ્ચય ખુદાવંદે આરબોને, આખા જગતમાં સુધારો ફેલાવવા, ન્યાય નીતિને પ્રસારવા, અને રૂમ અને ફારસની સલતનતોમાં, જુલમ અન્યાય અને અનીતિનો જે સડો દાખલ થયો છે તેનો નાશ કરવા મોકલ્યા છે. વહેલાં મોડાં તેમનીજ જીત છે. આરબો સાથના હમણાના પરિચય ઉપરથી, તેમની અને રૂમીયોની રીત ભાતમાં કેટલો ફેર છે એ તમે જોઇ શકયા હશો. કીબ્તી પ્રજાએ, રૂમીયોના વખતમાં જે જે જુલમો સહન કીધાં છે. તેનું સમરણ થવાથી શરીરના રૂંવાડા ઉભા થાય છે, અમે! રૂમીયોએ કેવા કેવા જુલમો કીધાં છે તેમના ઇબાદતખાના (પુજાસ્થાન ગીરજા અને ચર્ચનો નાશ કીધો. તેમની માલમેતા લુટી લીધી આબરૂદાર) કિબ્તીયો પાસે અદના અદના રૂમીયોની ગુલામી કરાવી. એવી સ્થીતીમાં પણ બાપડા કિબ્તીયો પોતાને જુલમથી છોડાવનારા આરબોનો પક્ષ લે તો તેઓ ઉપર બેવફાઇની નામોશી મુકવામાં આવે એ ખરો સમય! હારીજ બલીહારી છે!! વીચારો તો ખરા! રૂમીયોના જુલમોથી બચવા કિબ્તીયોએ ઉપાય લીધા તો તેમાં તેઓએ દોષપાત્ર શું કીધું? અને તેપણ કયારે જ્યારે રૂમીયોનો જુલમ તદન હદ અને સીમા ઓળંગી ગયો હતો ત્યારે! મેં સાંભળયું છે કે બાબુલની કીલ્લા બંદી માટે જ્યારે તમારૂં પોતાનું લશકર તેમાં દાખલ થયું અને કનીસએ મોઅલ્લકામાં પહોંચ્યું

ત્યારે રાહેબ સ્ત્રીઓને ઘણા અપમાનપુર્વક તે મંદીરમાંથી કાઢી મુકવામાં આવી, તેમાંની સર્વ મુર્તિઓનો નાશ કરવામાં આવ્યો! શું એ શરમ અને ધીક્કારપાત્ર વર્ત્તણુંક ન હતી? ખ્રીસ્તી પોતાના ખ્રીસ્તી ભાઇઓ પ્રત્યે એમ વર્તે એ કેટલી બધી નામોશીની વાત અને અધર્મપણું કહેવાય! જેવું રૂમીયોનું ચર્ચ તેવું કિબ્તીયોનું ચર્ચ! તફાવત શો હતો કે એવા કરરતા વાપરવામાં આવી! માત્ર એજ કે જાતી દ્વેષ ભાવ અને મિથ્યા અભીમાન.

આ વખતે અરકાદયુસ શરમનો માર્યો પાણી પાણી થઇ ગયો. કેમકે તેના તાબાના સીપાહીયોએ રાહેબ સ્ત્રીયો અને તેમના મંદીર પ્રત્યે એવી કલંગ લગાડનારી વર્તણુક ચલાવી હતી.

ડોસો—(પોતાની વાત ચાલુ રાખી) અને જુઓ! આરબો જેઓ ખ્રીસ્તી ધર્મ પાળતા નથી પણ મોહમ્મદન ધર્મ પાળે છે. જેમને તમે નહી સુધરેલા ઉંટ ચરાવનારા જંગલી કહો છો, તેમણે કીલ્લામાં દાખલ થઇ શું કીધું? જો કદાચ દાખલ થતાંજ લુટફાટજ ચલાવત તો તદ્દન બ્યાજ બીજ હતું કેમકે તેઓએ શતરનો દેશ જીતી લીધો હતો.

અરકાદયુસ—(અજાણ્યો બની) તેઓએ દાખલ થઇ શું કીધું?

ડોસો—તમે જાણતા નથી એ નવાઇની વાત છે? કારણકે તેમના એ કામની ખુબી તો ચારે તરફ ગવાય છે. તેઓ કિબ્તી ખ્રીસ્તીઓના મંદીરમાં એજ મંદીરમાં કે જેમાં તમારા સીપાહીયોએ જોર જુલમથી પડાવ નાંખ્યો હતો અને રાહેબા સ્ત્રીઓનું અપમાન કર્યું હતું, એવા માનપુર્વક દાખલ થયા કે જાણે પોતાનાજ ધર્મના પુન્યસ્થાનમાં જતા હોયની!! એક ખ્રીસ્તી મંદીરને, એક ખ્રીસ્તી માન આપી શકે છે. તેવુંજ માન તેઓએ એ મંદીરને આપ્યું. રાહેબા સ્ત્રીઓનું અપમાન કરવાને બદલે તેમને બોલાવીને દીલાસો દીધો. તેમને, હમેશના ધારા મુજબ મંદીરમાં રહેવાની પરવાનગી આપી. વળી સાંભળો! તમે કિબ્તીયોના બીતરીક બન્યામીનને દેશવટો દીધો હતો, આરબોએ પોતાના માણસ મોકલી તેને ઘણા માનથી મીસરમાં બોલાવ્યો અને તેને તેના હોદા ઉપર નીમી દીધો. એક મોહટી સભા સન્મુખ, તેની બીજી વારની નીમણુંકનું ફરમાન ઘણીજ નરમી સાથે વાંચી સંભળાવ્યું, અને તેની સાથે ઘણા સારા સલુક

કર્યા. મેં તો એટલે સુધી સાંભળ્યું છે કે આરબ મુસલમાનો, માત્ર માણુસ જાતનું રક્ષણ કરનારા છે એટલું જ નહીં પણ એકંદર રીતે જીવ રક્ષા કરનારા છે. તેઓ ન્હાના ન્હાના પક્ષીયોના બચ્ચાંઓને સંતાપતા નથી. જ્યારે તેઓ બાબુલના કીલ્લાથી રવાના થયા ત્યારે પોતાની છાવણી માંનો એક તંબુ તેઓએ ત્યાંજ પોતાની પાછળ આટલા માટે રહેવા દીધો હતો કે તેમાં કબુતરોએ પોતાના બચ્ચાં કાઢયા હતા. જો તે વખતે તંબુ ઉપાડી લેવામાં આવત તો એ સર્વ કબુતરના બચ્ચાંઓનો નાશ થાત.

મકુકિસનો રૂમી પ્રજા પ્રત્યે ધિક્કાર અને આરબો પ્રત્યે પ્યાર કરતો જોઇ શા માટે દોષ દેવામાં આવે છે? તે બીચારો, આ કાનેહ આરબો પાસેથી પોતાના માટે શું લેવા માગે છે? તે માન મરતબા, માલ દોલત જેવી વસ્તુઓનો ભુખ્યો નહતો. રૂમીયોનો જુલમ હદથી વધી સહન ન થઇ શકવા જેટલે દરજ્જે પહોંચ્યો હતો. કિબ્તીયો તેમના રાજ્યમાં પાયમાલ થઈ ગયા હતા, એટલે લાચારીએ તેને એ રસ્તો લેવો પડયો. હું ના નથી પાડતો કે તેણે નમકહરામી કીધી નથી. પરંતુ તેની હરામીનું રૂપ જુદું છે. સાર્વજનિક કલ્યાણના હેતુથી લેવાયલું પગલું, વ્યક્તિના સંબંધમાં નમકહરામી ગણાતી હશે. પણ હું તો એવી નમકહરામીને લાચાર અને નિરાધાર પ્રજા તરફથી લેવા એક બદલાનું, વ્હારે ધાવાનું, પ્રજા દાઝનું અને વેરનું નામ આપીશ. તે હેબતનાક ડોસો વાત કરતી વખતે એટલો બધો ઉશકેરાએલો હતો કે તેના હોઠ હલતા હતા, દાઢીના વાળ ઉભા થઇ ગયા હતા. આંગળીયો કાંપતી હતી અને તે પોતાનાં આપામાંથી નીકળી ગયો હોય એમ લાગતું હતું. અરકાદયુસ માથું નમાવી સર્વ વ્યાખ્યાન સાંભળતો હતો. અને એ ડોસાની દલીલો ઉપર અને તે કોણ હશે અને શા માટે આ વાતો કહેવા આવ્યો હશે વીગેરે આ વાતો ઉપર વિચાર કરતો હતો તેના મનમાં એ ડોસા પ્રત્યે માનની લાગણીઓ પ્રગટ થઇ ચુકી હતી તેના એ વ્યાખ્યાને તેના મન ઉપર પુર્ણ અસર કીધી હતી અરકાદયુસને લાગતું હતું કે ખરેખર તેમની હાર રૂમીયોના જુલમ અને અન્યાયનેજ આભારી છે અને તેનો દોષ કિબ્તીયોને નહિં પણ રૂમીઓનેજ ઘટે છે. ચતુર ડોસો તેના ચ્હેરા ઉપરથી તેના મનની સ્થીતી કળી ગયો હતો તેથી તેણે પોતાનું વ્યાખ્યાન થોડી વાર માટે પુર્ણ કીધું હતું. અરકાદયુસ વિચાર કરવાથી અને તેના મનમાં ઉલટા સુલટા આવતા

તરંગોથી એટલો અકળાયો હતો કે તે પોતાની જગ્યાએથી ઉભો થઇ ઓરડામાં આમ તેમ ફરવા મંડ્યો. ડોસો જોઇએ તે શું કહે છે એ સાંભળવા આતુર, તેના ચ્હેરા સામે જોતો બેઠો હતો.

અરકાદયુસ—(ફરતા ફરતાં ઉભો રહી) સાહેબ આપે મને જે સઘળો બોધ દીધો તે સર્વનો સારાંશ શું છે?

ડોસો—સારાંશ! પુત્ર! સારાંશ! એ તો ચોખ્ખો છે એટલોજ કે તમે તમારા જીવને જોખમમાં ન નાખો, તમે જાણતા હશો કે સઘળા રૂમી સરદારો દુમ દબાવી કૈદીયાલ મુરગાની પેઠે નાસતા જાય છે કેટલાંક તો નાશી ચુકયા છે અને કેટલાંક તઇયારીમાં છે તો તમારે પણ તમારૂં પોતાનું સંરક્ષણ કરવું અવશ્યનું છે. હું જાણું છું કે તમારી ખાનદાની અને બહાદુરી એવી નથી કે તમે લડાઇથી ડરી નાશી જાઓ અથવા શત્રુઓની તાબેદારી કબુલ કરો, તો પણ આવા વખતે અલગ થઇ પોતાની હઠ ઉપર કાયમ રહેવું અને હાથે કરીને બળતી હોળીમાં હોમાવું એને હું પસંદ કરતો નથી તેમજ એવી બહાદુરીને બહાદુરી નહીં પણ ગાંડા પણ અને દીવાનાપણું ગણું છું અરકાદયુસે—ત્યારે મ્હારે શું કરવું જોઇએ ? (કાંઇક ગભરાટમાં અને કાંઇક ક્રોધમાં પુછ્યું) ડોસાએ તરતજ જવાબ આપ્યો કે! જે જગાએ તમને કશી આળ ન આવી શકે એવી સલામતીની જગ્યાએ તમારે ચાલ્યા જવું જોઇએ અને જ્યારે લડાઇ પુર્ણ થઇ જશે ત્યારે આરબો પોતે તમને માનપુર્વક બોલાવી લેશે અને એ વાત તો નકકી માની લેવી કે ઇસ્કન્દરીયા આરબોના હાથમાં ગયા વિના રહેનાર નથી આજ કાલમાં આરબોની સત્તા જામવામાં છે. આ છેલ્લું વાકય પુર્ણ કરી ડોસાએ એક નિશ્વાસ નાંખ્યો અને પછી પાછું વ્યાખ્યાન આગળ ચલાવ્યું અફસોસ ઇસ્કન્દરીયા કયું ઇસ્કન્દરીયા ?

એ ઈસ્કન્દરીયા કે જે આખી દુન્યામાં અનુપમ દારૂલઇલ્મ (યુનીવર્સીટી) ના નામે પ્રખ્યાત હતું. તેની ખુબસુરતીની અને વેહપાર વૃદ્ધિની વિખ્યાતી ચારે તરફ પ્રસરેલી હતી અને સુધારા અને સીવીલીઝેશનના નમુના રૂપ હતું. તેની કેવી માઠી દશા ? કે જેની સર્વ દુરદુર દેશાવરથી વિદ્યાર્થીઓને ખેંચી લાવી પ્રખ્યાત પાઠશાળાઓ, મ્હોટા મોહટા પુસ્તકાલયો (લાયબ્રેરીઓ) ભવ્ય અને દિવ્ય મંદિરો, બજારો મ્હેલાઓ, મેહલો, હવેલીઓ, સડકો, અને અસંખ્ય હમ્માઓ—હાવજીયાઓ અથવા બાટસ, પરદેશીઓના

કબજામાં જવાની તઈયારીમાં છે, અરકાદયુસ એનો ખ્યાલ કરતાં મ્હારા જીગરના ટુકડે ટુકડા થઇ જાય છે. હૃદય ભેદાઇ જાય છે, પણ ઉપાય શો?

અરકાદયુસ—(ક્રોધથી) અરે તેઓની શી હસ્તી છે કે તેઓ ઇરકન્દરીયા ફતેહ કરી શકશે?

ડોસો—હું આપને જે કહું તે સત્ય માનો, મ્હારો અનુભવ ઘણો લાંબો છે. મેં આવાં ઘણા કટાકટીના વખત જોયા છે. જો તેઓ પહેલા હુમલામાં કબજે નહીં કરી શકે તો બીજા ત્રીજા હુમલામાં તો ખચિત કબજે કરી શકશે જો તમે તેમની સામે લડવામાં અને તેમને દુર કરવાની કોશીશોમાં સજડ અને દ્રઢ રહેશો તો માત્ર એટલો ફાયદો પામશો કે તમારૂં નામ લડવઇયાઓમાં ગણાશે. અને હું માનું છું કે તમે સંતાઇ રહેવાની અથવા નાશી જવાની કોશીશ તો નહીંજ કરો—'

અરકાદયુસ—સંતાઇ રહેવું અને ન્હાસી જવું બાયલાઓનું કામ છે. મરદોનું કામ છાતીને ઢાલ બનાવી મોખરે રહેવાનું છે અને અપજશ પછી જીવતા રહેવું એ શરમ ભર્યું છે.

ડોસો—(મુસ્કરાઇને) હજુ સુધી તમારમાં જવાનીનો જોશ છે, તમારો સ્વભાવ જવાનોના જેવોજ આકળો છે. મને લાગે છે કે તમને ફિકર ચિંતામાં નાંખવા જેવું કશું નથી. મેં માન્યું કે તમે દુન્યામાં તદ્દન એકલા છો, તમે કોઇને ચાહો છો ન કોઇ તમને ચાહે છે તો પણ મ્હારી બુદ્ધિ અને અનુભવ તમને એજ સલાહ આપવા સુચવે છે કે તમે જો આ લડાઇથી અળગા રહેશો તો તમને કશું કલંક લાગશે નહીં. હા જાણી જોઇને મરણના મોંહમાં પડવું હોય તો હું ના કહેતો નથી, પણ તેથી તમારી નામના વધે એમ માનશો નહીં તેથી તો ઉલટી બદનામી થશે. અને લોકોની નજરમાં મિથ્યાભીમાની અને દીવાના ગણાશો, હજુ આ દુન્યામાં આરબોની સાથેની લડાઇમાં કપાઇ મરવા કરતાં વધારે ઉપયોગી કામ કરવાના બાકી છે દુન્યામાં હજુ તમને એવા માણસો મળશે જેઓ તમારા ખરા મીત્ર અને સાચા શુભેચ્છક હોય તમારી જીંદગીની સાથે તેમની જીંદગીનો આધાર હોય અને તમારા મરણની સાથે તેમનું મરણ પણ નીપજે, હું એક અનુભવી ડોસો છું, દુન્યાની ધુપછાંવ અજમાવી ચુકયો છું મ્હારૂં મન પરીક્ષાની કસોટી ઉપર ચઢી ચુકેલું છે.

અને ઘણાં કીમતી સંજોગો અને તેના કીમતી પરીણામોનો મોહટો ભંડાર મ્હારી સ્મરણ શકિતના કોઠારમાં ભરી રાખ્યો છે. માટે મ્હારી વાત સાંભળો, રૂમી રાજ્યનો છાંયો મિશર અને શામના દેશોમાંથી સદાને માટે દુર થયો તેના જુલમ અને નિર્બળતાને લીધે ઘણા દેશ તેની સત્તામાંથી નીકળી ગયા. અને એ બધું કેમ થયું ? એક તો એમ કે રૂમીયોએ ન્યાયને ન ગણકારતાં જુલમ શરૂ કર્યો અને બીજું એમ કે તેઓમાં ધાર્મીક વિશેષતાએ પગ પેસારો કર્યો કુસંપ વધી પડયો જે બાબતમાંથી કશો સાર નીકળવાનો ન હોય એવી બાબતોમાં ઝગડા કરવા મંડયા. જે બાબતની ખુદાની આશા ન હતી તે બાબતને માનવા લાગ્યા. મ્હારો આ મત આજનો કાંઇ નથી. હું વર્ષો થયાં એ અભીપ્રાય આપતો આવ્યો છું મ્હારા એજ અભીપ્રાયને સાંભળીને રાજ્યકર્તા હાકિમો મ્હારા ઉપર ગુસ્સે થયા હતા અને મને દેશવટો દીધો હતો, અને પ્રકાર પ્રકારના દુઃખ દીધા હતાં અને મેં તેમનાં જુલમો મોહટું મન રાખી સહન કીધા અને મને જે વ્યાજબી લાગ્યું તે કહયા વીના રહયો નહી, હું હમેશાં એ વાત કહેતો આવ્યો છું અને હમણાં તમને પણ કહું છું.

અરકાદયુસ—શું હવે આપ આપનું મુબારક નામ જણાવશો ?

ડોસો—તમે મને અમાન (સલામતી) આપવાનું વચન આપ્યું છે અને કુળવાન માણસનું કામ છે કે જીવ જતાંએ વચનનો ભંગ કરવો નહી. શું તમે તમારૂં વચન પાળશો ?

અરકાદયુસ—આપે કશી ભીતિ રાખવી ન જોઇયે. આપ વૃદ્ધ અને પુજ્ય છો આપનું માન મ્હારા ઉપર ફરજ છે.

ડોસો—ત્યારે હું કહું છું કે મ્હારૂં નામ યહયાનહવી છે.

અરકાદયુસે એ વૃદ્ધને ઓળખી લીધો કેમકે તે ઇસ્કન્દરીયામાંના પ્રખ્યાત વિદ્વાનોમાં એક હતો તે કિબ્તીઓની પેઠે યએ કુબી ધર્મ પાળતો હતો તેથી રૂમીયો તેને ઘણું દુઃખ દેતા હતા. એ બાબત ખરી છે કે એવા માણસની અસર મન ઉપર ઘણી પડે છે. એરીજ રીતે યહયાના બોધની ઘણી અસર અરકાદયુસના મન ઉપર પડી.

ત્યારબાદ એ વૃધ્ધે જેને હવે આપણે યહયાના નામે યાદ કરીશું, અરકાદયુસની પાસે વિદાય થવાની રજા માંગી અરકાદયુસે ઘણાં અદબ

અને માનથી તેના હાથ પગ ચુમી વિદાય કીધો, અને એક સીપાહીને હુકમ આપ્યો કે "જા આ વૃદ્ધને તેના ઘર સુધી પહોંચાડી આવ." યહુંયા રવાના થઇ ગયો. અરકાદયુસ પોતાના ઓરડામાં પલંગ ઉપર જઇ સુઇ ગયો. તેના કાનોમાં યહુંયાના બોધના શબ્દો ઝણકારા કરી રહ્યા હતા. અને મુખ્યત્વે કરીને તેનું આ વાકય કે "શું તમે કોઇને ચાહતા નથી?" અને "બીજા ઘણાં માણસોની જીંદગીનો આધાર તમારી જીંદગી ઉપર છે." તેના મગજમાં ચક્કર ખાઇ તેના તનમનને બેચૈન બનાવી દેતા હતા. અરકાદયુસે ઓરડાનો દરવાજો બંધ કરી લીધો અને એક ન્હાની બારીની પાસે બેસી કીલ્લાની બહારના મેદાનમાં જે આરબોની છાવણી સુધી ફેલાયલું હતું, નજર દોડાવવા કહ્યું તે "અફસોસ રૂમીરાજ્યનો સીતારો અસ્ત થવા બેઠો છે." શામ અને મિસર જેવા કિમતી અને સુવર્ણના દેશો રૂમીઓના કબજામાંથી નીકળી ગયા. ઇસ્કન્દરિયા કે જે પુર્વ દેશોની વિદ્યાનું મુખ્યબિંદુ અને વેપારનું મથક હતું તે પણ રૂમીઓના હાથમાંથી જવા બેઠું છે. અરે તેની એવી સ્થિતિ થઇ ગઇ છે કે અકલમંદ અને દુરઅંદેશ માણસો તેની તબાહી અને બરબાદીની ભવિષ્ય વાણીઓ કરે છે!! અફસોસ! ઇસ્કન્દરિયાની એવી નાજુક સ્થિતિ!! અને ઉપરથી યહુંયાનો પ્રશ્ન કે તને જોરૂ છોરૂ નથી! મ્હારા મન ઉપર સખ્ત ચોટ કરે છે મને શા માટે જોરૂ નથી? અરમાનુસા! પ્યારી અરમાનુસા! મ્હારી પ્રાણ આધાર અરમાનુસા! મ્હારી માનવંતા પત્નિ છે. જો મ્હારા ઉપર કશું સંકટ આવ્યું તો તેણી તેની અસરથી બચશે નહીં. આવા તર્ક વિતર્કોમાં ફસી અરકાદયુસ સ્તબ્ધ બની ગયો. તેને પોતાનો જીવ બચાવવો અગત્યનો જણાયો, અરમાનુસાથી લગ્નની ગાંઠે બંધાવાનો ખ્યાલ તેના બહાદુરી ભર્યા અને હિમ્મતભર્યા વિચારોને પાછા હઠાવવા મંડયો. જો કે અંદરથી મન તેને લડાઇમાં ન જોડાતાં ઇસ્કન્દરિયા છોડી જવાનું સુચવતું હતું, પણ તે એમ કરી શકે એ તેને મુશ્કેલ લાગતું હતું, તેના સ્વભાવમાં રહેલી લજ્જા (ગઇરત—હમીયત) તેના નાહિમ્મતીના વિચારોને પ્રબળ થતાં અટકાવી અને દાબી દેતી હતી. એવી રીતે અરમાનુસાના પ્રેમની ખાતર ન લડતાં ઇસ્કન્દરિયા છોડી જવાના વિચાર, અને લજ્જા તથા ગઇરત—હમીયતના વિચાર વચ્ચે તકરાર ચાલતા ચાલતા રાત્રી પસાર થઈ ગઇ અને તે હજુ એમને એમ હા, ના માંજ રહ્યો.

બીજે દહાડે સંધ્યા સમયે મરકસ અરકાદયુસને મળવા આવ્યો. અરકાદયુસ મરકસનો ચ્હેરો જોતાંજ બેચેન થઇ ગયો. તેને યાદ આવ્યું કે બાબુલના કીલ્લાના ઘેરા વખતે આવા ભયભિત સમયે તેજ મને મળવા આવ્યો હતો અને પાછો એવીજ કાંઇ વાત લાવ્યો હોય તો નવાઇ નહીં.

મરકસ અરકાદયુસના ઓરડામાં દાખલ થઇ સલામ બજાવી ચુપ ઉભો રહ્યો.

**અરકાદયુસ**—કેમ મરકસ શા માટે આવ્યો છે! છે તો સહુ કુશળતા ને!

**મરકસ**—હા સાહેબ સહુ કુશળતા (પછી પાછો ચુપ થઇ ગયો.)

**અરકાદયુસ**—મરકસ આજ શું છે? જે કાંઇ બોલતો નથી? ન તો કાંઇ વાત કહે છે ન કાંઇ સમાચાર સંભળાવે છે અને આટલો બધો ગભરાએલો કેમ દેખાય છે?

**મરકસ**—નારે સાહેબ, ગભરાએલો શાનો? (પાછો ચુપ)

**અરકાદયુસ**—ગભરાએલો તો ચોખ્ખો દેખાય છે? જોની પુછ્યું તેનો જવાબ આપી પાછો ચુપ થઇ ગયો! શું પ્યારી અરમાનુસાને કાંઇ દુઃખ તો નથી ને.

**મરકસ**—નહીં, નહીં, તેને દુઃખ શાનું? પરંતુ એટલું કહીશ કે તેણી આજકાલ આપના માટે ઘણી તલવલે છે સૌમે કબીર (મોહટો રોઝો) નો દિવસ પસાર થઇ ગયો પણ તે બાપડીના સંકટો પસાર થઇ શકયા નહીં. ખરૂં પુછો તો આ અઠવાડીયું તેણી માટે ઊસ્બુએ આલામ (રંજ અને મુશીબત)નું અઠવાડીયું હતું આજ ખમીસે સઉદનો (ગુરૂવાર) તહેવાર છે, શાહઝાદી સવારે સ્વપ્નમાં બ્હીનેલી જાગ્રત થઇ અને ગભરાટમાં ને ગભરાટમાં મ્હારી પાસે દોડી આવી, અને મને કહ્યું કે તું હમણાંને હમણાં મ્હારા પ્યારા પાસે જા અને તેને મ્હારા સલામ પહોંચાડી, મ્હારા વિયોગ દુઃખના કારણથી થએલી સ્થીતીને વર્ણવી એક દીવસ માટે મહેરબાની કરી અહીં પધારવાનું કહે, "અને તેને તેડીનેજ આવજે. ન માને તો મારી તરફથી ઘણો કરગરજે," માટે હું આપની પાસે આવ્યો છું આવતી કાલ શુક્રવારનો દીવસ છે, જો ચાલો તો કાલે આપ અને તેણી બન્ને ચર્ચમાં ભેગા પ્રાર્થના કરજો.

અરકાદયુસ—કયા ચર્ચમાં ?

મરકસ—કોદેશ બુલસના ચર્ચમાં.

અરકાદયુસ—તે ચર્ચ કયાં આવેલું છે ?

મરકસ—તે ત્યાં મરયુતમાંજ છે.

અરકાદયુસ—( ગુસ્સા પુર્વક ) જેવી રીતે બાબુલના કીલ્લાના ઘેરા વખતે હું બાબુલને છોડી ગયો હતો તેવી રીતે ઇસ્કન્દરીયાને પણ છોડી જાઉં એમ તું ઇચ્છે છે ? નહીં નહીં મ્હારાથી એ બનશે નહીં.

મરકસ—અરકાદયુસને ગુસ્સો થએલો જોઇ ડરી ચુપ થઇ ગયો.

અરકાદયુસ, ભ્રમર ચઢાવી, કપાળ પર કરચોલીયો પાડી ગુસ્સામાંને ગુસ્સામાં આખા રૂમમાં ફરવા મંડયો, કદી તો તે તલવારના કબજાને સંભાળતો અને કદી બારીમાંથી બહારના મેદાનમાં નજર નાંખતો. મરકસ દૂર ઉભો રહયો હતો. જ્યારે ઘણી વાર લાગી ત્યારે તેણે હિમ્મત કરી આગળ વધી કહયું હજુર ! આપ મને માત્ર એક વાત અરજ કરવાની રજા આપશો ?

અરકાદયુસ—( ફરતા ફરતા ઉભા રહી ) બોલ શું કહેવું છે ? પરંતુ યાદ રાખજે કે બાબુલનો કીલ્લો છોડવાની મ્હારા ઉપર જે નામોશી આવી છે તે નામોશી મ્હારા જીગર ઉપર દાગ સમાન છે. અને બીજી વાર એવી નામોશી લેવા જેવી મુર્ખાઇ હું કદી નહીં કરૂં.

મરકસ—આપના ઉપર કોઇ પણ પ્રકારની નામોશી આવે એતો હું એ ચાહતો નથી. પરંતુ એટલું યાદ દેવરાવું છું કે આપે એક જાહુને, પ્રેમ નભાવવાનું અને તેનું રક્ષણ કરવાનું વચન આપેલું છે. અને વચમાં ખુદાની પાક જાતને રાખી છે. આપે પ્રતિજ્ઞા લીધી છે. એ બાબતને લક્ષમાં રાખી આપે જે કરવું હોય તે કરજો મ્હારે કશો વાંધો નથી.

અરકાદયુસ, આ સભ્યતા ભર્યો ઠપકો સાંભળી સ્તબ્ધ બની ગયો, તેના ઉપર છન્નાટો છાઈ ગયો. અને થોડી વાર કાંઇ વીચારી બોલ્યો "મરકસ ! તું એથી શું કહેવા માગે છે ? હું અરમાનુસાને ભુલ્યો નથી ! અને ભુલીશ નહીં ! પરંતુ શું કરવું ? હાલ ઇજ્જત આબરૂનો સવાલ છે. તેથી આ જગ્યાને છોડી શકતો નથી, અને મ્હારા ધારવા પ્રમાણે,

નો ભરથાર આ દુન્યામાં નામર્દ, બ્હીકણુ, અને રણુક્ષેત્રને છોડી નાશી
રાના નામથી વગોવાય એતો તેણી પણુ પસંદ કરશે નહીં.

મરકસ—પરંતુ જ્યારે ઇરકન્દરીયા ઉપર પાયમાલી અને બરબાદીનું
ı છવાયલું હોય અને આરબો જેવા ખુંખ્વાર શત્રુઓથી ઘેરાયલું
. અને તે બચવા પામે એવી આશા, તેને રક્ષણુ કરનાર ફોજે અને
પ્રતિદિન નાશી જવાથી, રહી ન હોય ત્યારે જાણી જોઇને હોળીના
ીયેર પેઠે હોમાયા કરતાં બાજુ પકડવી નામોશીનું કારણુ નથી. હું
ı કહેવા માંગતો નથી કે આપ બહાદુર અને શુરવીર નથી, યા આપ
થી ડરો છો, બલ્કે આપ જ્યાં સુધી જીવમાં જીવ હોય ત્યાં સુધી
ારા વિરલા નર છો, પણુ આપના એ પગલાથી, અરમાનુસા ઉપર
દુઃખના દાવાનળ આપી ચઢે તેનો માત્ર ખ્યાલ કરશો.

અરકાદયુસ અત્યંત ગભરાઇને વળી આમ તેમ ફરવા લાગ્યો, મર-
તે ઠેકાણે આવે અને લડાઇથી અળગો રહે એવી દોઆ કરવા લાગ્યો.

થોડી વાર અરકાદયુસ વળા પાછો મરકસની પાસે આવી ઉભો
ı અને પોતાની તલવાર તરફ ઈશારો કરી બોલ્યો—મરકસ હું આ
લામાંથી નાશી જાઉં એમ શું તું ચાહે છે? શું હું મ્હારી આ તલ-
ી પણુ ન શરમાઉં? અરે મ્હારાથી શરમના માર્યા મોહું દેખાડાશે! લોકો
શું કહેશે! કહેશે કે લડાઇની અગાઉ તો ઘણી ફીશીયારીયો મારતો
અને લડાઇની અણીયે નાશી જતો હતો. હું બહાદુર ઓઇરજનો
અને અરમાનુસાનો ભરથાર છું. મ્હારાથી એવી નામોશી સેહવાશે
. સાંભળ! જો હું આ કીલ્લામાંથી નીકળી ગયો અમે મ્હારી ગેર
રીમાં ઇસ્કન્દરિયાનો પરાજય થયો તો મ્હારે ખરેખર આપઘાત કરવો
ો. માટે મરકસ! તું હમણા મને મુકી દે! મેં જે રાજ્યનુ લુણુ
ં છે તે રાજ્યનું લુણુ હલાલ હરીશ. લુણુ હરામી કહેવરાવવા કરતાં
ોના હાથથી હજારો ઝખ્મો ખાઇ સુઇ રહેવું ઘણું જશવંત છે.
ા દેશનું રક્ષણુ કરવું એ મ્હારી પહેલી ફરજ છે. અને તે ફરજ
વતાં જો હું જીવતો બચ્યો તો એક આબરૂદાર, માનવંત અને કુળવંત
જેવી જીંદગી ભોગવીશ અને કદાચ માર્યો ગયો તો આબરૂની મોતે
ગણાઈશ અને અમર નામ પાછળ મુકીશ. અને તેથી અરમાનુસાને

મગરૂર રહેવાનું કારણ મળશે. તેણી કદી શકશે કે મ્હારા બહાદુર અને શુરવીર કારભારે પોતાના દેશ અને રાજ્યની સેવા બજાવવામાં જીવ આપ્યો છે, અને નહીં તો તેની આગળ જ્યારે જ્યારે ઇસ્કન્દરિયાનું નામ લેવામાં આવશે ત્યારે ત્યારે તેનો પતિપણ રક્ષણ કરવું મુકી દઈ નાશી જનારાઓમાંનો એક હતો એ ખ્યાલ આવવાથી શરમાવું પડશે.

અરકાદયુસની હઠે અને દઢ સ્વભાવે મરકસને આશ્ચર્યમાં નાંખી દીધો, તેણે જોયું કે હવે તે મ્હારા ફંદામાં ફસી શકશે નહીં. તેને લાગ્યું કે તેના માથા ઉપર ધુનનું ભુત અસવાર છે. તેને ખાત્રિ થઇ કે તે પોતાનો જીવ આપ્યા વિના નહીં રહે. અને તેથી તે એકદમ રડી પડ્યો અરકાદયુસ મરકસને ઘણો ચાહતો હતો. તેને રડતો જોઇ તેના મન ઉપર ઘણી અસર થઇ અને તેથી તે મરકસની પાસે આવી તેનો હાથ પકડી બોલ્યો મરકસ તું શા માટે રડે છે! શું તું અરકાદયુસના મોતથી બીહે છે! મારા સાચા મિત્ર મોત કાંઇ એવી વસ્તુ નથી કે જેનાથી દાના અને ડાહ્યો પુરૂષ બીહે, પણ એથી ઉલટાં નામોશી અને અપમાન બીહવા પાત્ર વસ્તુઓ છે. મરકસ હું આ જગતના કર્તાની પ્રતિજ્ઞા લઇ કહું છું કે તેં મ્હારા ઉપર જે કૃપાઓ કીધી છે તે માટે ત્હારો આભારી છું હું તને કેટલો ચાહું છું એ મ્હારૂંજ મન જાણે છે, તેં મ્હારા માટે અરમાનુસા માટે અનેક વિંટમ્બણાઓ લઇ જે કાંઇ કર્યું છે તેની અસર મ્હારા અને અરમાનુસાના મનપર નથી એમ કદી માનીશ નહીં, અમે બન્ને ત્હારો અત્યંત આભાર માનીયે છીએ. અમારા પ્રત્યે ત્હારી આવી લાગણીઓ જોઇ મને સંતોષ થાય છે. જો હું દેશની સેવામાં કામે આવ્યો તો માત્ર તુંજ એક માણસ એવો છે કે જે–અરમાનુસા–મ્હારી પ્યારી અરમાનુસાને દીલાસો દઇ શકશે અને તેની સંભાળ રાખી શકશે. આટલું કહી તેની આંખોમાં આંસુઓ ભરાઇ આવ્યા. તે એકદમ મરકસની પાસેથી ઉભો થઇ ગયો અને બારીની પાસે આવી આરબી છાવણી તરફ નજર નાંખવા મંડયો, તે વખતે પુનમનો ચંદ્ર આખા બ્રહ્માંડને રૂપેરી ચાંદનીથી ઝગમગાવી રહયો હતો જેનો પ્રકાશ શહેરની આસપાસની વાડીઓના વૃક્ષો ઉપર પડી ધુપ છાંવ જેવો દેખાવ દઇ મનરંજન કરી રહયો હતો. એવા વૃક્ષોમાંના ઘણા ખરા વૃક્ષો ખજુરીના હતા. માત્ર એક વિશાળ મઇદાન બાજુએ હતું તેમાં વૃક્ષો ન હતા અને તેથી તેમાં આરબોએ પડાવ નાંખ્યો હતો. કેટ

લીક વાર સુધી અરકાદયુસ આ આનંદ પમાડનારા દેખાવને જોતો રહયો પણ મન ચિંતાથી ભરપુર હોવાના કારણે તેને તેથી કશો આનંદ પ્રાપ્ત થયો નહીં. મરકસ ઉભો ઉભો ચોધાર આંસુએ રડી રહયો હતો. અરકાદયુસ તેને એટલો બધો રડતો જોઇ વળી તેની પાસે આવ્યો અને બોલ્યો મરકસ "તુ ખરેખર ઘણી લાગણીવાળો અને ખરો મીત્ર છે. શાબાશ! તારા જેવા શુદ્ધ અંતઃકરણનો બીજો કોઇ મળવો મુશ્કેલ છે. જયાં સુધી હું જીવતો છું ત્યાં સુધી હું ત્હારી માયાને ભુલીશ નહીં. અને જો હું મર્ણ પામ્યો તો તું અરમાનુસાને સંભાળજે. હવે તું જા અને તેને દીલાસો આપ અને તેને કહે કે અરકાદયુસ કોઇ પ્રકારે નાશી જનારો! અને નામરદ કહેવરાવવું પસંદ કરી શકતો નથી. અને તે એટલા માટે કે તે મારા પ્રેમની હકદારને મારે તું જા અને તેને ધીરજદે તને ખુદાએ એવો ચાલાક અને હુશીયાર બનાવ્યો છે કે તેને દીલાસો કેવી રીતે દેવો એ સંબંધીની સુચનાઓ કરવાની અગત્ય રહેતી નથી. મને આશા છે કે જો ખુદાની મરજી હશે તો હું ફતેહમંદ અને વિજયી નીવડી તને બીજી વાર મળીશ." એટલું બોલી ચુપ થઇ મરકસથી મોહ ફેરવી લીધુ.

મરકસ જે અત્યાર સુધી રડી રહયો હતો તે ચુપ થયો અને મનને મજબુત રાખી બોલ્યો "હું આપની પાસેથી કેવી રીતે ચાલ્યો જાઉં! મ્હારૂં મન માનતું નથી. અફસોસ હું જોઉં છું કે ભયનો સમય, પળે પળે, સમિપ આવતો જાય છે, ખુદા આપને દરેક આફતથી બચાવે."

અરકાદયુસ—જીંદગી અને મોત એ બન્ને ખુદાના અધિકારમાં છે, એશ આરામની જીંદગી ભોગવતા ઘણા માણસો ખાલી મોજ મજાહમાં હોયછે ત્યારેજ મોતના પંજે સપડાઇ નાઉમેદી નિરાશા અને અપમાનને સાથે લઇ જાય છે. અને ઘણા માણસો, મહા ત્રાસદાયક અને મહાભારત યુધ્ધોમાં, શત્રુઓના અસંખ્ય સઇન્યમાં, તલવારો તીર અને ખંજરોના દરિયામાં ડુબવા બાદ પાછા સહી સલામત નીકળી મોજ મજાહ અને એશ આરામની જીંદગી ભોગવે છે. મરકસ! સાંભળ! આયુષ થોડું હોય કે ઘણું! આખર એક દિવસ પુર્ણ થનાર છે. આજ થાય કે કાલ મોહરો તફાવત નથી. પરંતુ અફસોસ! અપકીર્તિ અને અપજશનો ડાઘ કદી ધોવાતો નથી તે સર્વદા કાયમ રહે છે, માટે યોગ્ય એજ છે કે તું હમણાં અરમાનુસાની પાસે જા, તેને સમજાવ, અને લડાઇના પરિણામ સુધી તેનીજ

પાસે રહી તેને દીલાસો દેયા કર; તેને કહે જે કે "ત્હારી પવિત્ર સલીબની સાંકળી મ્હારા ગળામાં છે, તે મને દરેક આફતથી બચાવશે. માટે લગારે ચિંતા કરવી નહીં. અને સર્વદા સારી દુવા કરવામાં રહેવુ."

મરકસ—(એ જોઈને કે હવે મ્હારૂં કશું ચાલવાનું નથી) જ્યારે આપ પોતાની હઠ મુકતા નથી ત્યારે હું લાચાર છું અને હું આપને ચેતાવું છું કે કાલ સવારે મળસકામાંજ આરબો હુમલો કરશે અને સખત હુમલો કરશે માટે હુશીયાર અને સાવધ રહેજો.

એટલું બોલી તે ત્યાંથી વિદાય થયો. તેણે પોતાના દુઃખી અને ગમગીન મનને કહ્યું કે હવે અરમાનુસાની પાસે જવું ઠીક નથી. કેમકે તેને વચન આપ્યું હતું કે અરકાદયુસને સાથેજ લઈને આવીશ. પણ અરકાદયુસ તો એકનો બે ન થયો. એટલે હવે અરમાનુસાને શું મોંહ દેખાડવું!....એ પ્રમાણે વિચાર કરી તે એક તરફ ચાલતો થયો.



# પ્રકરણ ૨૩ મું.



## નિરાશા.

———:(૦):———

મોસમે ગુલમે ભી ઉસ્કો ન હો ઉમેદ સમર
ગુલશને દહરમેં વોહ નખ્લે તમન્ના મૈં હું.

એજ મરસુતનું ગામ અને એજ ઘર કે જેમાં અરમાનુંસાનો ઉતારો હતો. હમણાં ઘરના સર્વ દ્વાર બંધ જોવામાં આવે છે, હા ગે.ળ ઓરડાઓની કાચની બારીઓમાં કાફુરી બત્તીયોના કીરણો બહાર નીકળી પ્રકાશ આપે છે. રાતના દશ વાગી ચુકયા છે. અને માણસોની આવજાવ તથા વાતચિત અને કામધંધા બંધ પડેલા હોવાથી ચારે તરફ સુમસામ ભાસે છે. કોઇ માણસ જાગતું હોય એમ લાગતું નથી તો પણ એક બારીમાં કોઇ માણસના પડછાયા જેવું કાંઇ દેખાય છે. થોડી વાર પછી તે માણસ મેડી ઉપરથી ઊતરી નીચેના બગીચામાં આવે છે. ચંદ્રના દુધ જેવાં ચોખા અજવાળા વડે જણાઇ આવે છે કે આ કવખતે નીકળનાર પુરૂષ નહીં પણ સ્ત્રી છે, તેણી બગીચામાં ફરતી ફરતી તેના છેડા આગળ આવી ઉભી રહી છે અને ઝાંપામાંથી માથું બહાર કાઢી રસ્તાની તરફ નજર નાંખે છે તે સ્ત્રીના ડોળડાળ ઉપરથી તથા તેણી હવે પુંર્ણ ચંદીમાં આવી ઉભેલી હોવાથી તેણી "બરબારા" છે એમ ખાત્રિ થઇ ગઇ. તે વખતે તેણી કોઇ આવનારની વાટ જોતી હતી એમ તેની હીલચાલ ઉપરથી અને તેણીના વારંવારના રસ્તા તરફ જોવાના ઉપરથી માલુમ પડયું.

તેણી તે વખતે કોની વાટ જોતી હશે એ વિશે આપણને વધારે વિચાર કરવો પડશે નહીં. કેમકે આપણે જાણીયે છીયે કે શાહજાદી અરમાનુસાનું "હુદ હુદ *" પક્ષી મરકસ ત્યાં નથી. અને તેથી તેણી તેનીજ વાટ જોતી હશે એમ માનવામાં અથવા મરકસની સાથે કોઇ બીજો માણસ હશે એમ ધારવામાં કશો બાધ આવશે નહીં.

* એક પક્ષીનું નામ છે જે તે વખતે સંદેશા લઇ જવા લાવવાના કામમાં વપરાતું હતું.

બરબારા—(મનમાં) અરે આતો આખો દહાડોએ વહી ગયો અને મુઠ રાતે હોડી! અને મરકસ આવ્યો નહીં! શાહઝાદીની બેચેની મહારાથી જોવાતી નથી, મુઉં મન માનતું નથી. કલેજુ મસળી મસળીને રહું છું સવારમાં દુઃખના ડુંગરો ટુટી પડનારા છે. આરબો છરકન્દરીયા પાછળ હાથ ધોઇને મંડ્યા છે તે સવારમાં સખત હુમલો કરનારા છે. મરકસ શુકરવારનું કહેતો હતો કે શુક્રવારે સખત હુમલો થશે. તો શુક્રવાર તો કાલેજ છે. અમે અહીં અને તમે ત્યાં. કોને ખબર છે કે ત્યાં શું થયું હશે! કે જેથી મરકસ પાછો વળ્યો નહીં હોય! અરકાદયુસ વિચિત્ર હઠીલો છે ભલો માણુસ માનતોજ નથી! અને મને લાગે છે કે મરકસ તેને સમજાવીને સાથે લઇ આવી શકશે નહીં, હાય! હાય!—જો મરકસ એકલો આવ્યો અને અરકાદયુસ તેની સાથે ન આવ્યો તો ગજબ થઈ જશે. અરમાનુસા ઉભીને ઉભી! ભોંય પડી જશે તોબા! અલ્લાહ! તોબા મોહટી ચિંતાની*વાત છે શું કરવું? એ કાંઇ સમજાતું નથી. ખરૂં પુછો તો અરમાનુસાની નિરાશા કાંઇ ગેરવ્યાજબી નથી. હું તો કહુ છું કે અલ્લાહ કરે ને અરકાદયુસ પોતાની હઠ મેલે અને અહીં ચાલ્યો આવે. મુઇ! આટલી બધી હઠે શા કામની?........પણ હું અરમાનુસાને પુછ્યા વગર અહીં આવી છું, જો તેણી મને બોલાવશે તો હું નહીં હોવાથી શોધતી શોધતી કાંઇ આંહી ન આવે! (આવા તરંગો કરતી એક તરફ લક્ષ પુર્વક આંખો ફાડી ફાડીને તથા કપાળે હથેલી આડી રાખી જુવે છે) ત્યાં કોઇ માણુસ આવતો જણાય છે. (ચંદ્રનો પ્રકાશ ઘણોજ ઉત્તાવળો જાહેર કરી દે કે તે આવનારો મરકસ છે પણ એકલો તેની સાથે બીજો કોઇ માણુસ નથી. તેને એકલો જોઇ બરબારા ગભરાય છે, તેનું. કલેજું ઉથલ પાથલ થઇ જાય છે. તેણી એકદમ આગળ વધી મરકસને પુછે છે) કેમ? મરકસ! શું કરી આવ્યો? અરકાદયુસ કયાં?—

મરકસ—(વીલા મોઢે) હવે અરકાદયુસ આવે છે? એતો હવાના ઘોડે ઉડે છે. સમજાવ્યો સમજતોજ નથી. માત્ર મારવા મરવાનું કહે છે. મેં ઘણુંએ ફરેબ કર્યા ઘણું ઘણું કહયું ઘણુંએ રડયો પણ તે એકનો બે ન થયો. ત્યારે મ્હારો શો ઇલાજ? (ઘણો અફસોસ જાહેર કરે છે).

બરબારા—(અફસોસ જાહેર કરી) હશે જેવી ખુદાની મરજી ત્યારે હવે ત્યારે અરમાનુસા પાસે જવાની જરૂરત નથી. હાલ તે એવી બેચેન

છે કે કાંઇ કહેવાની વાત નહીં. અને જ્યારે તેણી અરકદયુસ તરફથી નિરાશ થઇ જશે ત્યારે કોણ જાણે તેને શું એ થઇ જશે! માટે તું એને મોઢું નહીં દેખાડે એજ સારૂ છે.

મરકસ—હું પોતેજ તેમની રૂબરૂ જતાં શરમાઉ છું ને! હું તેમની સાથે આંખ મેળવી નહીં શકું! તેઓ પુછે તો કહી દેજે કે હજુ આવ્યો નથી. લ્યો હવે હું અરકાદયુસના બચાવની બીજી કોઇ પણ યુકિત રચવા જાઉં છું.

મરકસ તરતજ ત્યાંથી પાછો વળ્યો. બરબારા ગભરાએલી અને બાવરી બનેલી પોતાના ઓરડામાં આવી પથારી ઉપર પડી તેણી અરમાનુસાની પાસે ગઇજ નહીં. તેણીને આખી રાત ઉંઘ આવી નહીં. પાછલી રાતના ઉઠી તે ઓરડાની બહાર નીકલી તેને એવો ખ્યાલ હતો કે અરમાનુસા સુઇ રહી હશે. તેણી ગામ બહારના ઉંચા ટેકરા ઉપર જઇ ઇસ્લામી છાવણી તરફ નજર નાંખી જોવાના વિચારથી તે વખતે પથારીમાંથી ઉઠી બહાર નીકલી હતી. હજુ તેણી બગીચાના ઝાંપા સુધીજ પહોંચી હતી કે તેણીએ પોતાની પાછળ માણસના પગના ધબકારા સાંભળ્યા તેથી તેણીએ પાછા વલીને જોયું. તો શું જુવે છે કે ન ઓળખી શકાય એટલા માટે એક મોહટી સફેદ ચાદરમાં વિંટલાએલી અરમાનુસા પડછાયા પેઠે તેની પાછળ પાછળ ચાલી આવે છે, તરતજ તેણી ઓળખી ગઇ અને બોલી—કોણ શાહઝાદી સાહેબ! આ વખતે આપ નિંદ્રાને તજી કેમ જાગ્રત થયાં! આ વખતે આપે આરામ કરવો જોઇએ.

અરમાનુસા—આરામ મ્હારા નશીબમાં આરામ છેજ ક્યાં! અત્યાર સુધી મરકસની વાટ જોતી, બેચેનીમાં પથારી ઉપર આળોટતી રહી પણ મરકસ આવ્યો નહીં અને હવે આવે તેમ લાગતું એ નથી. એટલે ઉઠી બહાર નીકલી બરબારા! જીવ ગભરાય છે. કલેજું મોઢે આવેછે શું થશે! તેની કાંઇ ખબર પડતી નથી, તું તો કહે કે અરકાદયુસે મરકસને શો જવાબ આપ્યો હશે! મ્હારા ધ્યાનમાં તો કાંઇ આવતું નથી. ચાલ ચાલ આપણે જો પેલા ઉંચા ટેકરા ઉપર જઈ મુસલમાનોની હીલચાલ જોઇએ.

બરબારા લાચારીએ તેની સાથે ગઇ બંને ટેકરાની ટોચે જઈ પહોંચી

દુર દુરથી આવનારા " અન્નફીર અન્નફીર " ના અવાજો તેમના કાને પડયા એ અવાજો સાંભળી બરબારા સમજી ગઇ કે મુસલમાનો લડાઇ લડાઈના પોકારો કરે છે અને હુમલાની તઇયારીમાં છે, હજુ સુધી આરબોની છાવણીને તેણીયો જોઇ શકી ન હતી એટલામાં તો આરબોના હુમલાનો પુરતી રીતે શોર બકોર મચીગયો. બરબારા, અરકાદયુસના કીલ્લામાં હોવાનો ખ્યાલ કરીને અને તે તે વખતે કેવા ભયમાં હતો તેની કલ્પના કરીને ચિત ભ્રમ જેવી થઇ ગઈ, તેનું શરીર ધ્રુંજવા પડયું અને તેનું મન એટલું જોરથી ધડકવા મંડયું કે તેના ધબકારા બહાર સંભળાવા લાગ્યા.

અરમાનુસા બરબારાને ચુપ સ્તબ્ધ બની જોઇ રહી હતી. બરબારાને એટલી બધી ગભરાએલી અને તેણીના મનના ધબકાઓને સાંભળીને શુદ્ધ સાન ખોઇ બેઠી હતી. તેણીએ એકદમ ગભરાઇને બરબારાને પુછયું હાય હાય બરબારા ! તને શું થયું ! શું આરબોએ હુમલો કરી દીધો મને કહેતો ખરી?

**બરબારા**—હું કાંઇ કાંઇ કહી શકતી નથી કેમકે હું વરડી થવાથી જોઇ શકતી નથી.

**અરમાનુસા**—બરબારા કહે અને ખચિત કહે ! જલ્દી કહે મ્હારા મનમાં કાંઇનું કાંઇ થઇ જાય છે. શું ઇસ્કન્દરિયા પર હુમલો થઈ ગયો ! અને મ્હારો પ્રિતમ હજુ ત્યાંજ છે ! (હાથ મસળીને) બરબારા કહેતી કાંઇ નથી ? શું મરકસ ત્યાંથી કાંઇ જવાબ લાવ્યો. અરે ! એટલું તો કહે કે અરકાદયુસ કયાં છે ! (હાય ! હાય ! વિલાપ કરે છે.)

**બરબારા**—(પોતાને સંભાળી હિમ્મત ધારણ કરી) ચાલો ચાલો ઘેર ચાલો પોહ ફાટવાની તૈયારી છે એટલે અહીં બેસવું ઠીક નહીં. કોઇ જોઇ લેશે તો કોણ જાણે કેવીએ શંકા કરશે !

**અરમાનુસા**—જેવી શંકા કરવી હોય તેવી કરવા દો ! જયાં સુધી આરબોની હીલચાલને હું નજરો નજર નહીં જોઇ લઉં ત્યાં સુધી હું આ જગ્યાએથી હલનારી નથી. હા ! હાય ! મ્હારો પ્રિતમ !

અહીં આ બન્ને જણીઓ ઉપર પ્રમાણે ગભરાટથી ઘેરાએલીઓજ હતી એટલામાં તો સામી ઇસ્લામી ફોજો, ઝડપથી ચાલનારી પાણીની રેલ સમાન ઇસ્કન્દરિયાની દીવાલો તરફ ચડતી નજરે પડી, ઇસ્લામી ફોજ તે વખતે જુદા જુદા કાલમોમાં વહેંચાઇ ગઇ હતી, દરેક ટુકડીની આગળ

કેટલાક અસ્વારો હતા જેઓ તે ટુકડીના ઓફીસરો જણાતા હતા. દરેક ટુકડી ઝુંડા અને નીશાન સહીત કીલ્લાના પ્રત્યેક ભાગ તરફ આગળ વધતી હતી અને ઝડપથી કીલ્લાની દીવાલો લગભગ થતી હતી.

અરમાનુસાએ આ ભયાનક દેખાવ નજરો નજર જોયો એટલે તેના હાથપગમાં ધ્રુજારી અને આખા શરીરમાં કંપારી છુટી, તેણી સ્પષ્ટ જોવા ઉભી થઇ હતી તે એકદમ, તેના પગ તેનો બોજ નહીં ખમી શકવાથી, ધબ લઇને ભોંય ઉપર બેસી ગઇ, આંખે અંધારા ચઢી આવ્યા, તેણીએ છાતી તથા માથું કુટી લીધું અને મુર્છા પામી ઉંધી સુઇ ગઇ, અને મુર્છામાં ને મુર્છામાં બકવા મંડી કે હે! આવ્યા! મુસલમાનો દાખલ થઈ ગયા! અરે કોઇ પકડો કોઇ બચાવો! અરે દોડો દોડો અરકાદયુસની ગરદન મારે છે! શત્રુઓ! તમારા મોઢાં કાળા થાય! તમારૂં ભુંડું થાય! એને મુકી દયો! લ્યો મને મ્હારી નાંખો પણ એની જવાનીપર દયા આણો! (પોતાની છાતી ઉપર હાથ મુકી) હે! જાલીમો! એના ઉપર નહીં તો આ અબળાના આ અંતઃકરણ ઉપર દયા આણો પ્રેમ ભર્યાં અંતઃકરણ ઉપર જુલમ કરવો એ મોહટું પાપ છે! દયા, દયા, મ્હારી ખાતર દયાઃ—

બરબારા તેની આવી સ્થિતિ જોઇ પોતાને કાબુ ં રાખી શકી નહીં. અને એકદમ રડી પડી. અરમાનુસાનો બકવાટ થોડીવાર બંધ પડયો. તેણી આંખ ઉઘાડી બેઠી થઇ અને પાછી ગભરાટમાં ને ગભરાટમાં ઇસ્કન્દરિયા તરફ જોવા લાગી, પણ ઉડતી ધુળના ગોટેગોટના કારણથી તેણીને કાંઇ દેખાયું નહીં હવે તેણીએ બરબારા તરફ લક્ષ ફેરવ્યું,

અરમાનુસાને, સખ્તમાં સખ્ત સંકટ સમયે, બરબારાને નહીં ગભરાએલી અને ધિરજપૂર્વક કામ લેતી જોવાની ટેવ હતી, પરંતુ આ વખતે બરબારાને પણ ચોધાર આંસુએ રોતી જોઇ ઘણીજ ચિંતામય શોચમાં પડી ગઇ. અને વધતી ચિંતાની સાથે તેની નિરાશાએ વધતી ગઇ, તેણીને લાગ્યું કે બરબારા, જાણી જોઇને મ્હારાથી છુપાવવામાં આવી હોય એવી કોઇ વાતને જાણતી હોવી જોઇએ, નહિં તો તેણી આટલી બધી ન રડતાં ઉલટી મને ધીરજ આપે તેથી તેણીએ ઉશ્કેરાએલા દુઃખી લાગણીઓના આવેશમાં પુછયું બરબારા! તું શા માટે આટલી બધી રડે છે! શું મ્હારા પ્રિતમ ઉપર ખચિત કાંઇ સંકટ આવ્યું છે? તેનો જીવ જોખમમાં

છે ? હાય ! હાય ! મ્હારો પ્રિતમ કતલ થયો ? હું બરબાદ થઇ ગઇ, જીવતીને જીવતી મરી ગઇ, એમ કહી મુર્છા પામી ભોંય પડી અને માછલી સમાન તડફવા અને માથુ તથા છાતી કુટવા મંડી.

બરબારા પોતાની બેસબરીથી પરતાઇ અરમાનુસાને સામતી અને સંભાળતી દયાની સાથે બોલી અરે ! શાહઝાદી સાહેબ આ શું કરો છો ! અરકાદયુસ કોઇ મુસીબતમાં છે કે અમને ચેનમાં છે તે આપણે અહીં બેઠા બેઠા શું જાણી શકીયે ! ઘણી વખત જોવામાં આવ્યું છે કે માણસ સખતમાં સખત લડાઇમાં ઉતરી સહીસલામત પાછો આવે છે. જે લડાઇમાં ઉતરે તે કતલજ થઇ જાય એવું કાંઇ મુકરર નથી.

**અરમાનુસા**—એ વાત ખરી છે. એમ બનતું હશે. પરંતુ હું એવી અભાગિણી છું કે મ્હારા સંબંધમાં એમ નહીં બને મને તો આશ નથી કે મ્હરો હૃદયાનો હાર જીવતો આવે.

**બરબારા**—શાહઝાદી સાહેબ ! આપ સમજુ અને શાણા થઇ એવા અપશુકન ભર્યા ઉદગારો કાઢો એ ઠીક નહીં. ખુદા માલિક છે તેની જાત બે પરવા છે. તે ઉમેદો અને આશાઓને પુરી કરનારો, નિરાધારોને આધાર દેનારો સ્હાય કરનારો, છે તેની જાતથી કદી ના ઉમેદ અને નિરાશ ન થવું જોઇએ

સુર્ય ઉદય થઇ ચુકયો હતો. તેના ઝરદ પીળા રંગના કીરણો આલમને ઝગમગાવી રહયો હતો. ઇસ્લામી બહાદુરો શહેરના કોટની નીચે પહોંચી ગયા હતા કીલ્લા ઊપરથી તીર અને પથરાઓનો વરસાદ વરસી રહયો હતો આરબ બહાદુરો, દીલેરી અને બહાદુરીની દાદ દેતા દેતા દીવાલો ઉપર ચઢી રહયા હતા. તે વખતનો ખુની દેખાવ જોનારાના દીલને પીગળાવી દેતો હતો, ઇસલામી મુજાહેદોનું નીસરણીયો મુકી કીલ્લાપર ચઢવું, અને મરતા કપાતા એકાદનું ઉપર પહોંચી જવું પછી પાછું, પોતાના જાન માલ અને દેશનું સરંક્ષણ કરતા રૂમી સીપાહીયોના હાથથી કપાઇ નીચે પડવું, એ સર્વે એક વિચિત્ર ભયંકર તમાશા રૂપે થતું હતું સુર્યના કીરણો, શીશ વગરના ધડ ઉપર ચમકી રહયા હતા. કીલ્લા ઉપર ચઢતા બહાદુરોના, કપાતાં, લોહીના ફુંવારા ઉડતા હતા, અને કીલ્લાની નીચેના માણસોને એમજ લાગતું હતું કે લોહીનો વરસાદ વરસે છે. આવી સ્થીતિ અર્ધાક કલાક સુધી ચાલી હશે કે ખુદાવંદેપાકની ખુશી પ્રાપ્ત કરવા, જીવને હથેલીયો ઉપર લઇ લડનારા મુજાહેદોએ એકા

એક અલ્લાહો અકબરનો નારો માર્યો અને બીજી વાર સખત હુમલો કીધો. એવો સખત હુમલો કીધો કે જોત જોતામાં કીલ્લાની ફસીલો ઉપર જઇ પહોંચ્યા. અને કાફરોને કતલ કરતા આગળ વધી ગયા હવે ઇસ્લામી બહાદુરો શહેરમાં દાખલ થઇ ચુક્યા હતા કેટલાક દીવાલો અને ફસીલો ઉપર ચઢીને, કેટલાક કીલ્લાના દરવાજાને તોડી, કેટલાક દીવાલોમાં બાકાં પાડીને, અર્થાત તે વખતે જે યુક્તિ બની શકી તે યુક્તિવડે, બીમાર, અને ઘાયલ શીવાય બાકીના સર્વ મુસલમાનો શહેરમાં ઘુસી ગયા હતા.

આ વખતે જો અરમાનુસા થોડા ડગલાં આગળ વધી શહેરની તરફ નજર નાંખતે તો તેની નજરે શું પડતે? એજ કે. કેટલાંક કતલ થએલાં આરબો તથા ગોરો કફન લાશો ખજુરીઓના ઝુંડોમાં આમતેમ વિખરાયેલી પડેલી છે તેમની ચારે તરફ તેમના શરીરમાં રૂમી સીપાહીઓના તીર પેવસ્ત છે. ભુમી ઉપર જગ્યાએ જગ્યાએ લોહીના ચકતાઓ પડેલા છે કેટલાંક આરબો ઝખમોની વેદનાથી લોટી તડપી રહ્યાં છે. પરંતુ અરમાનુસા, આ ભયંકર દેખાવથી લગાર વેગળી હોવાને લીધે, એ સર્વ પુરી રીતે જોઇ શકી નહીં.

મુસલમાનો ઇસ્કન્દરિયામાં દાખલ થઇ ચુક્યા એવી જ્યારે અરમાનુસાને ખાત્રી થઇ ગઇ ત્યારે તેની ચિંતા, તેનો ગભરાટ, કલ્પાંત એટલાં વધી પડયાં કે બયાન થઇ શકતાં નથી. તે મુર્છા પામી ભોંય ઉપર પડી ગઇ, બરબારા તેને સંભાળી હતી પરંતુ તેણી વારંવાર ઉછળી ઉછળીને તેના કાબુમાંથી નીકળી જતી હતી બરબારા અને અરમાનુસા આ એજ કશા કશી અને ખેંચતાણમાં હતી તે વખતે બરબારાની નજરે કેટલાંક માણસો આવતા પડયા, તેણીએ તે તરફ, તે મરકસ હશે કે અરકાદયુસ અથવા કોઇ અરકાદયુસનો એલચી હશે, એમ ધારી, લક્ષપુર્વક જોયું.

આવનારાઓમાંનો આગલો માણુસ લગભગ આવી પહોંચ્યો. બરબારાએ તેમને ઓળખી લીધા કે તેઓ મકુકિસના માણુસ હતાં. તે અરમાનુસાને, સબરની તાકીદ કરી જલ્દીથી ઘરભણી ચાલ્યા જવાની સુચના કરી, આવનારાઓની સામે ગઇ, અને તેમને મળી એવા વાતોમાં લગાડયા કે શાહઝાદી તેની સાથે હતી કે નહીં એ વાતની તેમાંના કોઇને ખબર વરીકે પડવા દીધી નહીં. અને શાહઝાદી ચાદર ઓઢી તેમનીજ રૂબરૂ થઇ બગીચાના વાડામાં જઇ પહોંચી, અને ત્યાંથી પોતાના ઓરડામાં જઇ પલંગ ઉપર જઇ પડી અને મોહટા સાદે વિલાપ કરવા મંડી.

# પ્રકરણ ૨૪ મું.

## ઇસ્કન્દરિયાની ફતેહ.

શિકસ્તો ફતહ નસીબોંસે હૈ વલે અએમીર
મુકાબલા તો દિલે ના તવાંને ખુબ કિયા

અરકાદયુસ પોતાના ઓરડામાં એકલો બેઠો છે. ક્રોધથી ભમર ચઢેલછે. ચ્હેરા ઉપરથી ક્રોધના ચિન્હ પ્રગટી નીકળ્યાં છે, હમણાં થોડીવાર પહેલાં મરકસ તેની પાસેથી જઇ ચુકયો છે. અને જતાં જતાં આરબોના સખત હુમલાની ચેતવણી આપતો ગયો છે. અરકાદયુસ, ગૈરત અને હમીયતથી ભરેલો પોતાના દેશ, અને નામકીર્તિનું સરક્ષણ કરવા કમર બાંધી જાંબાઝી અને શરફરોશીનો મજબુત ઇરાદો કરી તલવારના કબજાપર હાથ મુકી, ઉભો થઇ ઓરડામાં આમતેમ ટેહલે છે. અને મનમાં કહે છે કે "મરકસે કહયું છે કે કાલે સવારે આરબો તરફથી સખત હુમલો કરવામાં આવશે. માટે મ્હારે તઇયાર રહેવું જોઇયે, અને બિતરીકને એ વાતની ખબર આપવી જોઇયે, કે જેથી તે પણ તઇયાર રહી શકે અને આરબોને નસાડવાનો બંદોબસ્ત કરી શકે............તે ઓરડામાંથી નીકળી બિતરીકના મહેલ તરફ જાય છે, બિતરીક મળતો નથી. લોકોને પુછે છે તો પણ પત્તો લાગતો નથી અને પતો કયાંથી લાગે! બિતરીક કયાં છે એ જેમ તે ન જાણતો હતો તેમ બીજા સામાન્ય લોકો પણ જાણતા ન હતા, છેવટે તેણે વિચાર કર્યો કે બિતરીક પણ, બીજા બીકણોની પેઠે ઇસ્કન્દરિયાથી ચમ્પત થઇ ગયો હશે.

અરકાદયુસને, બિતરીકના નાસી જવાની ખાત્રિ થવાથી ઘણી દીલ ગીરી થઇ, તેનું મન તુટી ગયું, તે નાસીપાસી પામ્યો, હિમ્મત હારી ગયો, અને ઇસ્કન્દરિયાના બચાવના વિચારને મનમાંથી દુર કરવા તઇયાર થયો, (તેણે મનમાં કહયું છે કે) ખરેખર યહયાએ સત્ય કહયું હતું કે હવે આ રાજ્યના બચાવની કોશીશ કરવી ફોકટ છે. જ્યારે ખુદાજ તેને બરબાદ કરવા ચાહે છે ત્યારે બંદાની કોશીશો મિથ્યા અને નકામી છે;

અફસોસ! બીજા બ્હીકણો નાસી ગયા તે તો ખેર, પણ બિતરીકે પોબારા ગણી ગયો, જે પ્રજા એવા બ્હીકણો અને રાજદ્રોહીયોની બનેલી હોય તે શું પોતાના દેહનું સંરક્ષણ કે કલ્યાણ કરી શકે? ત્યારે મને એવી શું પડી છે કે નાહક જીવ ખોઉં! ચાલ હું પણ કોઇ દિશાએ જતો રહું...... નહીં, નહીં, મ્હારાથી એ નહીં બને, મ્હારાથી એ પાછી પાની તો કરશેજ નહીં, અરે એવો નીચ વિચાર–જતા રહેવાનો વિચાર મ્હારા મનમાં ઉત્પન્નજ કેમ થયો? જો હું નાશી જાઉં તો જેવી રીતે હાલ હું નાશી જનારાઓને ધીક્કાર છું તેમ બીજાઓ મને પણ ધીક્કારશે... .... .... માટે જે થનારૂં હોય તે થાઓ; કાલે શત્રુઓનો સંહાર કર્યા વિના તો નહીં રહું.... ....જો બચવા પામ્યો તો ખેર; અને નહિં તો મ્હારી મોત ગણાશે.

ઉપર પ્રમાણે દ્રઢ નિશ્ચય કરી તે પોતાના બુરજે પાછો આવ્યો, સવારમાં દુશ્મનો સામે લડવાની સર્વ તઇયારીયો કરી લીધી. હાથ નીચેના સીપાહીયોને હુંશીયાર અને ચેતતા રહેવાના ઓરડર સંભળાવી દીધા, અને પોતે બીજા જરૂરી બંદોબસ્ત કરવા રોકાયો.

વ્હાણું વાયુજ હતું કે અરકાદયુસ કીલ્લાની દીવાલપર આવી પહોંચ્યો. સીપાહીયોને હુંશીયાર અને સાવધાન રહેવા હુકમ આપ્યો, આરબી છાવણી તરફ નજર નાખી તો જણાવ્યું કે અરબી ફોજે હુમલાની તઇયારીયો કરી ધીમે ધીમે કીલ્લાની દીવાલો તરફ આવી જાય છે. પેદલોની ટોળીયો પાછળ પાછળ અને અસ્વારોની ટોળીયો વાવટા લઇ આગળ આગળ પગથી કે માથા સુધી હથીયારોથી સજ થઇ ચુકેલી અને ચાલાકી સહિત આગળ વધતી જાય છે. તીર અને પથ્થરોના પ્રહારથી બચવા માટે ખજુરીઓના ઝુંડમાં ચક્કરો ખાતા ખાતા આવે છે. અરકાદયુસે તરકિશમાંથી તીર કાઢી કમાનમાં લગાડયું તેના હાથ નીચેના હજાર લડવૈયાઓએ પણ તેને જોઇ પોતપોતાના તીર કમાનમાં ચઢાવ્યા. કાન ની લો સુધી તીર ખેંચવામાં આવ્યાં. અને શત્રુઓ માર ખાઇ શકે એટલી હદમાં આવે કે તરતજ સર્વ તીરોનો વરસાદ વરસાવી દેવાના હેતુથી એવી રીતે તઇયાર રહયા.

ઇસ્લામી મુજાહિદોની જુદી જુદી ટોળીયો, જુદી જુદી રીતે જુદી જુદી બાજુઓથી શહેરની તરફ ગઇ, અને જેવી રીતે વિક્રાળ સિંહ

પોતાના સિંહ ઉપર તુટી પડે છે તેમ એ સર્વે ટોળીયો જોરશોરથી શહેર પર તુટી પડી, કાપમકાપીનો બજાર ગરમ થયો, માત્ર ગણતરીના કમી સરદારો પોત પોતાના રસાલા સહિત, આરબો સામે લડતા, પોતાની જગ્યાએ સ્થીર રહી શકયા પરંતુ સામાન્ય સીપાહીયો જેઓ પોતાના સેનાધિપતીની ગેરહાજરીથી હીમ્મત હારી બેઠા હતા, તેઓ આરબો સામે ટકી શકયા નહિ લડાઈનું પરિણામ, ઘણીજ જલદી આરબોની તરફેણમાં આવ્યું આરબ સીપાહીયો કીલ્લા ઉપર ચડી ગયા એક આરબ ટોળી અરકાદયુસના બુરજની તદ્દન આગળ વધી અરકાદયુસે પોતાના સીપાહીયોને, તીર વરસાવવાનો હુકમ આપી દીધો, એકદમ એક હજાર તીરનો માર આરબોને સીર જઇ પડયો. બે ચાર શહીદ વીસ પચીસ ઝખમી પણ થઇ ગયા. પરંતુ તેઓએ તેમના તીરનો જવાબ તીરથી ન આપતાં, આગળ વધવું જારી રાખ્યું. આરબોને, તીરનો જવાબ તીરથી ન આપતા જોઇ અરકાદયુસ હેરત અને આશ્ચર્યમાં પડી ગયો. તેણે પોતાની કમાન ઝુકાવી દીધી, તીર મારવા બંધ રાખ્યા. જયારે સીપાહી યોએ પોતાના સરદારને હાથ રોકી લીધેલો જોયો, કે તરત પોતાના હાથો પણ રોકી લીધા અને કમાનો ઝુકાવી દીધી, આરબોની આવી હીમ્મત અને બેજીગરી જોઇને અરકાદયુસ એવો સ્તબ્ધ થઇ ગયો હતો કે તે લડાઇ બડાઇને ભુલી ગયો હતો, તે હુમલો કરનારા આરબો ચુપ ચાપ, કાંઇપણ હાથ ઉગામ્યા વિના કેમ આગળ વધે જતા હશે, તેનું તે કારણ સમજી શકયો નહીં, તે મનમાં કહેવા લાગ્યો કે ' આ મુકાબલો શામાટે કરતા નથી ?' તેના એ આશ્ચર્ય, તેના એ અચંબા અને સ્તબ્ધપણાનો લાભ આરબોને ઘણો મળ્યો, તે સ્તબ્ધ વિચાર તો અને આશ્ચર્ય પામતો ઉભોજ હતો એટલામાં તો આરબો કીલ્લાની દીવાલો નીચે પહોંચી ગયા. અને ખાસ અરકાદયુસના બુરજથી લગાર બાજુએ હટીને એક જગ્યાએથી દીવાલપર ચઢવું શરૂ કીધું. અરકાદયુસ જોઇ રહયો હતો કે આરબ સીપાહીની આગળ આગળ કેટલાંક હથીઆરબંધ સરદાર છે અને તે સર દારોની આજ્ઞાઅનુસાર બીજા સીપાહો વરતે છે, એ હથીયારબંધ સરદા રોમાં ઇસ્લામી સેનાધિપતિ ખુદ પણ હતો, અરકાદયુસે તેને તેના અવાજથી ઓળખી લીધો અને આજ તેની સાથે તલવાર અજમાવવાની સારી તક મળશે એમ ધારી ખુશ પણ થયો તેણે મનમાં કહયું કે ' આજે તેને

માર્યા વિના નહીં મુકું, તે હથીયારબંધ છે એટલે કોઇ બહાનુંએ આવશે નહીં. તેના કેદ થવાના દીવસે તો મરકસે એવી દલીલ કરી હતી કે હથી યાર વિનાના માણસને માંરવામાં શું બહાદુરી છે! પણ આજ એ દલી લની એ જગ્યા નથી.'

અહીં અરકાદયુસ આ વિચારોના વમળમાં ગોથા ખાતો હતો અને ત્યાં આરબી સીપાહો નીસરણીયો મુકી મુકીને ચઢે જતા હતા, અને તે પણ એવી હિમ્મત અને બેદરકારીની સાથે કે જાણે કોઇ ઉજાણી (દાવત) માં મોજ માનવા જતા હોયની!!

અર્થાત-જોત જોતામાં તેઓ કીલ્લાની દીવાલો ઉપર અને પછી શેહરમાં દાખલ થએલા માલુમ પડયા હતા.

અરકાદયુસ, જે ઇસ્લામી સેનાધિપતીને જોઇને, તેનો મુકાબલો કર વાનો વિચાર કરી રહયો હતો, તેને હજુ તે ઇસ્લામી સેનાધિપતી હતો કે બીજો કોઇ એની જોઇએ તેવી ખાતરી થઇ ન હતી. કેમકે તેને, તેનો અવાજ સાંભળી, તે ઇસ્લામી સેનાધિપતી હશે એવો ખ્યાલ આવ્યો હતો, કાંઇ તેનું મોંહ જોયું ન હતું, કેમકે તેનું મોંહ તો ખોદ-લેહાની ટોપીમાં છુપેલું હતું.......અરકાદયુસે ખાત્રિ કરવા માટે કીલ્લાની દીવા લના બાકાઓમાંથી નીચે નજર દોડાવી. તો તેને મેદાન સાફ દેખાયું. માત્ર થોડાં કતલ થએલાં અને થોડાં ઝખ્મી થએલા આરબ સીપાહીયો નીચે પડયા હતા, અને બાકીના ઘણે ભાગે શહેરમાં દાખલ થઇ ચુકયા હતા, તે ગભરાઇને શહેરની તરફ ફર્યો, જેના દરેક ખુણામાંથી હાય—હાયના અવાજો આવતા હતા. તે દીવાલ ઉપરથી નીચે ઉતરવાનો વિચારજ કરતો હતો કે તેના પોતાના બુરજમાંથી શોરબકોર આવતો શ્રવણે પડયો. બહા દુર અરકાદયુસે મ્યાનમાંથી તલવાર ખેંચી લીધી અને જે તરફથી શોરબ કોર સંભળાતો હતો તે તરફ ધસ્યો, થોડાંક ડગલા આગળ વધ્યો હશે કે તેણે પોતાના સીપાહીયોમાંના કેટલાંકને નાસતાં જોયાં. તેણે કારણ પુછયું તો કહેવામાં આવ્યું કે આરબી સીપાહીયો આપણા બુરજમાં પણ ઘુસી ગયા છે. અને શહેરમાં કતલ અને લુટફાટ ચલાવી રહયા છે, અરકાદયુસે તેની કાંઇ દરકાર કીધી નહીં. અને તે પોતે એકલો, તલવાર હાથમાં લઇ બુરજમાંથી નીકલી ગયો. હજુ બહાર નીકલતો હતો કે તેની નજરે શોર

ખ્ર્‌કાર કરનારી એક ટોળી, પડી તે આરબ ટોળી હતી. અરકાદયુસે તેમને જોતાંજ તલવાર ફેરવી મેહટા સાદે કહ્યું—હું છું અરકાદયુસ, ઓબીરજનો પુત્ર; કયાં છે તમારો સેનાધિપતિ તે આવે અને મ્હારો મુકાબલો કરે! આજે હું તેને બતાવી આપીશ કે અરકાદયુસથી લડવું સ્હેલ નથી, હજુ અરકાદયુસની વાત પુરી થઇ ન હતી એટલામાં તો તે ટોળીમાંથી બદવી આરબ બહાર નીકળ્યો, અને પોતાના ચ્હેરા ઉપરનો નિકાબ ઉલટાવી, અરકાદયુસની સ્હામે જોઇ મુસ્કરાયો, તેજ સેનાધિપતી હતો. અરકાદયુસે તેને હથીયાર ઉગામ્યા વિના આવતો જોઇ પોતાની તલવાર નમાવી દીધી અને આશ્ચર્ય પામી બોલ્યો, તું તલવાર શા માટે ઉગામતો નથી.? તલવાર ખેંચ; એટલે આપણા બે બે હાથ થઇ જાય, સેનાધિપતી અરકાદયુસની વાત સમજ્યો નહીં અને પ્રત્યુત્તર અરબીમાં આપ્યો જે અરકાદયુસ ન સમજ્યો તોપણ ઇસ્લામી સેનાધિપતીના ચ્હેરા ઉપરથી એટલું તો કળી શકાતું હતું કે તે લડવાના વિચારથી બહાર નીકળ્યો ન હતો પણ મિત્રાચારી અને સલાહના વિચારથી બહાર નીકળ્યો હતો. સેનાધિપતીએ પોતાની પાછળ ફરીને જોયું તો મરકસ અને ઝયાદને આવતા દીઠા, તેમને હાંકમારી બોલાવ્યા. જ્યારે ઝયાદ તદન નજીક આવી પહોંચ્યો ત્યારે તેની મારફત તેણે નીચે પ્રમાણે કહ્યું—

"હું બહાદુર અને શુરવીર અરકાદયુસની સાથે લડવા માટે આવેલો નથી તમારા જેવા મર્દની સાથે લડવું શોભે નહીં, અને તેથીજ હું મ્હારી તલવારને મ્યાનમાં કરી આવેલો છું. અને હું સારી પેઠે જાણતો હતો કે તમે બેવફા નથી, બેઇમાની અને અપ્રમાણિકપણું તમારી ટેવમાં નથી."

**અરકાદયુસ**—(ઇસ્લામી સેનાધિપતિની હિમ્મત જોઇ આશ્ચર્ય પામી) કેમ! જંગથી શા માટે હાથ ખેંચી લીધો? હમણાં તો હું તમારી સાથે ખરેખર લડત.

**સેનાધિપતી**—હું તમારો આભારી છું. જ્યારે હું બિતરીકની પાસે કેદ પકડાઇ આવેલો હતો અને લોકોને મ્હારા સેનાધિપતી હોવા વિસે વહેમ પડયો હતો. અને તમેપણ ત્યાં હાજર હતા અને મને સારી પેઠે ઓળખતા હતા, ત્યારે જો તમે મને ઓળખાવી દેત તો ખરેખર હું ક્યારનોએ મારી ગયો હોત પરંતુ તમે અજાણ્યા બની ગયા અને મ્હારો

જીવ બચાવી લીધો. તમારો એ આભાર મ્હારા સીના ઉપર કોતરાઈ ગયો. અને અત્યાર સુધી કોતરાએલો બાકી છે. હું ત્યારથી તમારા આભારનો નેક બદલો વાળી શકવા જેવી તકની વાટ જોતો હતો પણ તમારો આભાર મ્હારા બદલો વાળી શકવા કરતાં વિશેષ છે. કેમકે તમે આભાર કરવામાં પહેલ કીધી હતી અને તેથી હું પુરો બદલો વાળવા શકિતવાન નથી.

અરકાદયુસ, જે, આરબોની હિમત, જવાંમરદી અને તેમના ઉત્તમ સદાચાર વિચાર અને નેક સલુકની કહાણીયો સાંભળતો હતો તે સાક્ષાત જોઇ દંગ થઇ ગયો. તેણે ઝયાદની બાજુમાં ઉભેલા મરકસની રહામુ જોયું. મરકસ અને ઝયાદ, તેના ચુપ અને લા જવાબ થઇ જવાના કારણથી મુંરકરાઇ રહયા હતા. અરકાદયુસ સમજી ગયો કે એ સર્વે કારસ્થાન મરકસના છે. તે મહામોહટા વિચારમાં પડી ગયો. ઇજ્જત અને આબરૂની સાથે તેનો જીવ બચવા પામયો તેની તે ખુશી કરે કે મુસલમાનોએ જીતી લીધેલા ઇસ્કન્દરીયા માટે અફસોસ કરે તેની તેને સમજ પડતી ન હતી એટલામાં સેનાધીપતીએ આગળ વધી, અરકાદયુસની હસ્ત મેળાપ કર્યો અને કહયું—હું હમણાં તમારી સાથે હાથ મેળવી ભાઇચારો બાંધું છું. આજથી તમે મ્હારા અંતઃકરણ પુંર્વકના મિત્ર થયા. તમે લડાઇમાં કેદ પકડાયા છો એવી લેશ માત્ર પણ શંકા મનમાં અવવા દેશો નહીં. બલકે એમ સમજજો કે અમે તમારી મુલાકાત લેવા અને તમારી કૃપા અને એહસાનનો આભાર માનવા હાજર થયેલાછીયે, જે કૃપા અને એહસાન તમે, અમોરી સાથે ઓળખાણુ નહીં હોવા છતાં કીધેલ હતું. હવે હું આ શહેરનો બંદોબસ્ત કરવા જાઉં છું અને મહારા હાથ નીચેની ફોજને અમારા માંનો કોઇ માણસ, તમારી ફોજમાંના કોઇપણ માણસને સતાવે નહીં એટલા માટે મહારા હાથ નીચેની ફોજને તમારી પાસે કીલ્લા ઉપર મુકતો જાઉં છું.

**અરકાદયુસ**—(આવી જવાં મરદોથી છક થઇ) શાબાશ! બહાદુર આરબ! શાબાશ! હું તમને ઇસ્કન્દરીયા વાશીયોની સાથે નરમાશથી વર્તવાની ભલામણુ કરું છું તમે તમારા માણસોને, તેમાંના કોઇને કતલ નહીં કરવાનો અને લગારે નહીં સંતાપવાનો હુકમ આપી દેશો એવી આશા છે.

**સૈનાધિપતી**—એ વિશે તમારે તદ્દન નચિંત રહેવું. (એટલું કહી તે ત્યાંથી ચાલતો થયો.)

હવે અરકાદયુસે, મરકસને પુછ્યું કે અરમાનુસા તો સારી પેઠે છે ને!

**મરકસ**—(અરકાદયુસના હાથ પગ ચુમીને તથા તેની સલામતી માટે હર્ષાશ્રુ પહેલવાનીને) ખુદાના લાખ લાખ શુકર કે આપને કશી આળ આવી નહીં અને આપ સલામત રહયા. હું હમણાં મ્હારા મનની ઇચ્છા પુરી થએલી જોઇ ખુશીથી ફુલ્યો સમાતો નથી. આ બાબતમાં મેં કાંઈ એહસાન કીધું નથી, પરંતુ ઇસ્લામી સેનાધિપતી પોતે, નમારા એહસાનનો ખ્યાલ રાખી આપની સાથે મિત્રાચારી પુર્વક વર્ત્યો છે, અને તેથી આપના ઉપર કશી આફત આવી નહીં. અને એટલુંજ નહીં પણ આપની આબરૂને પણ કશું કલંક લાગ્યું નહીં, આપે તો તેને લડવા બોલાવ્યો હતો પણ તે લડ્યો નહીં અને મિત્ર બની મળવા આવ્યો. અને તેથી આપની કીર્તિ જળવાઇ રહી. આપને, લડાઇમાંથી પાછી પાની કરનારો કહેવાવાનો ભય હતો, તે ભય એની મેળે નાશ પામ્યો..........શાહઝાદી સાહેબા પુર્ણ સલામતી અને ક્ષેમ કુશળતામાં છે, પરંતુ આપના ખ્યાલથી ઘણી ચિંતાગ્રસ્ત રહે છે. જો આપ આજ્ઞા આપો તો હું જઇને તેમને દીલાસો દઇ આવું આપની સલામતીની ખુશખબરી સંભળાવું. અને ત્યાંથી આવીને પછી આપને પણ સાથે લઈ જઇશ

અરકાદયુસ—હા, હા, તું જલદી જા. (મરકસ ચાલતો થયો એટલે ઝયાદને) તમારો અને આરબોનો મેળાપ કેવી રીતે થયો? તમે આ તરફ રૂમીઓની સાથે મળો છો. પેલીમેર આરબોની સાથે ગોષ્ટિ ચલાવો છો, એ સર્વે શું બીના છે? તમે કોણ છો? અને તમારી શી હકીકત છે? (એમ પુછતો પુછતો ઝયાદને પોતાના ઓરડામાં લઇ ગયો.)

**ઝયાદ**—હવે તો હું યહુયા નહવીનો સેવક છું પરંતુ હકીકત એવી છે કે હું ઇસ્લામી સેનાધિપતીનો લંગોટીયો દોસ્ત છું. ઘણા વર્ષ થયાં, હું અને બન્ને સાથે સાથે ઉંટ ચરાવવા જતા હતા. તે સમય જાહેલીયતનો કહેવાતો હતો, ત્યાર પછી અમે બન્ને જુદા પડયા હતા. હું ઇસ્કન્દરિયા આવતો રહયો અને તે ઇસ્લામ કબુલ કરી ઇસ્લામીઓમાં દાખલ થઇ ગયો. તે ઘણો ચંચળ અને ચાલાક છે. જ્યારે તે કેદ થઇ બતરિકની પાસે આવ્યો હતો ત્યારે તમને જોઇ, તમે કહી દેશો એવી બ્હીક તેને લાગી હતી. પણ તમે તેમ ન વર્તતા ઉલટો તેને બચાવ્યો, અને તે

વખતથી તે તમારો મનમાં ને મનમાં આભાર માનતો હતો અને તમને જંગમાં નહીં ઉતારવાનું ચાહતો હતો. ગઇ કાલે હું તેનીજ પાસે અરબી છાવણીમાં હતો. અર્ધ રાત્રિ પછી મરકસ ત્યાં આવ્યો. તેણે મરકસથી તમારૂં નામ અને કીલ્લાપરનું ઠેકાણું પુછી લીધું અને તે આધારે તે તમારી પાસે આવ્યો........અને ત્યાર પછી જે બન્યું એ તો તમે જાણોજ છો.

અરકાદયુસ—તમારો ગુરૂ યહુયા કયાં છે.

ઝયાદ—બાપડો એક સલામતીના ખુણામાં સંતાઇ બેઠો છે.

અરકાદયુસ—(મનમાં) હદ થઇ ગઇ. એના કરતાં વધારે ફસાદ શું હોઇ શકે? જે કોમના સરદારો અને હાકેમોમાં માંહોમાંહે કુસંપ હોય, કોમથી તે કોમના ધર્મગુરૂઓ અને ધર્મગુરૂઓથી કોમ નારાજ હોય તે કોમ લડાઇના મેદાનમાં શું જીતી શકે? હશે જેવી તેમની તગદીર!........ આબરૂની સાથે મ્હારો જીવ તો બચી ગયો છે. લડાઇથી કાંઇ પાછી પાની કીધી નથી. મેં તો લડાઇ માંગી હતી પણ ઇસ્લામી સેનાધિપતિ લડયો નહીં એમાં હું કરૂં શું? મેં મ્હારી ફરજ બજાવી દીધી........હવે મ્હારે મકુકિસની સાથે મિત્રાચારી બાંધવી જોઇએ........અને એમાંજ ભાલ છે........પણ મળતું કેવી રીતે? યહુયાનું કહેવું વ્યાજબી હતું. આ સંબંધમાં મકુકિસની નિમકહરામી હોય એમ લાગતું નથી. તે બિચારો નિરઉપાય હતો. તેને આરબોની સાથે હળી મળી ગયા વિના ચાલે તેમજ ન હતું.

અરકાદયુસ, પોતાનો જીવ બચી જવાથી, ઉપર પ્રમાણે પોતાના મનની સાથે સંવાદ કરતો હતો. યહુયાએ તેને જે જે શીખામણો દીધી હતી તે સર્વે હમણાં તેના મન ઉપર ઉંડો અસર કરે જતી હતી.



# પ્રકરણ ૨૫ મું.

## પ્રેમીઓનો મેળાપ.

શુકકે જમ્માઝ બ મનઝિલ રસીદ,
ઝવરકે અંદેશ બ સાહિલ રસીદ.

પોતાના સસરા મકુકિસને કેવી રીતે મળવું એ વિચારમાં અરકાદયુસ તલ્લીન બેઠો હતો તે દરમીયાનમાં ઇસ્લામી સેનાધિપતી શહેરની વ્યવસ્થા કરી પરવારી તેની પાસે આવી પહોંચ્યો અને બોલ્યો "જો તમે તમારા પતિને મળવા ચાહતા હો તો હું તમારી સાથે ચાલવા તઇયાર છું".

અરકાદયુસ—(આશ્ચર્યયુકત) શું !

ઇસ્લામી સેનાધિપતિ—(અરકાદયુસને આશ્ચર્ય પામેલો જોઇ) બિરાદર આશ્ચર્ય પામવા જેવું કશું નથી, હું તમારી સઘળી પ્રેમકથાને, પ્રથમથી છેવટ સુધી જાણું છું. અરમાનુસા તમારી પત્નિ થઇ ચુકી છે, એની મને પુરી ખબર છે. તમે બન્ને એક સુખી જોડુ નિવડી જીંદગી ગાળો એ જોવા હું આતુર થઇ રહયો હતો. ખુદાની કૃપાથી હવે એ વખત આવી પહોંચ્યો છે. બિરાદર! તમારે મકુકિસ ઉપર ગુસ્સે થવું જોઇયે નહિં તે અમલદારોની 'ખરાબ વર્તણુક' અને તેમના કાવત્રાથી કંટાળી ગયો હતો. જો તે અમારો આશ્રય ન લેત તો બીજું શું કરત ? તે બિચારાને એ સીવાય બીજો ઉપાયજ નહતો. માટે તમે તમારા મનમાંથી તેમના સંબંધમાં જે લાગણી છે તે તદન કાઢી નાંખી, તમારી પત્નિને મળો.

અરકાદયુસ—હું મ્હારી પત્નિને મળવા તદન તઇયાર છું. અને હમણાંજ જાઉં છું બનતા સુધી તો ઘણોજ ઉતાવળો પાછો આવીશ (ઝયાદને) ઝયાદ શું તું મરયુતના રઇસનું ઘર કયાં છે તે જાણે છે.

ઝયાદ—હા, સારી પેઠે.

ત્યાર પછી બન્ને જણા ઘોડાઓ ઉપર અસ્વાર થઇ મરયુતની તરફ ચાલતા થયા. જ્યારે રઇસનું ઘર નજરે પડવા લાગ્યું ત્યારે અરકાદયુસના

મનમાં ખુશીના મોજાઓ ઉછળવા મંડયા. મરકસ તેમને સામો મળ્યો જે અરકાદયુસને આવતો જોઇ અરમાનુસાને ખુશખબરી સંભળાવવા પાછો દોડી ગયો. અરકાદયુસ ઘરની પસે પહોંચી ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને લગામ પકડી આગળ વધ્યો. જ્યારે દીવાનખાનાની પાસે પહોંચ્યો ત્યારે ત્યાં ઘણાં માણસો બેઠેલાં જોયાં, ગાદી ઉપર યહુયાનહવી અને તેની બાજુમાં મકુકિસ બેઠેલા હતા. અરકાદયુસ, મકુકિસને જોઇને ગભરાયો અને અંદર દાખલ થતાં અચકાયો. યહુયા તેના અચકાવાના કારણને પામી ગયો તેથી પોતાની જગ્યાએથી ઊઠી અરકાદયુસની પસે આવ્યો. તેણે અરકાદયુસ તેના કપાળને ચુંબન કીધું અને તેનો હાથ પકડી અંદર લઇ ગયો. મકુકિસ અરકાદયુસને ઘણાજ વ્હાલની સાથે ભેટયો, અને જાણે પ્રથમ કોઇ પ્રકારની અદાવત હતીજ નહીં તેમ પ્રેમયુકત વાતો કરવા મંડયો. અરકાદયુસ, મકુકિસનો આવો વ્હાલ–પ્રેમ–વિવેક જોઇ પોતાની મનની દ્વેષભરી લાગણીને વિસરી ગયો અને મકુકિસના હાથ ચુંમી, શર, મથી માથું નમાવી ઊભો રહયો. આખર મકુકિસે તેને પોતાની જમણી બાજુંએ બેસાડયો.

મકુકિસ અને અરકાદયુરાની સામે બેસીને યહયાએ કહયું–(અરકાદયુસને) અમારા અહીં એકઠા થવાથી ત્હારે આશ્ચર્ય પામવું નહીં. ત્હારા મનમાં ત્હારા આ સસરા મકુકિસ સંબંધી જે માટે દવેષ હતો તે અમે સારી પેઠે જાણીયે છીયે તેમજ મકુકિસ પણ કાંઇ રૂમીઓ પ્રત્યે ઓછી અદા- વત ધરાવતા નહતા. પરંતુ તેમાં તમારા બન્નેમાંથી એકનો પણ કસુર નહતો. દરેક સત્ય ઉપર હતો. કોઇપણ પ્રકારે ત્હારા લગ્ન અરમાનુસાની સાથે થઇ ગયા છે એ મ્હારી જાણમાં આવતાં મને બેહદ ખુશી થઇ હતી. અને તેથી હું ત્હારી અને મકુકિસની વચ્ચેની કેટલાંક શંકાશિલ જેવા કારણોથી ઉત્પન્ન થએલી અદાવતનો અંત આણી મેળવા ચાહતો હતો. ખુદાના લાખ લાખ શુકર હું મ્હારા પ્રયત્નોમાં સાફલ્યતા પામ્યો અને આજ હું તમે બન્નેને કાંઈપણ દવેશ વીના એક બીજાની બાજુએ બેઠેલા જોઉં છું એ મહારા માટે કાંઇ ઓછા ગર્વનું કારણ નથી. અરકાદયુસ! હવે મને ખાત્રી છે કે આજથી તું મકુકિસને પોતાના પિતા તુલ્ય ગણીશ, અને મકુકિસ તને પુત્ર તુલ્ય ગણશે.

મકુકિસ—(અરકાદયુસને) બેટા! મેં કેટલો સબર કર્યો, કેટલાં

કેટલાં જુલમો સહયાં એ ખુદાજ સારી પેઠે જાણે છે. હું પણ તમારી પેઠે રૂમી વંશનો છું પરંતુ જ્યારે મેં જોયું કે કિબ્તી પ્રજા પણ રૂમી રઇયત છે છતાં રૂમીઓ તેમના ઉપર જુલમ કરતાં કશી આનાકાની કરતાં નથી ત્યારે મને તેમના ઉપર દયા આવી. મેં તેમની દાદ રૂમી સર્વોપરી સત્તાથી માંગી પણ સર્વોપરી સત્તાએ કશી દાદ દીધી નહીં. અને જુવો આ આપણો માનવંતો બાપ જે મહા વિદ્વાન અને અનુભવી છે. તે મહારો સાક્ષી છે, મેં સર્વોપરી સત્તાનું, રૂમીગોના જુલમ પ્રત્યે ધ્યાન ખેંચવા કરવું જોઇયે તે કરતાં પણ વિશેષ કીધું પણ કશું થયું નહીં, ત્યારે મહારે લાચારીએ આ ઉપાય લેવો પડયો, અને એ ઉપાય લેવાનું વ્યાજબીપણું તમે સ્થિતીનો વિચાર કરશો તો જણાયા વિના નહીંજ રહે, જો તમે મહારા કૃત્યને નિમકહરામી ગણતા હો તો, હું પણ તેને અસંખ્ય લાચાર અને નિરાધાર કિબ્તી પ્રજાને અસહ્ય જુલમથી બચાવવા કીધેલી નિમકહરામી કબુલ કર્યા વિના રહી શકતો નથી. પણ એક પલ્લામાં તે નિમકહરામીને મુકતાં અને બીજા પલ્લામાં, જે ખાતર નિમકહરામી કરવામાં આવી તેને મુકતા, પાછલી બાબતનું પલ્લું નમી જશે અને તેથી મને ખાત્રિ છે કે દુન્યા મને વગોવશે નહીં પણ જશ દેશે. બેટા! હું જાણું છું કે તું ઘણો લાયક જવાં મરદ અને ઉમદા ખવાસનો નમીરો છે, હું ત્હારી સર્વ ખુબીઓથી વાકેફ છું અને તેથી હું ત્હારો ગરવીદ, થઈ રહયો છું, તેં આ દેશના લોકો સાથે કશો ખોટો વર્તાવ કીધો નથી. અને હું તને મહારા પુત્ર અરેસ્તુલીસ કરતાં એ વિશેષ ચાહું છું.

અરકાદયુસ—(મકુકિસને પોતાની તરફથી સાફ મનનો પામીને) આપે સત્ય ફરમાવ્યું. મ્હારા મનમાં આપ સંબંધી જે જે વિચારો હતા અને તે વિચારોના કારણથી જે એક દ્વેષ જેવી લાગણી ઉત્પન્ન થઇ હતી તે સર્વ આસપાસની સ્થિતી અને આપની નિરાધારીનો વિચાર કર્યા વગરની હતી. એ હું કબુલ કરતાં લગાર શરમાતો નથી, અને હું મહારી તેવી નાદાની અને અનુભવીની કમીથી થવા પામેલા બેઅદબીની, માફી માંગુ છું. અને આપ જેવી રીતે અરસતુલીસને ગણો છો તેવીજ રીતે આ ગુલામને પણ ગણશો એવી આશા રાખું છું. અને આ તકે હાથ જોડી વીનંતી કરવી મુનાસીબ ધારૂં છું કે આપની પવિત્ર આજ્ઞા વિના હું અને અરમાનુસા કયારના લગ્ન ગાંઠે જોડાઈ ગએલાં છીયે.

**મરકસ**—(હાસ્ય ઉત્પન્ન કરવા) જ્યારે એમ છે ત્યારે તમે અરમાનુસાને શા માટે પરદામાં બેસાડી મુકી છે! અરકાદયુસને તમે પણ ઘણાં ઉસ્તાદ છો!!

મરકસ હજુ વધુ બોલવા માંગતો હતો પણ એટલામાં બરબારા આવી ગઇ અને અરકાદયુસના હાથ ચુંમી ઉભી રહી. તેની પાછળ પાછળ અરમાનુસા પણ મૌજુદ હતી, અરમાનુસાની આંખો સવારના ગભરાટ અને રડવાથી હજુ સુધી ભીંજાએલી હતી. પિતાને બેઠેલા જોઇ આગળ વધી ઘુંટણીએ પડી સલામ કીધી અને ક્ષેમ કુશળતા પુછી.

યહયાએ તરત ઊભા થઈ અરકાદયુસનો હાથ પકડી અરમાનુસાના હાથમાં મુકયો અને આશીર્વાદ દીધો. આ વખતે તે બન્નેમાં કેટલી ખુશી ઉત્પન્ન થઇ હશે તેનો અંદાજો વાંચક તમે કરી લેશો.

**મહયા**—(સર્વને સંબાધીને) સત્ય છે જેને ખુદા મેળવે છે તેમને કોણુ છુપાવી શકે. હું એ બન્નેને આશીર્વાદ આપી દુઆ ગુજારૂં છું કે જેવો તમારો પાક પ્યાર રહયો છે તેવીજ તમો પાક જીંદગી બસર કરો.

એકઠા થએલા લોકો વિખરાઇ ગયાં અને અરકાદયુસ અરમાનુસાને લઇ પાસે તઇયાર કીધેલા ઓરડામાં ગયો જ્યાં આશુક માશુક હસી ખુશી સાથે................

બીજે દીવસે ઇસ્લામી સેનાધિપતિ અરકાદયુસને મળવા આવ્યો. તેણે અરકાદયુસને સંકટ પછી સુખની પ્રાપ્તીની વધાઇ સાથે મુબારકબાદ આપી–કહયું જો તમો ઇસ્કન્દરિયા રહેવું પસંદ કરતા હોવો તો અહિં સુખેથી રહો અગર બીજે કોઇ ઠેકાણે તમારી પત્નીને લઇને જવું હોય તો હું તે બધો બંદોબસ્ત કરી દરેક મદદ આપવા તઇયાર છું.

અરકાદયુસે, પોતાના પિતાશ્રીને સર્વ હકીકત લખવા અને તેમનો જવાબ આવતા સુધી થોભવા માટે કહયું જે ઇસ્લામી સેનાપતિએ મંજુર રાખ્યું. તરતજ એક એપીયો કુસ્તુન્તુનીયા રવાના કરવામાં આવ્યો. એક લાંબા વખત પછી એપીયાએ પાછા આવી તેના પિતાશ્રીના કેદમાં સડીસડી મરણ પામવાના સમાચાર સંભળાવ્યા. અરકાદયુસનું એ સમાચાર સાંભળી મન ભરાઇ આવ્યું, અને તેને કુદરતી કુસ્તુન્તુનીયા પ્રત્યે ધીક્કાર છુટયો. તેથી તેણે હમેશાને માટે ઇસ્કન્દરીયામાં રહેવું પસંદ કીધું.

ઇસ્લામી સેનાપતિએ હઝરત ઉમર રદી૦ને ઇસ્કન્દરીયા ફતેહ થયાના સમાચાર લખી મોકલ્યા અને પુછાવ્યું મારે કયાં રહેવું. જેના જવાબમાં હઝરત ઉમર રદી૦નો જવાબ આવ્યો કે "સરદી અને ગરમીની મોસમમાં મ્હારી અને મુસલમાનોની વચ્ચે કોઇ પણ નદી આવેલી હોય એવી જગ્યાએ મુસલમાનોને રાખો એ મને પસંદ નથી. એટલા માટે કે જ્યારે હું ચાહું ત્યારે સાંઢણી ઊપર સ્વાર થઇ તમને મળી શકું"

ઇસ્કન્દરીયા અને હિજાઝ વચ્ચે નીલ નદી આવેલી હતી તેથી ઇસ્લામી સેનાપતિએ હઝરત ઉપર રદી૦ના હુકમ મુજબ વર્તવા હસ્ને બાબુલ ચાલ્યો ગયો. ત્યાંથી રવાના થતી વખતે પોતાની પાછળ જે તંબુ ઉભો મુકયો હતો તે હજુ સુધી જેવોને તેવો હતો. તેમાં હાલ હજારો કબુતરોએ માળા બનાવ્યા છે. સેનાપતિએ પાછો ત્યાં પડાવ નાંખ્યો અને ત્યાં એક શહેર વસાવ્યું જેનું નામ "ફુસ્તાત" રાખ્યું જે મીસર દેશમાં ઇસ્લામીઓનું પહેલું રાજધાનીનું શહેર હતું. હાલ એ શહેરનું નામ નિશાન બાકી નથી. માત્ર કેટલીક ઈમારતોનું ખંડેર જોવામાં આવે છે જેનું વર્ણન પ્રથમ આવી ગયું છે.

અરકાદયુસ અને અરમાનુસાએ ઇસ્કન્દરીયામાંજ રહેવું પસંદ કર્યું. મરકસ તથા મારીયા અને બરબારા તેમનીજ સેવા ચાકરીમા હસી ખુશી સાથે રહેવા લાગ્યા. દુઃખના દિવસો ગયાં અને સુખના દિવસો પ્રાપ્ત થયાં. ખુદા દરેકને સુખના દિવસો નસીબ કરે. આમીન !!

